શ્રી.

# નિવેદન



આપણા દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સુદુદ્દેશથી પતિતપાવન કૈ. શ્રીમંત સરકાર મહારાજાસાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ, સેના-ખાસખેલ, સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ., જી. સી. આઇ. ઈ., એલએલ. ડી., એઓશ્રીએ કૃપાવંત થઇને બે લાખ રૂપિયાની જે રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી, "**શ્રી સયાજી સાહિત્યમાળા**" રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર '**બ્રહ્મદેશ**' એ નામનું પુસ્તક **રા. રમેશનાથ રંગનાથ ગૌતમ**, બી એ. એમની પાસે તૈયાર કરાવી તેને ઉક્ત માળામાં ૨૭૮ મા પુષ્પરૂપે આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| | | |
|---|---|---|
| ભાષાંતરશાખા<br>પ્રાચ્યવિદ્યામંદિર,<br>વડોદરા<br>તા. ૧-૭-૪૨ | ભા. પ્ર.<br>કોઠારી<br>ભાષાંતર<br>મદદનીશ | જ્યો. મા. મહેતા<br>વિદ્યાધિકારી<br>વડોદરા રાજ્ય. |

# અનુક્રમણી



## ખંડ ૨

# બે બોલ

હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ પૂરો અને સાચો લખાયો નથી. બૌદ્ધ સમયનો ઇતિહાસ કંઈ અંશે ઉભો કરી શકાય છે પરંતુ બુદ્ધપૂર્વ અને બુદ્ધ પછીના હિંદુસ્તાન ઉપર તો ધુમ્મસના પડદા પડી રહેલા છે. સ્વ. જાયસ્વાલ, ડૉ. નાગ ઈ. જેવા જૂજ ઇતિહાસકારો આ ધુમ્મસમાં કંઇક પ્રકાશ નાખવા પ્રયત્ન કરી રહ્યા છે.

હિંદનો આ ઇતિહાસ તે આજના રાજકીય હિંદુસ્તાન અગર આજના ભૌગોલિક હિંદુસ્તાનનો જ નહિ. હિંદની ભૂગોળ આજની હિંદ-સીમા બહાર ઘણે ઘણે દૂર પહોંચેલી હતી. મધ્ય એશિયા, અફઘાનીસ્તાન તીબેટ. બ્રહ્મદેશ, સાયામ, મલાયા, કેમ્બોડિયા અને ડચ હિંદના વિશાળ ટાપુઓ–એ સઘળા હિંદના ભૌગોલિક વિભાગો હતા–પશ્ચિમ સમુદ્રના આફ્રીકન કિનારા અને ટાપુઓને બાદ કરીએ તો પણ આ ભૂગોળને કેટલાક હિંદી વસાહત અગર હિંદી સંસ્થાનો તરીકે ઓળખાવે છે. એક વાત ચોક્કસ, કે હાલની વસાહતો પ્રમાણે સંસ્થાનો કે તાબાના પ્રદેશો ઉપર રાજ્ય કરતી કોમ જે પ્રભુત્વ ભોગવવા પ્રયત્ન કરે છે, તેવું પ્રભુત્વ હિંદી સંસ્કૃતિએ સ્થાપેલું દેખાતું નથી. તાબાના પ્રદેશોમાં ઉજળિયાત અને રાનીપરજ જેવા વિભાગો હિંદી સંસ્કૃતિએ પાડયા હોય, એમ ઇતિહાસના ટૂકડા જોતાં અને અત્યારના અવશેષો જોતાં લાગતું નથી. હિંદના સમગ્ર સંસ્કાર, હિંદની સમગ્ર કલા, હિંદનો માન્ય ધર્મ, અને હિંદની વિવિધ કક્ષાની ફિલસુફીઓ–એ સઘળું જાણે અર્પણ કરવાને માટેજ હિંદવાસીઓની વસાહતો થયેલી હોય, એમ દેખાઈ આવે છે. આવા વિજયભેદ કે સંસ્કારભેદ હિંદની સંસ્કૃતિના શોધકોએ ખાસ સમજી લેવા જેવા છે.

આ વિભાગોમાના મહત્વના અને આપણા સાખપડોશી બ્રહ્મદેશ વિષે એક સળંગ અભ્યાસલેખ મ્હારા યુવાન મિત્ર શ્રી. રમેશનાથ ગૌતમે વર્ષોથી અને વર્ષોના અભ્યાસ પછી તૈયાર કરી રાખ્યો છે. એમાં બ્રહ્મદેશ–બર્મા સંબંધમાં ઐતિહાસિક, સામાજિક, માનવવંશવિસ્તાર વિષયક અને સાંસ્કૃતિક ઉત્ક્રાન્તિ, વિકાસ કે અધોગતિના મનનીય અભ્યાસો આપેલા છે. હિંદને

જાગ્રત થવું હોય તો હિંદે પોતાનો પુર્વ ઇતિહાસ ઉકેલવો અને સમજવો પડશે. એ ઇતિહાસના ઉકેલમા બ્રહ્મદેશ અને હિંદના સંબંધ વિષે શ્રી. રમેશનાથ ગૌતમનો આ નિબંધ બહુજ મનોરંજક અને ઘોતક થઈ પડે એમ હું માનું છું.

હું જાવા–બાલી ગયો ત્યારે તે પ્રદેશોના આર્ય અને બૌદ્ધ સંસ્કારોના જિવંત અવશેષો જોઇ હું ચકિત થઇ ગયો, અને મને શંકા પણ ઉત્પન્ન થઈ, કે એ સર્વ ન અવશેષો કહેવાય કે કેમ.

બ્રહ્મદેશ તો આપણી સીમાડે જ છે. હિંદુસ્તાનમાં જ જન્મ પામેલો બૌદ્ધ ધર્મ હજી બ્રહ્મદેશનો જિવંત ધર્મ છે. એટલે એ પ્રદેશની ઇતિહાસ-ગાથા હિંદવાસીઓ માટે તો બહુ જ જરૂરી છે.

તેમા યે ગુજરાતીઓનો બર્મા સાથેનો સંબંધ તો બહુ જ ગાઢ છે. આજની જનતાને ગુજરાતીઓએ બર્મા સુધી ભરેલી ફાળ નવાઈ ભરેલી લાગે. સાગર તરી, પ્રદેશો ઓળંગી, બર્માથી પણ આગળ ગુજરાતી પ્રજા પહોંચી ગયેલી છે. એ સાહસપ્રિય પ્રજાએ પોતાનું એક ગૌરવભર્યું તત્વ તો ધ્યાનમા રાખવુંજ જોઇએ, કે પ્રાચીન વસાહતોના અને પ્રાચીન હિંદના ઇતિહાસમા ગુર્જર પ્રજાએ મહત્વનો ભાગ ભજવેલો છે જ. જાવાની દંતકથા વિજય નામના ગુજરાતી રાજપુત્રને આર્ય સંસ્કૃતિ લાવનાર તરીકે ઓળખે છે. બર્મામા પણ એક મુસ્લીમ ગુજરાતી બર્મન રાજકર્તાનો પ્રધાન હતો એમ જાણીશું ત્યારે આપણને ગુજરાતીઓની અને પ્રાચીન યુગની અતાંતરક્ષમાનો અને ગુજરાતીઓના સાહસનો ગર્વભર્યો ખ્યાલ આવી શકશે.

આ ગ્રંથ ઇતિહાસ નથી. પરંતુ ઇતિહાસનો " કાચો માલ " તો તેમાં ખૂબ ભરેલો છે. એટલું જ નહિ. પરંતુ ઇતિહાસ રચવા માટે કયા કયા માર્ગ લેવા, તેનું ચોક્કસ દિશાસૂચન પણ તેમાં છે. હિંદના સાંસ્કૃતિક વલણોની રેખા ઉપર ચીતરેલી હકીકતોનો આ રંગીન સમૂહ બહુજ ઉપયોગી, પ્રેરક અને રંજક વાંચન પૂરું પાડે છે એવી મ્હારી ખાતરી છે.

શ્રી. રમેશ ગૌતમનો આ પ્રયાસ સફળ નીવડો, અને બર્માને હિંદુસ્તાનના સુવર્ણ અંકોડા સમ ગણવાના તેઓ સતત પ્રયાસ કર્યા કરો, એવી મ્હારી શુભેચ્છા છે.

રમણલાલ વસંતલાલ દેસાઈ

# આમુખ

" History, a distillation of Rumour "
Carlyle, *French Revolution, Pt* 1. *Bk* 7

" History, at least in its state of ideal perfection, is a compound of poetry and philosophy. It impresses general truths on the mind by a vivid representation of particular characters and incidents "

Macaulay, *On Hallam's Constitutional History*.

બ્રહ્મદેશ અથવા સામાન્યતઃ બર્મા નામથી ઓળખાતા નિસર્ગના એક મનોહર ઉદ્યાન સમાન દેશ સાથેના આર્યાવર્ત (હિન્દુસ્થાન) તથા આર્યાવર્તવાસિની હિરણ્યગર્ભ હિન્દુ જાતિના ધાર્મિક, સામાજિક રાજનૈતિક તથા વ્યાવસાયિક આદિ નાનાવિધ સંબંધો અત્યંત પ્રાચીન તથા ઘનિષ્ટ હોવા છતા અને વિશેષત હિન્દુસ્થાનના ગુજરાત, કચ્છ તથા સૌરાષ્ટ્ર કાઠિયાવાડ આદિક પ્રાંતોની ગુજરાતી ભાષા બોલનારી હિન્દુ તથા મુસ્લિમ જનતાના બ્રહ્મદેશમાના આગમન તથા બ્રહ્મદેશ સાથેના વાણિજ્યવ્યવહાર સબંધની ઘટના પણ સો વર્ષ કરતા ય વધારે જૂની થઇ ગયેલી હોવા છતા, માત્ર એટલું જ નહિ, એ દીર્ઘકાળમા ગુજરાત, કચ્છ તથા સૌરાષ્ટ્ર દેશના શૃંગારસમા કેટલાક સુશિક્ષિત, બુદ્ધિશાળી તથા સાક્ષરકોટિના સત્પુરુષો પણ અહી આવીને વસી ગયેલા હોવા છતા અત્યારસુધી બ્રહ્મદેશના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસના લેખન તથા પ્રકાશન દ્વારા બ્રહ્મદેશ તથા ભારતવર્ષના પારસ્પરિક ઘનિષ્ઠ તથા અવિભાજ્ય સબંધો પર પ્રકાશ પાડનારો એક પણ ગ્રંથ સંક્ષિપ્ત, કિંવા સવિસ્તર સ્વરૂપમાં, અસ્તિત્વમા નથી આવ્યો અને વ્યાવસાયિક કારણોથી બ્રહ્મદેશમા સ્થાયી ભાવથી વસતા, કિંબહુના બ્રહ્મદેશના જ વાસ્તવિક નિવાસી બની ગયેલા ગુર્જર ભાષાભાષીઓ એના

પ્રકારના ગ્રંથ અથવા ગ્રંથોના અભાવે ભયંકર અજ્ઞાનને જ સેવી રહ્યા છે એના જેવો શોક તથા નિરાશાનો અન્ય ગો વિષય હોઇ શકે વારુ ? આજથી ત્રણ માસ પૂર્વે જ્યારે મારા બ્રહ્મદેશના પ્રવાસનો નિશ્ચય થઇ ગયો હતો ત્યારે જો ગુજરાતી ભાષામા એવા કોઈ નાના મોટા ગ્રંથો લખાયા તથા છપાયા હોય તો તે ગ્રંથોને મેળવી લેવાનો મેં પ્રયત્ન કર્યો હતો પરંતુ ગુજરાતી ભાષામાં બ્રહ્મદેશના ઇતિહાસ, પ્રવાસ તથા ભારતીય જનતાના બ્રહ્મદેશ સાથેના સબંધનો પરિચાયક એક પણ નાનો કે મોટો ગ્રંથ મને મળી શકયો ન હોતો અને મારો એ પ્રયત્ન સર્વથા નિષ્ફળ જ થયો હતો. માત્ર અંગ્રેજ ગ્રંથકારોના લખેલા અનેક ગ્રંથો મને અંગ્રેજી ભાષામાં તરત મળી શકયા હતા અને ત્યાર પછી બીજા અંગ્રેજી ગ્રંથો રંગૂનમા આવ્યા પછી રંગૂનમાંથી પણ ખરીદી શકાયા હતા અંગ્રેજોના પગલાં જે જે દેશોમા પડ્યા છે તે સર્વ દેશોના સબંધમા અંગ્રેજ લેખકોએ અસખ્ય નાના મોટા ગ્રંથો ભિન્ન ભિન્ન દૃષ્ટિથી લખી નાખ્યા છે તે તે દેશોમાં ભવિષ્યમા આવનારા પોતાના દેશબંધુ તથા જાતિબધુઓ માટે તે સર્વ વિષયોના જ્ઞાનની પ્રાપ્તિના માર્ગોને પ્રશસ્ત કરી દીધા છે અને આપણે ગુજરાતી ભાષા બોલનારાઓ એવી સ્થિતિમા જ અટવાયા કરીએ છીએ કે—

"સખા, હમને બહોત કુછ કોશિશે કીં તાકે કુછ સમઝે;
મગર સમઝે તો યહ સમઝે, કિ અબ તક કુછ નહી સમઝે !"

અર્થાત્ પોતાના વ્યવસાયના સીમાબદ્ધ ઉપરટપકિયા જ્ઞાનને અપવાદ રૂપ માનવામા આવે તો બ્રહ્મદેશવાસિની ગુજરાતી ભાષા બોલનારી જનતા બ્રહ્મદેશ વિષયક આવશ્યક સાહિત્યના ગુજરાતી ભાષામાના અભાવના કારણથી બ્રહ્મદેશના વાસ્તવિક સ્વરૂપને અલ્પસ્વલ્પ પરિમાણમાં પણ નથી જાણી શકી, એ નિર્વિવાદ વાર્તા છે

પરંતુ ગુજરાતી ભાષા બોલનારી બ્રહ્મદેશવાસિની જનતાના સદ્‌ભાગ્યે ..કેટલાક વિશ્વવિદ્યાલયની ઉચ્ચ પદવી (ડિગ્રી) ધરાવનારા તથા બુદ્ધિશાળી પુરુષો પણ વ્યાવસાયિક કારણોથી બ્રહ્મદેશમા વિશેષત, બ્રહ્મદેશની આધુનિક રાજધાની રંગૂન નગરીમા આવી વસેલા છે અને આ

બ્રહ્મદેશના ઇતિહાસના નિર્માતા, મારા મિત્ર રા. રમેશ ધારેખાન બી. એ. પણ તે બ્રહ્મદેશવાસીમાંના એક છે. રા. ધારેખાન આજે પંદરેક વર્ષથી રંગૂનમાં જ વસે છે અને પોતાના બ્રહ્મદેશનિવાસના એ દીર્ઘ સમયને બહુધા સાહિત્ય સાથે ઘનિષ્ઠ સંબંધ ધરાવનાર પત્રકારત્વના વ્યવસાયમાં જ વીતાવ્યો છે. ગુજરાતી સાહિત્યભંડારમાં બ્રહ્મદેશ વિષયક સાહિત્યનો અભાવ પ્રથમથી જ એમના હૃદયમાં કંટક સમાન ખૂંચ્યા કરતો હતો અને તેથી બ્રહ્મદેશની સમસ્ત પરિસ્થિતિઓનો, આવા એક ગ્રંથના નિર્માણ માટે, એઓ પરિશ્રમપૂર્વક અભ્યાસ કરી રહ્યા હતા. અંગ્રેજી ભાષામાં લખાયલા બ્રહ્મદેશવિષયક અસંખ્ય ગ્રંથોના પરિશીલન ઉપરાંત બ્રહ્મદેશના ઐતિહાસિક મહત્વ ધરાવનાર પુરાતન સ્થળોના પ્રત્યક્ષ નિરીક્ષણ તેમજ બ્રહ્મદેશની નૈસર્ગિક ભૌગોલિક પરિસ્થિતિના અપરોક્ષ અવલોકન માટે લગભગ ૯૦૦૦ માઇલ્સ જેટલો પ્રવાસ તો એઓ ભિન્ન ભિન્ન અવસરે મોટર દ્વારા જ કરી ચૂક્યા છે, કે જેમાં રેલ્વે દ્વારા કરાયલા પ્રવાસોનો સમાવેશ નથી થતો. એ સમસ્ત અવિશ્રાંત પરિશ્રમ તથા અખંડ અભ્યાસના અત્યંત મધુર ફળ તરીકે પ્રસ્તુત ગ્રંથ લખાયો છે અને આદરપૂર્વક બ્રહ્મદેવામિની ગુર્જર ભાષાભાષિણી જનતાનાં કરકમળોમાં સમર્પાયો છે, અર્થાત ગુજરાતી ભાષામાં બ્રહ્મદેશ વિષયક જ્ઞાનની નિર્મલ ગંગાના પ્રવાહને વહેવડાવનાર આ ગ્રંથ સર્વથી પ્રથમ હોવાથી કદાચિત ભવિષ્યમાં અન્ય લેખકો કિંવા ગ્રંથકારોની લેખિનીથી બ્રહ્મદેશના ઇતિહાસ તથા બ્રહ્મદેશના ભારતવર્ષ, વિશેષતઃ પ્રાચીન હિન્દુ ભારત સાથેના ઘનિષ્ઠ સંબંધો ઉપર પ્રકાશ પાડનારા વિશાળ ગ્રંથો લખાશે, તોય એ વિષયના આદિ ( પાોનીયર ) ગ્રંથ તરીકે તો આ ગ્રંથની મહત્તા જ ચિરંજીવિની રહ્યા કરશે, એ સત્યનો કદાપિ કોઇથી અસ્વીકાર કરી શકાય તેમ છે જ નહિ.

આ ગ્રંથની નિરંતર સ્મરણમાં રાખી લેવા યોગ્ય જે વિશિષ્ટતા મારા જોવામાં આવી શકી છે તે એ છે કે અમુક નિષ્પક્ષપાત અને ભારતવર્ષ તથા બ્રહ્મદેશ ( ઉભય દેશો ) પ્રતિ હાર્દિક અનુકંપા તથા પૂજ્ય ભાવ ધરાવનારા એચ. ફીલ્ડિંગ હૉલ ( H. Fielding Hall ) જેવા આંગ-

બીના વેઠા પર ગણી શકાય તેટલા અપવાદરૂપ અંગ્રેજ ગ્રંથકારોના ગ્રંથોને અપવાદરૂપ માનવામા આવે, તો બહુધા અન્ય સર્વ અંગ્રેજ ગ્રંથકારો દ્વારા રાજનૈતિક તથા આર્થિક કારણોથી સત્યનો સર્વથા અપલાપ કરીને પોતપોતાના બ્રહ્મદેશ વિષયક ગ્રંથોમા એ વાર્તાને સિદ્ધ કરી બતાવવાના જે અવ્યાપારેષુ વ્યાપાર સમા બાલિશ પ્રયત્નો કરાયલા છે, વિશેષત, જ્યારથી બ્રહ્મદેશને ભારતવર્ષથી વિભક્ત તથા અસંબદ્ધ કરી નાખવાનો હવે નિર્ણીત થઇ ગયેલો પ્રશ્ન ઉપસ્થિત થયો છે ત્યારપછીના ગ્રંથોમાં જે સત્યાપલાપ કરાયલા છે તેમનો સાર એજ છે કે બ્રહ્મદેશનો ભારતવર્ષ સાથે પ્રાચીન કાળમા કશોય સબધ હતો પણ નહિ, અત્યારે છે પણ નહિ અને ભવિષ્યમાં એવો કોઇ પણ સબધ થવાનો સંભવ પણ નથી જણાતો, એટલે બ્રહ્મદેશના મૂળ નિવાસી બર્મનોના હિતોની રક્ષા માટે બ્રહ્મદેશના ભારતવર્ષ સાથેના સબધો બધ થવાજ જોઇયે અને બ્રહ્મદેશનું વિભક્તીકરણ થવું જ જોઇએ * પરંતુ આ ગ્રથના લેખક ભાઇ ધારેખાને અનેક ઐતિહાસિક,

---

* અત્યારના અગ્રેજ ગ્રથકારોના એ સત્યાપલાપક અસત્યમૂલક પ્રચારકાર્યના નમૂના તરીકે વર્તમાન વર્ષ ૧૯૩૫ મા જ રંગૂનમા પ્રકટ થયેલા Beautiful Burma નામક Major C. M Enriquez ના લખેલા ગ્રથની પ્રસ્તાવનાના આઠમા પૃષ્ઠમાનો એક પૅરેગ્રાફ અહીં ઉતારી લેવાના મારા પ્રલોભનને હુ નથી અટકાવી શકતો. તે પૅરેગ્રાફ આ છે —

' First of all, What is Burma ? What is this mysterious land of Indo-China that by a mere accident, became a province of British India, and is now starting life of its own ? The answer is that Burma by blood and tradition is essentially Mongolian. It is the edge of China geographically and ethnologically, it has nothing whatever to do with India "

આ ગ્રથમા આવા જ અનેક બાલિશ વિધાનો કરાયલા છે અને તે તેમનું ખડન કરવા બેસીએ તો એક જૂદો ગ્રથ જ લખવો પડે, પરંતુ ભાઈ ધારેખાનનો ગ્રથ આવા વિધાનોની નિર્મૂલતાને પ્રમાણ પુર:સર સિદ્ધ કરી બતાવનારો હોવાથી હાલ તરત તો આ વિધાનોના ખડનની આવશ્યકતાની સ્વયમેવ પૂર્તિ થઇ ગઇ છે.

સાંસ્કૃતિક, આચારવિચાર વિષયક સામ્ય તથા એવાંજ ,અન્યાન્ય પ્રમાણોથી એ વાર્તાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવી છે કે અત્યંત પ્રાચીન કાળથી જ બ્રહ્મદેશ ભારતવર્ષ સાથે નાનાવિધ સંબંધોની શૃંખલાવડે જકડાયેલો છે, અને બ્રહ્મદેશના ભારતવર્ષ સાથેના એ ચિરંજીવ સંબંધો આવાં અનેક રાજનૈતિક વિભક્તીકરણો થવા છતાં પણ સદાસર્વદા સજીવન, અખંડ તથા અવિભાજ્ય જ રહેવાના છે. મેં 'સ્વયં' આ વિષયનો જે કાંઈ પણ અભ્યાસ કર્યો છે તે અભ્યાસના યોગે હું પોતે પણ એજ નિર્ણય ઉપર આવેલો છું એટલે આ વિષયમાં મારી તથા ભાઈ ધારેખાનની માન્યતાઓ એક સરખી છે અને એ જ માન્યતાઓ સત્ય તથા વાસ્તવિક છે.

ભાઈશ્રી ધારેખાને આ ગ્રંથ લખી તથા છપાવીને પોતાના બ્રહ્મદેશ-નિવાસ, પોતાના અવિશ્રાંત અભ્યાસ તથા પોતાના અમૂલ્ય સમયનો અતિશય સદુપયોગ કરીને બ્રહ્મદેશવાસિની તથા ભારતવાસિની ગુર્જર ભાષાભાષિણી જનતાની જે અમૂલ્ય, અલભ્ય તથા ચિરસ્મરણીય અનન્ય સેવા કરી બતાવી છે તે માટે ભાઈ ધારેખાનને જેટલા પણ ધન્યવાદો આપવામાં આવે તેટલા ધન્યવાદો ઓછાજ માની શકાય એ નિઃસંશય સત્ય છે...હું પરમાત્મા પાસેથી એજ યાચી રહ્યો છું કે ભાઈશ્રી ધારેખાનનો આ ગ્રંથ લોકાદરને પાત્ર થાય અને એમનો એ વિજય એમના ઉત્સાહને વધારીને એમની ઓજસ્વિની લેખિનીથી આવા અનેક ઉપયુક્ત ગ્રંથો લખાવીને ગુર્જર સાહિત્ય ભંડારને તે ગ્રંથરત્નોદ્વારા સમૃદ્ધ કરતો રહે.

ભાઈ ધારેખાન જેવા......વિશ્વવિદ્યાલયની ઉચ્ચ પદવી ધરાવનાર વિદ્વાન પત્રકાર તથા ગ્રંથકારે મારા જેવા શાળા પાઠશાળાના શિક્ષણથી સર્વથા વંચિત, ગૃહશિક્ષિત તથા આજન્મ વિદ્યાર્થી પાસેથી પોતાના ગ્રંથનો ઉપોદ્ઘાત લખી આપવાની માગણી કરીને પોતાની કુલીનતા, નિરહંતા તથા ગુર્વી ગુણગ્રાહકતાનો જ પરિચય કરાવ્યો છે અને મારા માનની વૃદ્ધિ જ કરી બતાવી છે એટલે એમની એ અનન્ય ગુણગ્રાહકતા માટે હું એમનો ચિરઋણી જ રહેવાનો છું. એ મારા ગ્રંથકાર મિત્રના સાર્વત્રિક

વિજય, ઉત્કર્ષ તથા કલ્યાણયુક્ત ઉદંડ આયુષ્ય, અખંડ આરોગ્ય તથા વિશુદ્ધ જીવનને પરમ કૃપાળુ પરમાત્મા પાસેથી યાચીને હું મારા આટલા ઉપોદ્‌ઘાતને પર્યાપ્ત માની મારી લેખિનીને વિશ્રાંતિ આપવાની આજ્ઞા ઇચ્છુ છું, ઇતિ.

રંગૂન તા. ૨૧-૧૨-૭૫
શનિવાર.

ભવદીય
નારાયણ વિસનજી ઠક્કુર,
ગુર્જર ગ્રંથકાર

# પ્રવેશક

## બ્રહ્મદેશ-હિન્દુ સંસ્કૃતિના શાંતિસામ્રાજ્યનું સંસ્થાન.

બ્રહ્મદેશ ઉપર ભારતીય સંસ્કાર અને રક્તની છાયા અનાદિ કાળથી પડતી આવી છે, અને હજી પણ એ ક્રમ જેવો ને તેવો ચાલુ છે, એ સામાન્ય રીતે સર્વમાન્ય હકીકત છે. ભરતખંડની પૂર્વ દિશાએ આવેલા દેશો ઉપર ભારતીય (—અલબત હિંદુ-) સંસ્કૃતિનું સામ્રાજ્ય જેવું સ્વાર્થરહિત તેવું જ વિસ્તૃત અને પ્રગાઢ હતું, અને જાવા, બાલિ, શ્યામ, કમ્બોડીયા આદિ દેશોમાં તેની પ્રબળ પ્રતીતિ અત્યારે પણ સર્વત્ર દષ્ટિગોચર થાય છે. આ સ્થળોમાં હિન્દુ સંસ્કારના અવશેષો તરફ કેટલોક સમય થયાં પુષ્કળ ધ્યાન ખેંચાયું છે, અને તે સંબંધે ઘણું બોલાયું તથા લખાયું પણ છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે ૧૯૨૭માં એ પ્રદેશમાં કરેલા પ્રવાસે એ વિષયના કુતૂહલને સબળ વેગ આપ્યો હતો, અને Greater India Series માં તે વિષે સંતોષકારક પ્રમાણમાં અન્વેષણમૂલક સાહિત્ય પ્રસિદ્ધ થયું છે એમ કહી શકાય. આપણા સાક્ષરશ્રી રમણલાલ દેસાઈ ૧૯૩૬ ની સાલમાં જાવા જઈ આવ્યા; ભારતીય સંસ્કૃતિનાં ત્યાં સર્વત્ર દષ્ટિગોચર થતાં ચિહ્નોએ તેમના મન ઉપર ઘેરી છાપ પાડી, અને એ પર્યટન વિષે તેમનું કેટલુંક લખાણ પ્રસિદ્ધ થયું, તેને લીધે આ વિષય તરફ તત્કાળ પૂરતું ગૂજરાતનું લક્ષ આકર્ષાયું કહી શકાય ખરું.

બ્રહ્મદેશ તો જાવા, બાલી, શ્યામ, કમ્બોડીયા, સીંગાપોર (સિંહપુર) એ બધાં કરતાં આપણો વધારે નિકટવર્તી છે; અને એ સર્વ કરતાં બ્રહ્મદેશ ઉપર ભરતખંડે પાડેલી અસર વધારે વ્યાપક તેમજ પ્રગાઢ છે. એ દેશમાં ભારતીયોની જનસંખ્યા જેટલી છે તેટલી અન્ય કોઇ દેશાવરમાં નથી. તેમ છતાં એ દેશમાં ભારતીય સંસ્કારના વહેલા પ્રવાહોનો અભ્યાસ કરીને તે વિષે માહિતી મેળવવાનું કુતૂહલ કોણ જાણે કેમ કોઈ વિદ્વાનને થવા પામ્યું નથી.

જાવા અને બાલિ કરતાં બર્મા બંગાળાની વધારે—પાસે પડોશમાં છે, છતાં બંગાળી વિદ્વાનોએ ફાળ ભરીને તેની પેલી પાર પથરાયેલા એ પ્રદેશોને ખંખોળી નાખ્યા જ્યારે એ હનુમાનકુદકામાં બર્માને તેઓ પ્રાય અસ્પર્શિત સ્થિતિમાં મૂકતા ગયા છે આપણી દૃષ્ટિની એ ખૂબી છે, કે જેમ વસ્તુ વધારે દૂર પડેલી હોય તેમ તે વધારે આકર્ષક લાગે છે, અને જેમ પરિચય વધારે ગાઢ તેમ તેવા પરિચયવાળી વસ્તુ આપણે હાથે અવજ્ઞાને વધારે પાત્ર બને છે દેશાભિમાન, જાતિઅભિમાન કે સંસ્કારગૌરવનું ખાસ લક્ષણ આત્મલક્ષીપણાનું હોય, પરંતુ આપણી સ્થિતિ તેથી સાવ જુદી છે

લગભગ પંદર વર્ષના મારા બર્માના વસવાટ દરમ્યાન ખાસ કરીને ગૂજરાતનું લક્ષ એ દેશ તરફ ખેંચવા ગુજરાતી સામયિકોમાં લેખો દ્વારા યથાશક્તિ પ્રયત્નો મેં કર્યાં, પરંતુ તેમાં સફળતા જેવું કશું પ્રાપ્ત થયું નહિ બર્મામાં વીસ–પચીસ હજાર ગૂજરાતીઓ વસે છે, હજારો ગુજરાતીઓ ત્યાં જમાના થયાં વસતા રહ્યા છે. બર્મામાં તેઓ ઓતપ્રોત છે છેક ચીન અને આસામ તથા શ્યામને લગતી સરહદોના અતિ વગડાઉ પ્રદેશના એકલા અટૂલા ગામડામાં પણ ભાગ્યે જ એવું કોઈ હશે કે જ્યાં એકાદ ગૂજરાતીની હાટડી ન હોય તે છતાં આપણા સંસ્કારની બર્મા ઉપર થયેલી, થતી કે થવાની અસરમાં કોઈને કશો રસ નથી, કેમકે એવી રસવૃત્તિ તાત્કાલિક દ્રવ્યોપાર્જનની પ્રવૃત્તિનું અંગ નથી બની શકતી! નાકની દાંડીથી વધારે દૂર દૃષ્ટિ કરે તે ભારતીય નહિ—ગૂજરાતી તો નહિ જ

છેલ્લા દશેક વર્ષ થયાં બર્મામાં ભારતીયો સામે જે અણધાર્યો અને મુઝવનારો પ્રકોપ પ્રજ્વળી નીકળ્યો છે, તેને આ અનાદિ કાળના સંબંધોની ભૂમિકા આડે જોઈશું, તો સખેદાશ્ચર્ય થયા વિના નહિ રહે આવી શોચનીય સ્થિતિમાં પણ આપણને સૂઝતું નથી, કે એ હજારો વર્ષોના સ્નેહસંબંધોની યાદ આપણે તાજી કરીએ, કે જેથી બ્રહ્મીઓને પણ તેનાં સ્મરણો આપણે તાજાં કરાવી શકીએ, અને પુન મીઠા સંબંધ સ્થાપવા પ્રેરાઈએ આ નજરે, સ્વાર્થવૃત્તિથી પણ, બર્માનો પ્રમુખ વેપારી વર્ગ—ગૂજરાતી સમુદાય—એણે આ વિષયમાં રસ લેવો ઉચિત છે શોષણની કળામાં પણ

સાંસ્કૃતિક ક્ષેત્રનો કસ કાઢવાની આવડત અતિ મહત્વનો ભાગ ભજવે છે, એટલુંયે આપણે શોપણ કળાના ઉસ્તાદ યૂરોપિયનો પાસેથી ન શીખી શકયા હોઈએ, તો એ કરમની કઠણાઈ જ છે, અને એ બાબતમાં પણ આપણે પછાત છીએ, એની તેમાં સાબિતી રહેલી છે !

અસ્તુ; એ " કળા " માં સાવ ચૌદમા અક્ષર જેવા મને તો, આ બે હજાર વર્ષથી વહેતા ભારતીય અને મુખ્યત્વે હિંદુ સંસ્કારના પ્રવાહોના અભ્યાસમાં ઘણો રસ પડવાથી, એ દિશામાં શકય જે કાર્ય છે તેના આછા પરિચય રૂપે આ નિબંધ તૈયાર કરવા હું પ્રેરાયો. તેમાં કેટલાંક વર્ષો સુધી પ્રયત્નશીલ રહેવું પડયું હતું. રંગૂનની કેટલીક પ્રખ્યાત લાઇબ્રેરીઓમાંથી જૂનાં બર્મી– પુસ્તકોનાં મળી શકયાં તે ભાષાન્તરોના વાચન, હજારો માઇલોની રેલ્વે તેમજ મોટરની મુસાફરી, વર્તમાનપત્રોમાં વખતોવખત પ્રસિદ્ધ થતા તદ્વિદોના ખાસ વિષયો ઉપરના લેખોના અભ્યાસ, મોઢેથી સાંભળેલી હકીકતો, અને હાર્વે તથા સ્કૉટ જેવા સમર્થ ઇતિહાસકારોનાં પુસ્તકોના આધાર, પ્રાચીન સમયમાં બ્રહ્મદેશમાં ફરી ગયેલા ફ્રેન્ચ, વલંદા આદિ યાત્રીઓનાં ઉપલબ્ધ હતાં તે વર્ણન વગેરે સામગ્રીની આછી તારવણી રૂપ આ નાનકડો ગ્રંથ છે. વધારે સમર્થ અને સાધનસંપન્ન અન્વેષકોમાં આ અત્યંત રસપ્રદ વિષય પરત્વે સફલ કુતૂહલ જો પ્રેરી શકશે, તો આ પ્રયત્ન કૃતકૃત્ય છે.

ઉપર કહ્યું તેમ, ભારતીય સભ્યતાના પ્રવાહોને તેના યોગ્ય પૂર્વાપર સંબંધ સહિત થોડે ઘણે અંશે પણ અભંગ સંકલિત રૂપમાં સમજવા હોય, તો છૂટા જ્વાયા સમયખંડો અગર પ્રસંગોના ત્રૂટક ત્રૂટક દર્શનથી તે વિષે યોગ્ય ખ્યાલ મળી શકે નહિ. તેવી સમજુતી માટે બર્માની તવારીખનાં લગભગ અઢી હજાર વર્ષોનું અવલોકન આવશ્યક છે. કેવું વિકટ કાર્ય ! પરંતુ આપણે તો તેની સાવ આછી રૂપરેખા જ જોઇને સંતોષ માનવાના છીએ અને આ કારણથી જ આ નાના શા ગ્રંથમાં બર્માના સમગ્ર ઇતિહાસનો સંક્ષેપમાં પરંતુ કડીબંધ પરિચય આપવો અનિવાર્ય થઈ પડયો છે. મારા વાંચવા, જોવા અને અનુભવમાં જે આવ્યું તે ઉપરથી મારી પ્રતીતિ

થઈ કે ભારતીય સંસ્કારના તાર બ્રહ્મી ઇતિહાસ સાથે એવા તાણાવાણા શા વણાઈ ગયા છે કે આવું અવલોકન કરી લીધા વિના આપણો છૂટકો નથી.—કેમકે એ તારને અલગ તારવી કાઢવા શક્ય નથી. તેમ છતાં, એ ભારતીય સંસ્કારની છાયાને જેની સાથે ઓછો સંબંધ હોય તેવા સમયખંડકો અગર પ્રસંગોને આ નિબંધમાં પ્રમાણમાં ગૌણપદ આપીને ખાસ ભાર તેની પ્રત્યક્ષ કે પરોક્ષ અસર દાખવના પ્રવાહો ઉપર મૂકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

અત્યાર સુધી આપણે " ભારતીય " સંસ્કૃતિની વાત કરી; અને આ ગ્રંથમા ભારતથી ગયેલી હિંદુ જ નહિ પરંતુ મુસ્લીમ અસરોના પ્રભાવની પણ યથાસ્થાને નોંધ છે. પરંતુ એટલું અહિં કહેવું જોઈએ કે બ્રહ્મદેશના સામાજિક, ધાર્મિક અને જાતીય ઘડતરમાં પણ હિંદુ સંસ્કૃતિ અન્ય કોઇ તત્ત્વ કરતાં વધારે ઓતપ્રોત છે, અને આ પછીનાં પ્રકરણોમાંથી એ વસ્તુ પૂરતી સ્પષ્ટ થાય છે. અહિં બ્રહ્મદેશ ઉપર હિંદુ સભ્યતાની પડેલી છાપ તરફ ખાસ ધ્યાન ખેંચીને તેનાં વિશિષ્ટ તત્ત્વોની નોંધ આપવાની તક લેવા હું ધારું છું.

વાસ્તવમાં હિંદુ સંસ્કૃતિ અને બૌદ્ધ સંસ્કૃતિ એ કોઈ ભિન્ન વસ્તુઓ નથી. હિંદુત્વ એટલે માત્ર વેદ અને ઉપનિષદને અનુસરતા બ્રાહ્મણપંથની જ અસર, એવું કથન યથાર્થ ન હોઈ શકે. બ્રાહ્મણ ધર્મ, બૌદ્ધ, જૈન, સીખ—એ સર્વ હિંદુ સંસ્કૃતિ જ છે અને એ દૃષ્ટિએ જોતાં બ્રહ્મદેશની વસતિના ૮૦ ટકા હિંદુ છે. હિંદુત્વ એટલે કેવળ બ્રાહ્મણ સંપ્રદાય એવા સાંકડા અર્થમાં લેતાં, બૌદ્ધ સંપ્રદાયના જન્મ પહેલાં અનેક સદીઓ થયાં તેનો પ્રભાવ બ્રહ્મા ઉપર અનેક પ્રકારે પડતો રહ્યો છે અને બૌદ્ધ સંપ્રદાયના અશોકના સમયથી થવા માંડેલા પ્રચારે એ હિંદુમતની સભ્યતાના શાંતિસામ્રાજ્યના વિસ્તારના વેગને વધારે પ્રબળતા આપી હતી.

ઈસવી સનના આરંભ પહેલાંનો ૧૦૦૦ વર્ષનો ગાળો વટાવીને આપણે ભૂતકાળમાં પરવરીએ. તે સમયે ભરતખંડના પુત્રો સાત સમુદ્રો

બેડતા હતા. પૂર્વમાં બર્મા, જાવા, બાલિ, સુમાત્રા, કમ્બોડીયા ( કંબોજ ) અને સીયામ ( શ્યામ ) ને વીંધીને છેક ફિલિપાઇન્સ સુધી તેમનાં સંસ્કાર-સંસ્થાનો પથરાયાં હતાં. તેમાં તેલંગણ, ગુર્જર અને બંગ દેશનું સાહસ અગ્રસ્થાને હતું. હજી આપણે "જાવે જે કો નર ગયો......" વાળી લોકોક્તિને સંભારીએ છીએ.

" સિંગાપોરની હિંદી કોમો " વિષે ૧૯૪૦ ના ડીસેંબરમાં સિંગાપોરના ધ્વનિપ્રસરણ યંત્રમાં મીસીસ ઈ. વી. ડેવીઝે વ્યાખ્યાનશ્રેણી આપી હતી. તેમાં તેમણે મલાયા અને ભરતખંડના દીર્ઘકાલીન ઐતિહાસિક સંબંધો ઉપર વિવેચન કર્યું હતું. સિંગાપોરની સ્થાપના વિષે એમણે વિસ્તારથી ચર્ચા કરતાં કહ્યું હતું કે ૧૯૨૮ માં ફ્રૉર્ટ કૅનિન્ગમાં જળાશય બાંધવા માટે એક ટેકરીની ટોચ ખોદતાં ૨૪ ટચના સોનાનાં આભૂષણ જડ્યાં હતાં. એ ૧૪મી સદીની હિંદની બનાવટનાં છે. સિંગાપોરના રાજવંશનું રહેઠાણ ફ્રૉર્ટ કૅનિન્ગમાં હતું. સિંગાપોરનો પ્રમાણિત ઇતિહાસ ઉપલબ્ધ નથી, પરંતુ પ્રચલિત દંતકથા એવી છે કે ભરતખંડના પૂર્વ તટે રાજ્ય કરતો ચૌલવંશનો સમર્થ ભૂપતિ રાજેંદ્ર ચૌલ તુમાસિક આવ્યો હતો ( સિંગાપોરનું અસલ એ નામ હતું ). કેમકે ચીન ઉપર આક્રમણ કરવા માટે ત્યાં મોર્ચો માંડવાની તેની ઇચ્છા હતી. અર્થાત્ છેક તે સમયમાં એટલે આજથી ૧૦૦૦ વર્ષ પહેલાં પણ યુદ્ધનૌકામથક તરીકે સિંગાપોરની ઉપયુક્તતા ત્યારના ભારતીય રાજાઓને સુવિદિત હતી! ચીનના બાદશાહને તેની જાણ થતાં તેણે યુક્તિ પ્રયુક્તિ વડે રાજેંદ્રના આક્રમણને પાછું વાળ્યું હતું. થોડા સમય પછી એજ ભૂપાલના એક અનુગામીએ બિન્ટાન્ગના ડુંગર પરથી તુમાસિકના ચમકતા સમુદ્રતટ દેખ્યા, અને ત્યાં જવાની એની ઇચ્છા થઈ. રાજાએ કાફલો કાઢીને સિંગાપોર નદીના મુખમાં પડાવ નાખ્યો. ત્યાં એણે એક અતિ સુંદર પ્રાણી દીઠું. એનું કાળું શીષ, ધવલ ગ્રીવા, અને કેસરી શરીર હતું, અને એની ચાલ મનોહર હતી. કદમાં એ મોટા બકરા જેવડું હતું. એણે આ પશુ વિષે પૃચ્છા કરતાં એક વૃદ્ધ મંત્રીએ

કહ્યું કે મારી યુવાવસ્થામાં મેં સિંહ જાતના પ્રાણીનું આને મળતું વર્ણન સાંભળ્યું હતું. રાજા પ્રસન્ન થયો અને એણે ત્યાં નગર સ્થાપીને એનું નામ સિંહપુર પાડયું. હિંદના પૂર્વ તટે કલિંગ દેશના પાટનગરનું નામ પણ સિંહપુર હતું.

બર્મામાં હિંદીઓને " કલા " કહેવામાં આવે છે. હાલ એ શબ્દ જરા તિરસ્કાર સૂચક છે. પરંતુ અસલ તેનો અર્થ " સમુદ્રપારથી આવેલો પરદેશી " થાય છે. તેમ સિંગાપોરમાં હિંદીઓને અત્યારે અવહેલનામાં " ઓરાન્ગ કલીંગ " કહે છે, પણ તેનું ઐતિહાસિક મૂળ જાણવા જેવું છે. ઇસવી સન પૂર્વે ૮૦૦ થી વધારે વર્ષ પહેલાના ભરતખંડનું કલિંગ (બિહાર ઓરીસા) સામ્રાજ્ય સુવિખ્યાત છે. તે સમય ભરતખંડના સંસ્કાર પ્રસરણનો હતો. કલિંગજનો સમુદ્રો ખેડનારા હતા. સમગ્ર એશીયા તથા યુરોપમાં તેમણે ભરતખંડની ખ્યાતિ પ્રસરાવી હતી, અને તેનું વિસ્મયકારક કાપડ સર્વત્ર રાજ દરબારોમાં માનીતુ થયું હતું. દૂરપૂર્વમાં હિંદના પૂર્વ-તટને સામાન્ય રીતે કલિંગ કહેવામાં આવે છે અને ત્યાંના રહીશો "આરંગ કલિંગ" તરીકે ઓળખાય છે. મલાયાના આજના સુંદર વિકાસમાં ગરીબડા " કલિંગ " કુલીનો ફાળો અદ્વિતીય છે...એ તો સર્વત્ર એની એ રામ-કહાણી છે!

અહિં આપણે જતાં જતાં ચીનનો ઉલ્લેખ પણ કરી લઈએ. ૧૯૪૦ ના નવેંબર ડીસેંબર મહિનાઓમાં ચીનના વિખ્યાત વિદ્વાન તથા રાજકર્મચારી નામદાર ટાઇ ચી ટાઓ હિંદ આવ્યા હતા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં તેમણે ભારત તથા ચીનના અનાદિ કાળના સંસ્કાર સંબંધોની કથા કૃતજ્ઞતાથી કરી હતી. બનારસ પાસે સારનાથમાં સ્થાયેલા મૂલગંધકુટિ બૌદ્ધમંદિરમાં તા. ૧૭ નવેંબરે એ સંસ્થાના ૯મા વર્ષોત્સવના અધ્યક્ષપદે એ વિરાજ્યા હતા, અને તે પ્રસંગે પણ તેમણે કલ્યાણકારી ભાવનાઓના વિકાસમાં ચીન અને હિંદની કારકીર્દીનો ઉલ્લેખ કર્યો હતો. તેને આગલે દિને બનારસની મહાસભા સમિતિએ તે નામદારને માનપત્ર આપ્યું હતું, તેના ઉત્તરમાં એમણે " તેમના ધર્મની જન્મદાતા ભૂમિનાં દર્શન કરતાં

ચયેલો અવર્ણનીય આનંદ પ્રકટ કર્યો હતો, અને કહ્યું કે આ પવિત્ર સ્થાનની યાત્રા કરવા પ્રત્યેક ચીનવાસી ઉત્સુક છે. હિંદ અને ચીનના સંબંધો અનાદિકાળના છે. ૨૦૦૦ વર્ષથી વધારે સમયથી તેમનો એ સંસ્કારસંપર્ક ચાલે છે. ઇતિહાસ બતાવે છે કે ચીનથી હિંદ અને હિંદથી ચીન રાજકુમારો, પંડિતો પર્યટન અને વિચારવિનિમય કરતા. હિંદે ચીનને ભાષાજ્ઞાન, તર્કશાસ્ત્ર, ખગોળશાસ્ત્ર, ચિત્રકલા અને અન્ય અનેક સંસ્કાર આપ્યા છે જે માટે ચીન સદૈવ હિંદનો ઋણિ રહેશે."

આ તો દૂર દૂરની વાત થઈ. બર્મા તો એટલો દૂર પણ કયાં છે? જળ તેમજ સ્થળ, ઉભય માર્ગે એ હિંદ સાથે સંકલિત છે.

આજથી લગભગ ૨૭૦૦ વર્ષો પહેલાં કપિલવસ્તુના ક્ષત્રિય-કુળદીપક અભિરાજે તગાઉંમાં ( માંડલે પાસે ) રાજ્ય સ્થાપ્યું હતું; અને તેને પગલે જે રાજ્યપરંપરા ચાલી, તેની નોંધ આ ગ્રંથમાં આવશે જ. મોગોક જીલ્લામાં આવેલા તગાઉં કસ્બે ૧૮૯૪ની સાલમાં જડેલી એક શિલા ઉપર કોતરેલો સંસ્કૃત લેખ છે; તેમાં એવો ઉલ્લેખ છે, કે તગાઉંના રાજ્યની સ્થાપના હસ્તિનાપુરથી આવેલા હિંદુ રાજકુમારોએ કરી હતી, અને એ વંશમાં ૩૧ રાજા થયા હતા, જેમાંના છેલ્લા રાજા ભિન્નકને ચીનાઓએ હરાવ્યો હતો. તેવી જ રીતે ધજરાજે આજના યુ. પી. વાળા પ્રદેશમાંથી આવીને આરાકાનમાં સ્થાપેલા રાજવંશના ૧૬ રાજાએ બ્રહ્મદેશમાં રાજ્ય કર્યું હતું, અને તેમનું પાટનગર જૂનું પગાન હતું. એ વંશનો છેલ્લો રાજા થદે મહારાજા હતો. તેના વંશજોએ ઇ. સ પૂર્વે ૪૮૩માં પ્રોમમાં રાજગાદી સ્થાપી હતી. તેમાં મહાસંભવનો પુત્ર દત્તાબાઉં અતિ પરાક્રમી ભૂપાલ થઈ ગયો. તેણે પ્રોમની પૂર્વે પાંચ માઇલ દૂર તરુક્ષેત્ર ઉર્ફે બિસ્સાનુ-મ્યો ( વિષ્ણુપુર ) ની સ્થાપના કરી હતી. એ શહેર મૌઝા નજીક હતું અને ત્યાં હજી તેનાં ખંડેર દેખાય છે; તેને હવે યતિ-મ્યો ( યોગીપુર ) ને નામે ઓળખવામાં આવે છે. એમ કહેવાય છે કે શિવની જેમ દત્તાબાઉંના કપાળમાં ત્રીજું નેત્ર હતું.

"મહારાજા" નામના બર્મીઝ રાજકથાસંગ્રહમાં એવો ઉલ્લેખ છે કે વિષ્ણુ નામના યોગીએ તથા તેના વાહન ગરૂડ, ચંડી પરમેશ્વર, ઇન્દ્ર અને નાગે શ્રીક્ષેત્ર નગરની સ્થાપના કરી હતી. શ્વેઝીગોં પગોડાના શિલાલેખમાં પણ એવી નોંધ છે કે ઇન્દ્ર, નાગરાજ અને દેવપુત્ર વિશ્વકર્માની સહાયથી મહર્ષિ વિષ્ણુએ શ્રીક્ષેત્ર બાંધ્યું હતું.

દક્ષિણ બર્મામાં હિંદુઓએ મદ્રાસ અને ઓરીસાથી આવીને તથાઉંઉર્ફે સુધમ્મનગર, પીગુ અર્થાત્ અમરાવતી, તથા આરાકાનમાં અન્ય રાજ્યો સ્થાપ્યાં, અને ત્યાં તેમણે મોટી સંખ્યામાં વસાહતો જમાવી હતી. દક્ષિણ બર્મામાં ઇ. સ. ૪૪૩માં વિક્રમ નામનો રાજવંશ સ્થપાયો હતો. એ વંશના ભૂપાલો પોતને ઉજ્જયિનીના વિક્રમાદિત્યના વંશ જ લેખાવતા. તેમનું પાટનગર પ્રોમ હતું. દેવનાગરી લીપીમાં લખેલી ફ્યુ ભાષાના લેખવાળાં ચાર "અવશેષ પાત્રો" પ્રોમમાં પ્રાપ્ત થયાં છે, તેના ઉપર નીચે પ્રમાણે રાજાઓનાં નામ અને તેમના વિદેહ થયાની સાલ લખેલાં છે :

સૂર્યવિક્રમ–૬૮૮
હરિવિક્રમ–૬૭૫
સોહવિક્રમ–૭૧૮

આ હકીકત બર્મા રીસર્ચ સોસાઇટીના મુખપત્રના ૧૯૧૪ની સાલના અંકમાંથી લેવામાં આવેલી છે.

તથાઉં–સુધર્મનગર–ની સ્થાપના તેલંગણ (આંધ્રદેશ) ના પ્રતાપી દ્રવિડી રાજ્યમાંથી આવેલા વસાહતીઓએ કરી હતી, અને તેના પહેલા રાજાનું નામ તિહારાજા–સિંહરાજ હતું. પીગુનું પ્રાચીન નામ હંસવતી હતું. તેની સ્થાપના ઇ. સ. ૫૭૩ ના અરસામાં તથાઉંના બે રાજકુમારો શ્યામલ અને વિમલે કરી હતી. બૌદ્ધ સંપ્રદાય વ્યાપક બન્યા પહેલાં બર્માનો પ્રચલિત ધર્મ બ્રાહ્મણ ધર્મ–હિંદુ ધર્મ હતો. ઉત્તર બર્મામાં લગભગ ૧૧મી સદી સુધી શૈવ, વૈષ્ણવ અને તાંત્રિક પંથો પ્રવર્તમાન હતા. તાંત્રિક–વામમાર્ગના ભયાનક પ્રભાવને નમાવનારો નરેશ અનિરુદ્ધ (અનોરાથા–૧૨૦૦) હતો.

બર્માની પુરાણુ કથાઓમાં સર્વત્ર ભરતખંડ જ ભરતખંડ ભરેલો પડયો છે. તેની લોકવાર્તાઓ એટલે હિંદુ પૌરાણિક કથાઓનાં સીધાં રૂપાન્તર. તેનાં ઘણાંખરાં નગરોને બર્મીઝ ઉપરાંત બીજું સંસ્કૃત નામ હતું. તેમાંનાં થોડાં અહિં નોંધીએ :

| | |
|---|---|
| ૧ ટૅાંગુ | કેતુમતિ |
| ૨ પ્રોમ | શ્રીક્ષેત્ર–વિષ્ણુ-રયે |
| ૩ પીગુ | હંસવતી ( હાંતાવાડી ) |
| ૪ ઝયાવાડી | જયવતી. |
| ૫ સેન્ડોવે | દ્વારાવતી, દ્વારિકા |
| ૬ બસઈ | કુસુમપુર |
| ૭ મેઇટિલા | મિથિલા ( ચીનના યુનાન પ્રાંતમાં વિદેહ નામનું પણ એક નગર છે. ) |
| ૮ ડલાનો ઇલાકો | ( રંગૂનની નદીની રંગૂન શહેરની સામે પારનો પ્રદેશ ) પુષ્કરાવતી. ભરતના પુત્ર પુષ્કરે સ્થાપેલા ગાંધારૂ રાજ્યનું એ પાટનગર હતું. |
| ૯ મોલમેઇ | રામપુરા |
| ૧૦ વેસ્સાલી | ભૈશાલી ( આરાકાનનું પ્રાચીન પાટનગર ) |
| ૧૧ પીગુ ( ઈલાકો ) | સુવર્ણભૂમિ |
| ૧૨ સગાઈ | જયપુર–જીરાપુરા |
| ૧૩ પગાન | અરિમર્દનપુર |
| ૧૪ માંડલે | રત્નપુર |
| ૧૫ મીન્ડોન | ભૂમાવલી |
| ૧૬ ઈરાવદી નદી | ઇરાવતી |
| ૧૭ ટોંગુ | જયવર્ધનપુર–કેતુમતિ |
| ૧૮ એવો | રત્નગીંપ |
| ૧૯ અમરાપુરા | |
| ૨૦ મ્યાવાડી | માયાવતી |

તેને વેસ્સાલી ( આરાકાનના હિંદુ રાજાની વૈશાલી નગરી )ની કુંવરી પંચકલ્યાણી નામે રાણી હતી. એ રાજાનું વિગતવાર નામાભિધાન હતું: ત્રિભુવનાદિત્ય ધર્મરાજ. બર્માના બીજા રાજાઓમાંનાં કેટલાકનાં નામ: શ્રી પ્રવરમહાધર્મરાજ નાઉંડૉજી, શ્રી સુધમ્મ મહારાજ સીંબ્યુશી, મહાજયપુરપતિ બાજીડૉ ઇ. ઇ.

આરાકાનમાં ઈ. સ. ૭૮૮–૯૫૭ સુધી ૯ ચંદ્રવંશી ક્ષત્રિયોએ રાજ્ય કર્યું હતું. એ બ્રાહ્મણ ધર્મ પાળતા, અને પૂર્વ બંગદેશના સેન વંશી રાજાઓ સાથે તેમને સંબંધ વ્યવહાર હતો. આરાકાનમાં ત્રિશૂલનાં ચિહ્ન અને નાગરી અક્ષરો વાળી મુદ્રાઓ મળી આવે છે. ઇસવી સનની બીજીથી છઠ્ઠી સદી સુધીના આરાકાનના રાજાઓનાં નામનો પ્રારંભ " સૂર્ય " થી થતો હતો, જેવા કે સૂર્યાધિપતિ, સૂર્યતેજ, સૂર્યરૂપ, સૂર્યકલા, ચંદ્ર વિમલ, ચંદ્રસૂર્ય ઇ.. એક વંશના બધા રાજાઓનાં નામાભિધાનને છેડે ચંદ્ર શબ્દ આવતો હતો. તેલંગણના રાજવંશનાં નામોનો આરંભ " સૂર્ય " થી થતો હતો.

માંડલેમાં રાજમહેલના સૂના ખોખામાં જે બે સિંહાસનો—મયૂર અને હંસનાં સાચવી રાખેલાં છે, તેની બે તરફ ચંદ્ર અને સૂર્યનાં નામ લખેલાં છે. તીબો રાજા પોતાને સૂર્યવંશી શાક્ય ક્ષત્રિયકુલોત્પન્ન મહારાજાધિરાજની સંજ્ઞાથી ઓળખાવતો હતો.

અન્યત્ર વાંચવામાં આવશે તેમ શ્વેડગોં ( રંગૂન ), શ્વેમૉડૉ (પીગુ), શ્વેઝાયાં ( તથાઉં ) ઇ. બર્માના અનેક પ્રચંડ પગોડાઓની મૂળ સ્થાપના તેલંગણ હિંદુ રાજાઓને હાથે થઈ હતી. છેક ઈસવી સન પૂર્વે ૨૩૧માં વર્ષ પછીથી એ હિંદુ નૃપાલોના વ્યવહારમાં બૌદ્ધસંપ્રદાયનો અંશ પ્રવેશવા પામ્યો હતો, કેમકે તે સમયે સમ્રાટ અશોકે કલિંગ દેશ જીતીને દક્ષિણ ભારતમાં બૌદ્ધમત પ્રવર્તાવ્યો હતો, અને ત્યાંથી એ સંપ્રદાય દક્ષિણ બર્મામાં ઉતરી આવ્યો હતો. બર્મામાં પણ બૌદ્ધ અને અસલ હિંદુ–બ્રાહ્મણ મતનાં પુષ્કળ ઘર્ષણો થતાં હતાં. તેની હકીકત તલાઈ તવારિખમાં ઉપલબ્ધ છે.

રાજા અનિરુદ્ધે બૌદ્ધ હીનયાન ( વિશુદ્ધ ) પંથ પ્રવર્તાવ્યો તે પહેલાં ઉત્તર બર્મામાં તાંત્રિક પંથ અને તેના સંમિશ્રણવાળા અર્ધબ્રાહ્મણ-અર્ધ-વામમાર્ગી સંપ્રદાયનું પ્રાબલ્ય હતું, અને તેમનાં ધર્મશાસ્ત્રોની ભાષા સંસ્કૃત હતી, માગધી નહિ. પ્રાચીન બર્માનાં ખંડેરો અને અવશેષો હિંદુ દેવ-દેવીઓથી વ્યાપ્ત છે. તેમાંનું એક જાણીતું મંદિર તે પગાનનું નાલ્લાઉં ચ્યાઉંનું છે. એ વિષ્ણુમંદિર છે, અને તેમાં વરાહ, નરસિંહ, રામ, બુદ્ધ, વામન, કલ્કિ અને વિષ્ણુ સ્વરૂપની પ્રતિમાઓ મધ્યમાં નિજમંદિરને ફરતી ગોઠવેલી છે; દશાવતારની પ્રતિમાઓ તો ભીંતોના અનેક ગોખગોખલામાં છે. તથાઉં, પ્રોમ અને પગાનમાં પણ વિષ્ણુપૂજા મૂર્તિઓ ઇ. ના અસ્તિત્વથી પ્રમાણિત થાય છે. છેક ૧૮૮૫ ની સાલમાં ઉત્તર બર્મા ખાલસા થયો ત્યાં સુધી વિષ્ણુની પૂજા ત્યાં પ્રવર્તતી હતી, અને રાજ્યાભિષેક તથા અન્ય અનેક પ્રકારના સંસાર વ્યવહારના વિધિઓના કર્મકાણ્ડ હિંદુ ઢબના હોઈ, પ્રત્યેક રાજમહેલમાં બ્રાહ્મણ આચાર્યોનો નિવાસ હતો. રાજ્યાભિષેકનો વિધિ પૂર્ણતઃ હિંદના હિંદુ રાજાઓના જેવો જ હતો. છત્ર, ચામર, મુકુટ, કિરિટ અને ઉપાનહ—એ પાંચ રાજચિહ્નોથી બ્રાહ્મણ પુરોહિતો રાજાને વિભૂષિત કરતા, અને પવિત્ર ગંગાજળથી તેમનું અભિસિંચન થતું.

મોઝા પાસે વિષ્ણુની ત્રણ પ્રકારની પ્રતિમાઓ ઉપરાંત ગણપતિ, બ્રહ્મા આદિ દેવોની મૂર્તિઓ પણ પ્રાપ્ત થયેલી છે. તેવી જ રીતે મરગુઈમાં હનુમાન અને બ્રહ્માની પ્રતિમાઓ જડી છે. તેમાંની બે પ્રતિમાઓ વિષ્ણુની અનંતશૈયાના સ્વરૂપની છે અને એકમાં શિવપાર્વતીનું યુગલ છે. એવા શિલ્પના નમૂના તથાઉંમાં મળી આવેલા છે. આરાકાનમાં બ્રાહ્મણ અસર વિશેષ પ્રબળ હતી, અને અતિ પુરાતન સમયની વિષ્ણુ, દુર્ગા, શિવ, સૂર્ય, આદિની પ્રતિમાઓ ત્યાં સુલભ છે. ત્રિશૂલ અને નન્દીની છાપવાળી માટીની આકૃતિઓ તો ત્યાં અસંખ્ય મળે છે.

પ્રાચીન મૈં (તલાઈ) તવારિખમાં એવો ઉલ્લેખ છે કે રાજદરબારના પ્રત્યેક કાર્યમાં બ્રાહ્મણ પુરોહિતની ઉપસ્થિતિ અનિવાર્ય હતી. નારાયણની દર્ભ, કદલીફલ, તાંદૂલ આદિથી પૂજા કરતા હતા. આર્ય




હિંદનો પૂર્વ કિનારો અને સુદૂર પૂર્વના દેશોની નિકટતા તથા વ્યવહાર સંબંધની સુગમતાનો આ નકશો ખ્યાલ આપે છે.

જ્યોતિષનું બર્મામાં પ્રાબલ્ય હતું, અને હજી છે. પ્રત્યેક કાર્ય માટે મુહૂર્ત–ઘડીના યોગ જોવાનો રિવાજ પ્રાચીન અને હજી પણ પ્રચલિત છે.

આર્યસંસ્કૃતિની અન્ય અસરોનો ઉલ્લેખ આ ગ્રંથમાં યથાસ્થાને અવશ્ય આવશે જ, પરંતુ આટલી ખાસ નોંધ તેની તારવણી રૂપે અલગ લેવી મને આવશ્યક લાગી છે.

બ્રહ્મદેશના ભારત સાથેના સંબંધોનો અભ્યાસ પુરાતત્ત્વના કોઇ વિદ્વાને ખાસ પ્રયત્નપૂર્વક નથી કર્યો, પરંતુ કેટલાક ભારતીય બૌદ્ધ વિદ્વાનોએ બૌદ્ધમતના મહત્વને વધારવાની દૃષ્ટિથી પણ એ ક્ષેત્રમાં અન્વેષણ કર્યું છે ખરું. ઉપર જેનો એક સ્થળે ઉલ્લેખ કરેલો છે તે "જર્નલ ઑફ ધી ગ્રેટર ઇન્ડીયા સોસાયટી" મા ડૉ. નિહારરંજન રાયે "બર્મામાં બૌદ્ધમતનાં પ્રાચીન ચિહ્નો" એવા શીર્ષક નીચે ખૂબ ખોજ કરીને લખેલી પાંડિત્યપૂર્ણ લેખમાળામા બર્મામા બૌદ્ધમત પ્રચારની કડીબંધ અને પ્રમાણિત કથા રજુ કરવાનો પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે. તે ભારતીય અસરોના આપણે કરેલા અવલોકનનો સુંદર રીતે પૂરક થઈ પડે તેવો છે. તેમાં બૌદ્ધપંથ બર્મામાં ક્યાથી, કેમ અને કેવી રીતે પ્રવર્તવા પામ્યા, તેનાં સીમાચિહ્નો નોધ્યા છે. બૌદ્ધ સંસ્કૃતિ એટલે ઉપર કહી ગયા તેમ, હિંદુ સંસ્કૃતિ જ છે, એને તેના પ્રવાહો, એટલે આપણા અભ્યાસનો જ વિષય–એ દેખીતુ છે. તેથી તેની પણ નોધ અહિં લીધી છે.

આટલી પ્રસ્તાવના પછી, निधाय हृदि विश्वेशं विधाय गुरुवन्दनम्, આપણે વિષયનો રીતસર પ્રારંભ કરીએ.

---



## "બર્મીઝ" જાતનું ઘડતર  પ્રકરણ ૧ લું

**ઇસવી સનના આરંભનું બર્મા.**

બ્રહ્મદેશના ઇતિહાસ સંબંધે વિચાર કરતે સૌથી પહેલાં આપણે એક મહત્વની વાત યાદ રાખી લેવાની છે. તે એ કે બ્રહ્મદેશનો ઇતિહાસ, પ્રાચીન કે અર્વાચીન જે કહો તે, બધો સમય મળીને કુલ દોઢેક હજાર વર્ષ કરતાં વધારે જૂનો નથી. જેને આપણે બર્મીઝ જાત કહીએ છીએ, તેની હયાતી જ વર્તમાન સ્વરૂપમાં એ મુદત પહેલાં ન હોતી. ઈ. સ. ૮૦૦ અને તેની પહેલાં બર્માની રસાળ ભૂમિ – સાગરસમી મહા નદીઓનાં અમૃતથી છલોછલ ઉભરાતી એ રસભર ભોંય નિર્જન હતી; ગીચ જંગલોમાં છૂટી છવાઇ અર્ધ જંગલી વસતિઓ કરતાં વિશેષ ત્યાં બીજું કશું નહોતું. નહોતો ત્યાં કોઇ પ્રકારનો ધર્મ કે સંપ્રદાય તેમ નહોતી પ્રવર્તતી કોઇ જાતની રાજ્યશાસનની પદ્ધતિ. વિશાળ વિસ્તારમાં આછાં પથરાયેલાં જનપદો કોઈ મુખી પટેલની હકુમત પાળતાં, તો કોઈ તેટલીયે પદ્ધતિના નામ નિશાન વગરનાં અસ્તવ્યસ્ત, ઢંગધડા વિનાનાં, સમૃદ્ધિના સાગરના મધ્યમાં ઝૂલતાં છતાં નિર્ધન, કંગાલ ને હેતુરહિત અસ્તિત્વ ભોગવતાં હતાં.

**તીબેટથી ઉતરેલાં માનવ ટોળાં.**

બીજું, આજે જે સમૂહ "બર્મીઝ"ની સંજ્ઞાથી ઓળખાય છે, તેની સરખામણી નિદાન એક બાબતમાં અંગ્રેજ લોક સાથે થઇ શકે તેમ છે. તે એ, કે અનેક સમૂહો અનિયંત્રિત મિશ્રણમાંથી એ પરિણમ્યો છે. ઇતિહાસ લેખનના સમય પહેલાં સેંકડો વર્ષો સુધી તિબેટનાં ભૂખ્યાં ગહ્વરોમાંથી ક્રમશઃ ધસડાઇ આવતી અનેક પ્રકારની ટોળીઓ નદી વાટે,

ચીનની સરહદ પાટે અને બીજા અનેક માર્ગોએ થઇને બ્રહ્મદેશની મહાન નદીઓની પ્રચંડ માનવ શૂન્ય ખીણોમા ઉતરતી રહી; જેમ જેમ પાછળથી દબાણ આવતું ગયું, તેમ તેમ આગળ આવેલી ટોળીઓ દેશના અંતર્ભાગ તરફ હડસેલાતી ગઈ. આ બધી અસલ તો પૌરસ્ત્ય તીબેટવાસી મોંગોલ ઓલાદની હતી; પરંતુ દીર્ઘકાલીન પ્રવાસ, અસ્થાયી વસવાટ અને અનેક પ્રદેશોને વીંધીને પાર કરવાની આવશ્યકતા તેમજ બ્રહ્મદેશની પહાડી કિનાર ઉપર પહોચ્યા પછી પણ તેવાં આક્રમણોની અવિરત પરંપરાને અંગે અનેક પ્રકારની ટોળીઓના થતા સંસર્ગ—એ બધાં તત્ત્વો એમના ઘડતરમા મહત્વનો ભાગ ભજવતા હતા આ મિશ્રણનું કાર્ય લાંબા સમય સુધી–પાંચ-પચીસો વર્ષ સુધી તો ખરું જ—ચાલ્યું હશે. છેવટે બર્મામાં ઠરીઠામ થયા પછી તેમના રક્તમાં દક્ષિણ એશિયાના જનસમૂહોનુ મિશ્રણ પ્રસરતુ રહ્યું. ખાસ કરીને, ચીન તરફની બર્માની સરહદ ઉપરના ડુંગરાળ મુલકમા વસેલી ટોળીઓ, જેમને હજી પાછળથી આવતાં ધાડાંઓએ આગળ હડસેલી નહોતી, તેમને ચીના લોકોનો વધારે સમાગમ થયો. અસલ તો એ ઉભય સમૂહો મોંગોલ રહ્યા, ને તેમા ચીના તત્ત્વ વધવાથી ત્યાની ટોળીઓ રૂપ રંગ, રિવાજ અને માનસની દૃષ્ટિએ લગભગ ચીના જેવી થઈ ગયેલી છે. તેવા કુળો, તે ચીન ડુંગરો, શાન ડુંગરો પ્ર. માં વસતા ચીન, કચીન વગેરે છે ત્યાં બીજા પણ અનેક નાના જનસમૂહો વસે છે, પરંતુ તેમા આને મુખ્ય ગણી શકાય

કેરેન કુળ.

તેનાથી જરા વધારે અંદરના ભાગમાં છના ડુંગરાળ પ્રદેશોમા જ વસતી કોમ કરેન, કરેની ડુંગરોમા સેંકડો વર્ષોથી વસવાટ કરતી હતી. તિબેટમાથી વખાની મારી ઉતરી આવેલી ટોળીઓમા એ પ્રાચીનતમ હોવાનું કેટલાક અન્વેષકો માને છે. તિબેટથી રૂખસદ મળ્યા પછી ગોબીનું પ્રચંડ રણ પાર કરીને એ કુળ બર્માની સરહદ ઉપર ઉતર્યું હતું. એ ભૂમિ સુધી પહોચતા એને લગભગ એક સો વર્ષ જેટલો સમય લાગ્યો હતો. નંદનવન શા નિસર્ગસમૃદ્ધ છતા લગભગ વસતિહીન બર્માની પૂર્વ કિનારીની ઉન્નત ધરા ઉપર આવીને ત્યાના ગાઢ, ભયાનક, રોગગ્રસ્ત, હિંસક પશુઓ અને અકલ્પ્ય સંકટોથી

ઉભરાતાં રાનોમાં વસનારું એ લગભગ પહેલું નિમેટી કુળ હતું, એવું "લોયલ કરીન્સ" ના લેખકનું માનવું છે. પાછળથી આવેલા પ્રવાસી જનસમૂહોએ એને દેશના અંતર્ભાગ તરફ આગળ ખસવાની ફરજ પાડી, ને છેવટે તે "કરેની ડુંગરમાળ" માં સમાઈ રહ્યું. આ કરેનોમાં ચીના તત્ત્વ ઓછું છે. એ પરિભ્રમણશીલ કુળ કોઇ પદ્ધતિસરના વ્યવસ્થિત ધર્મ કે સમ્પ્રદાય જેવી વસ્તુથી અજ્ઞાત હોઈ, તેઓ પહેલાં અમેરિકન ખ્રીસ્તી મીશનરીઓની અડફટે ચઢ્યા, જેને પરિણામે આખો કરેન સમુદાય ઇસાઇ બની ગયેલો છે કરેનોમાં સાધામનું મિશ્રણ થયેલું ખરું, પરંતુ એકંદરે ધર્મ જેવી સંસ્થા નહિ હોવા છતા સખ્ત સામાજિક નીતિનિયમોના કડક પાલનના શિરસ્તાના પ્રતાપ વડે એમણે પોતાનું નિરાળું વ્યક્તિત્વ શતાબ્દીઓ સુધી સાચવ્યું હતું. હવે ખોતરી ખાનારો ખ્રીસ્તી સંપ્રદાય તેમને સાહેબશાઈ "યુરેશિયન" પણાની ફેશનની ફીશીયારીમાં એવી જાતિ વર્ણસંકરતાની ગર્તામાં ધીમે ધીમે પરંતુ કિસ્મત જેવી અનિવાર્ય ગતિથી ઉતારતો જાય છે, એ તો એની વિશિષ્ટતાની ખૂબી છે.

**ભારતીય આગંતુકોની ભરતી.**

સમયના વહેણ સાથે, ઉત્તર બર્માના મોગોલ વસાહતીઓ આસામ અને મણિપુરને માર્ગે ઉતરી આવતા ઉત્તર ભરતખંડના આર્યકુળોના સંસર્ગમાં આવ્યા. જ્યારે દક્ષિણ બર્મા-લોઅર બર્માનો સંબંધ હિંદની દ્રવિડી અને અન્ય પ્રજાઓ સાથે વધારે ઘનીષ્ઠ થવા પામ્યો હોય એવું સ્પષ્ટ દેખાય છે. ઉત્તર તથા દક્ષિણ બર્માના રહેવાસીઓ વચ્ચે અત્યારે પણ જે વિશાળ ફરક શરીરના બાંધા, ચહેરામ્હોરા, ભાષા, રિવાજ આદિ પરત્વે સુઝ્યાકા છે, તે ઉપર્યુક્ત કથનને ટેકો આપે છે. વળી ઉપલબ્ધ ઇતિહાસ પણ એની સાક્ષી પૂરે છે.

**મિશ્રણોની પરંપરા.**

અર્થાત્, જેમ અંગ્રેજ લોક બ્રિટનના અસલના કુંઇડ વતનીઓ તથા ફ્રેન્ચ, સ્પેનીશ, ડચ, નોર્વેજીયન, ઇટાલીયન, અને બીજાં અનેક આર્યાનાર્ય રક્તોનાં સેંકડો વર્ષો સુધી થતા આવેલા સંમિશ્રણનો પરિપાક છે, તેમ બર્મીઝ જનસમૂહ

તિબેટી, ચીના, આસામનાં રાની કુળો, ઉત્તર હિંદના આર્યો, તામીલ–તેલુગુ દ્રવિડીઓ, શ્યામીઓ, કેટલેક અંશે હિંદથી આવેલા મોગલાઇ મુસલમાનો, અને તેથી ઘણા સમય પૂર્વે આરાકાન માર્ગે ઉતરેલા અરબ ખલાસીઓ વગેરેના શંભુ મેળામાંથી ઉદ્ભવી છે. એ સેળભેળનો ક્રમ પાંચ–સાત સો વર્ષ સુધી જોરથી ચાલ્યો હતો; ખરું જોતાં તે હજી પણ ચાલુ છે. તેમાં હિંદ અને ચીનનો ફાળો ઉત્તર પ્રદેશમાં મોટો છે; અને તેને લીધે જ કેટલાક ચીના પંડિતો બર્મીઝ કુળને પોતાનું સંસ્કાર તેમજ ભાષાસંતાન ગણાવવા મથતા હતા, ને હજી મથે છે. આ તેમજ બીજાં કેટલાંક કારણો (જેની ચર્ચા અહિં અસ્થાને છે) ને લીધે ઘણા અગ્રેજ વિદ્વાનો પણ એવા મંતવ્ય તરફ ઢળેલા છે. તેમના મતાગ્રહને માન મળે છે, કેમકે ચીના પંડિતોની જેમ ભારતીય વિદ્વાનોએ કદી પણ બર્મીઝ કુળ, સંસ્કૃતિ કે ભાષાને ભારતનાં અંગ તરીકે જગત આગળ ઓળખાવવાનો પ્રયત્ન કર્યો નથી. તેઓ એમ માનતા રહેલા લાગે છે કે હાથ કંકણને આરસીની શી અપેક્ષા હોય? સ્વયંસિદ્ધ, દેખીતી વાતમાં પ્રમાણ આપવાં કે પ્રમાણની અપેક્ષા રાખવી એ નથી પ્રમાણિકતાનું કે નથી બુદ્ધિમત્તાનું લક્ષણ પરંતુ પ્રચારના ચઢે ચઢેલા આ જમાનાના વધારે વ્યવહારુ સૂત્ર " બોલે તેનાં બોર વેચાય " ને તેઓ ભૂલી જાય છે અને તેટલા પ્રમાણમાં પાછા પડે છે. અને તેથી માત્ર અસલ ટિબેટી ફક્ત રક્તનો અંશ બાદ કરતાં બર્માનું બધું જ–ભૂમિ, ભાષા, ધર્મ, રિતરિવાજ, સમાજ રચના ઇ. સંસ્કૃતિતત્ત્વે પ્રત્યક્ષપણે એકંદર આર્ય હોવા છતાં અંગ્રેજ ઇતિહાસકારો અમુક પ્રચારપટુ ચીના પંડિતોને માન્ય રાખવા પ્રેરાય છે. બર્માનું મૂળ નામ, તથાંવ ( Thaton ) ના પ્રાચીન નામ ઉપરથી સુવર્ણભૂમિ કહેવાતું હતું, એ સર્વમાન્ય હકીકત છે. એ દેશ બ્રહ્માવર્ત્ત પણ કહેવાતો. વળી એવું માનવાને પૂરો અવકાશ છે કે પ્રાચીન બ્રહ્માવર્ત્તના આજે પંજાબને નામે ઓળખાતા પ્રદેશની નદી ઇરાવતીને તીરેથી આવેલા આર્યોએ પોતાના વતનની યાદ પરભૂમિમાં કાયમ રાખવા માટે સુવર્ણભૂમિને પોતાના વતનનું નામ આપ્યું, તેની મુખ્ય નદીને ઇરાવતી કહી, અને જેમ જેમ સમય વહેતો ગયો તેમ તેમ આગંતુક આર્યોએ ક્રમશઃ એનાં અનેક

શહેરોની મિથિલા ( મેઇટીલા ), અમરપુર ઇ. નામે આબાદી કરી. તથા તેને પાલી ભાષા અને બૌદ્ધ સમ્પ્રદાયથી નવાજ્યાં. દક્ષિણ ભારતે તેને સૌથી પ્રથમ પોતાની મીંડાક્ષરી લીપી ( –તે પહેલાં બર્મીઝ ભાષાને લીપી જ ન હોતી– ) અને સભ્યતાનાં અન્ય અનેક સાધન આપ્યાં. આ બધું દેખીતું હોવા છતાં અંગ્રેજ લેખકો આજની બર્મીઝ ભાષાના શબ્દ " મ્યામા દેશા " ની ઉત્પત્તિ " બ્રહ્મદેશ " માં જોવાને બદલે ચીના શબ્દ " મીએ "માં દેખે છે, અને એ દેશના બીજા એક પુરાતન નામ " મ્યામાવાત્તા " માં " બ્રહ્માવર્ત્ત " ને બદલે " મ્યામાબાત " એટલે કે મ્યામાની–બર્માની ભાષા, ( હિંદી શબ્દ બાત એટલે ભાષા, એ હિસાબે !–) એવું વિચિત્ર અને હાસ્યાસ્પદ મૂળ પરખે છે !

**આર્યોનો ઘનિષ્ઠ સંપર્ક.**

ઉપર ઇશારો કર્યો તેમ, દક્ષિણ હિંદથી મીંડાક્ષરી લીપી આવી ત્યાં સુધી બર્મીઝ લોકને લખવાની કોઇ નિરાળી લીપી નહોતી, તેમ હિંદથી બૌદ્ધપંથ આવતા સુધી વ્યાપક ભાષા નહોતી. વળી આજની બર્મીઝ કુળના મૂળ રૂપ તિબેટી જનસમૂહોએ અરદ્દના ડુંગરા પાર કરીને મધ્ય બર્મામાં પગ ધર્યો તે સમયનાં સેંકડો વર્ષો પહેલાંથી ભારતીય જનતાને સુવર્ણભૂમિનાં બંદરો સાથે સંબંધ હતો; અને છેક અસલના વારાથી લઇને તીબો રાજાના સમય સુધી વિદ્વાન બ્રાહ્મણો બર્માનાં રાજકુટુંબોના તેમજ એકંદર જનસમાજના ધર્મકર્માદિના પુરોહિત હતા, અને કેટલેક અંશે આજના પ્રતિકુલ સંજોગોમાં હજી પણ છે.

**હિંદુઓનો પ્રથમ પગપેસારો.**

બર્માના સંકલિત ઇતિહાસના આરંભકાળ પહેલાં એટલે કે આજથી લગભગ દોઢ બે હજાર વર્ષ પૂર્વે, ઉપર કહ્યું તેમ બર્મામાં છૂટીછવાઇ વસતિઓ હતી. ધીમે ધીમે ત્યાં રાજશાસન તથા સમાજવ્યવસ્થાનાં મૂળતત્ત્વોનો વિકાસ થતો ગયો તેમ તેમ નાના રાજા અને તેમનાં ખોબા જેવડાં " રાજ્યો " ના સમૂહ ઘડાતા ગયા. આ વિકાસક્રમને સૌથી પ્રથમ

વેગ ભરતખંડના હિંદુ પ્રવાસીઓના મકળ આગમને આપ્યો હતો. તે પહેલાં પણ હિંદુઓનો પગપેસારો તો ત્યાં દીર્ઘકાળથી હતો, પરંતુ આજથી દોઢેક હજાર વર્ષની વાત પર એમની ભરતીએ પ્રમાણમાં સવિશેષ વેગ ધારણ કર્યો હતો; અને ત્યારથી ત્યાં રીતસર ભાષા તથા લીપીનાં અને રાજશાસન તેમજ સમાજરચનાનાં મંડાણ વિશાળ પાયા ઉપર થયાં હતાં એ વખતે હિંદુપન પાદશાહી જાવા, સુમાત્રા, બાલી, શ્યામ, સીંગાપોર, ચીન, અને તેથી પણ આગળ ચાલીને કદાચ અમેરિકાની "મય" પ્રજાથી વસાયેલી ભૂમી સુધી પથરાયેલી હતી. આ શાંતિમય હિંદુસામ્રાજ્યનાં કેન્દ્રો બર્મામાં છૂટાછવાયાં અને નાના સમૂહોમાં છતાં સંખ્યામાં ઘણાં હતાં મુખ્યત્વે સમુદ્ર કિનારાવાળા પ્રદેશ ઉપર તક્ષશીલાની સભ્યતાની અમર પ્રમળ હતી. ભારતીય આર્યોના આગમનને લગતી સેંકડો દંતકથાઓ બર્મામાં પ્રચલિત છે, અને બ્રહ્મી રાજદરબારના લહીયાઓને હાથે લખાયેલી " દર્પણ મહેલની ગજગાથા " ( હ્માન્નાં રાજગાથા ) તથા અન્ય ગાથાઓ રૂપે લખાયેલા ઇતિહાસમા તેના રીતસર વર્ણનો મળી આવે છે. તેમાં એવો દાવો કરેલા છે કે બ્રહ્મીઓનાં નામાભિધાન, તેમની લોકકથાઓ, તેમનાં શાસ્ત્રો અને એકંદર તેમના જીવનવ્યવસાયનું સર્વતોમુખી સંકલન આર્યસંસ્કૃતિ સાથે સજ્જડ હતુ, ને હજી છે. ઉત્તરમાં આસામ અને દક્ષિણમા તથાવ, પ્રોમ, રંગૂન, પીગુ આરાકાનનો સમુદ્રતટ ઇ ચ્યજો એ સભ્યતાના સુરેખ પ્રવાહમાર્ગો હતા.

**હિંદુઓ અને શ્વેડગોં પગોડા.**

બ્રહ્મી કોમના બે મુખ્ય વિભાગ, કયુ અને મેં ( અર્થાત્ તલાઇ ) છે. તલાઈ કુળ તે મૂળ તેલંગ–તેલુગુ–આંધ્ર ભારતીયોના વશજો, કયુ, ને ઉત્તર હિંદના આર્યોની તિબેટાદિ મિશ્રિત ઉત્પત્તિ ઉસ્મા (હાલનુ પીગુ) તે ઓરીસ્સાના હિંદુઓની વસાહત મિટિલા તે મિથિલાના પ્રવાસીઓનુ રહેઠાણ–એ પ્રમાણે બર્માનું ઘડતર થયું છે એમ કહેવાને કારણ રહે છે. ઉપર એક વાર કહેવાઇ ચૂકયુ છે તેમ આજના સંસારભરમા પ્રસિદ્ધ થયેલા પગોડા જેવા કે રંગૂનનો શ્વેડગોં, માંડલેનો મહામુની, પીગુનો

શ્વેમૉડો પગાનના અનેક વિખ્યાત સ્તૂપો, તથાઉના શ્વેઝાયા ઇની સ્થાપના અમર એ હિંદુ વસાહતોને કૃતજ્ઞ હાથે થયેલી હતી, એ અન્વેકોએ સીમરેની હકીકત છે એ નાનકી પ્રતિષ્ઠાઓને રાજકર્તાઓએ વધવી લીધી, અને ઉત્તરોત્તર ભૂપાલોની શ્રદ્ધાભક્તિના ફલ સ્વરૂપ તેના પાયા ઉપર આજના ઇતિહાસપ્રયુગ સુવર્ણરંગ શા ઉન્નત સ્તૂપો બ્રહ્મદેશની સંસ્કૃતિના કીર્તિસ્તંભ બનીને ઉભા છે. જગતને પોતાની હેમપ્રભાથી આશ્ચર્ય આજી રહેલો મહાકાય શ્વેડગોં—શ્રી રામબાઇ પાસેને જે આકાશના તારલ-મોતી ચરવા માટે ડગ ચડીને પોતાની સુવર્ણ ડોક લબાવી રહેલ રાજહંસ જેવો લાગ્યો હતો તે શ્વેડગો—સમસ્ત બર્માની બૌદ્ધ જનતાની ધર્મ ભાવનાનું કેન્દ્ર એબને તો શ્વેડગો—સુવર્ણભૂમિના દ્વારે અડીખમ મોર્ચો ખોડીને ઉભેલો એ ધીંગો ચોકીદાર શ્વેડગો જે ટેકરીનો મુકુટ બનીને ગાજે છે, તે ટેકરીના ઉત્તર ઢોળાવ ઉપર નાનકડું ગમજીનું મંદિર છે એ સ્થળે આજથી હજારે-વર્ષ પૂર્વે ઉત્તર ભારતીય આર્યોની એક નાનકડી વસતિ હતી. અને એ વસતિએ બ્રહ્મદેશની પરોણાગત પ્રત્યેની કૃતજ્ઞતાના પ્રતીક તરીકે એક નાનકડા સ્તૂપથી શ્વેડગોની પ્રતિષ્ઠા કરી હતી એની હકીકત દંતકથા રૂપે બ્રહ્મીઓમાં પ્રચલિત છે એટલે કે બર્માના ગૌરવના શિરમોર શા એ સ્તૂપના મૂળ પણ ભારતીય હતા

ખુદ અંગ્રેજ ઇતિહાસકારો અનેક અને અનિવાર્ય પ્રમાણોના આધારની ઉપેક્ષા નહિ કરી શકવાથી કબુલ કરે છે —

' સજ્જન હિંદુઓને શોભતી રીતે તેમણે નાનકડાં મંદિરો ઠામ ઠામ બાંધ્યા અને એ સંભવિત છે કે પીગુના શ્વેમૉડૉ રંગૂનના શ્વેડગો તથા તથાઉન શ્વેઝાયા જેવા પગોડાઓના બીજ એ મંદિરો હતા એ બધા પગોડાઓની પ્રાણ પ્રતિષ્ઠા રૂપ એ મંદિરો એક યા બીજા રૂપમાં ઈસવી સનની પણ સારી રીતે પહેલાંના સમયમાં અસ્તિત્વમાં આવ્યા ' ( હાર્વે )

ઘણાખરા સ્તૂપોના બીજરૂપે હિંદુ મંદિરો.

આ રે પણ માંડલેના ' આરાકાન પગોડા " માં વિરાજમાન મહા મુનિની સોનાની પ્રચંડ મૂર્તિની સ્થાપના મૂળ હિંદુઓએ આગામનના અંતર્ભાગમાં કરી હતી અને ત્યાંથી બર્મીઝ રાજા તેને ઉપાડીને માંડલે

લાવ્યા હતા. એની સ્થાપનાનો સમય ઈસવીસનથી ઘણે દૂર, છેક હિંદમાં બૌદ્ધ મતની સંસ્થાપનાના આરંભ સાથે સમકાલીન હતો. બર્મામાં તે સમયે બૌદ્ધ મતનાં સ્વપ્ન પણ નહોતાં. તે પછીના લગભગ દરેક મોટા સ્તૂપમાં હિંદુઓનો હાથ હતો. આજ પણ પગાનના ઘણા પગોડા જોઈશું તો, ઉપર કહેવાઈ ચૂક્યું છે તેમ, ત્યાં હિંદુ દેવશ્રેણીની પ્રતિમાઓ દેખાશે. શોધખોળ અને ખોદકામના પરિણામે ઉપલબ્ધ થતા અવશેષો ઘણે ભાગે હિંદુ ધર્મની કલ્પનાઓથી અંકિત હોય છે. તેમાં બુદ્ધ ભગવાનને વિષ્ણુ, બ્રહ્મા, રુદ્ર અને કવચિત દેવી રૂપે પણ આલેખેલા દેખાય છે. ઘણા વીરનરો અને પવિત્ર સ્થાનકોની કથાઓ શૈવ યા વૈષ્ણવ સંપ્રદાયની અસરથી રંગાયેલી છે. શાક્ત પંથે પણ એક જમાનામાં " અરિ " માર્ગને નામે બર્મામાં પોતાનો વિકટ પંજો પ્રસારેલો હોવાના પ્રત્યક્ષ તેમજ ઐતિહાસિક પુરાવા જોઈએ તેટલા પડયા છે.

આ હિંદુ ધર્મની અસર તેના પ્રખર રૂપમાં ઉત્તર કરતાં દક્ષિણ બર્મામાં વધારે વહેલી ને વધારે વિસ્તૃત રૂપમાં જામી હતી, તેનું મુખ્ય કારણ એ, કે બર્મા મણિપુર અને આસામ મારફત ભરતખંડ સાથે સંધાયેલો છે ખરો, પરંતુ એ તરફનો ખુશ્કી માર્ગ એટલો તો વિકટ ને દુર્ગમ છે કે ધોરી માર્ગ તરીકે તો શું, પરંતુ મંકટ સમયની છટકબારી તરીકે પણ તેનો ઉપયોગ દુઃસાધ્ય હતો. આજે પણ, જ્યારે એ માર્ગમાં પથરાયેલી ગીચ જંગલોથી આચ્છાદિત ડુંગરમાળાઓ અને તેમાં વસતાં માણસભક્ષી રાની માનવ કુળો ઉપર નકશાઓમાં લગભગ સર્વવ્યાપક બનેલો લાલ રંગ છવાઇ ચૂકેલો છે ત્યારે પણ, એ માર્ગનો ઉપયોગ નહિ જેવો થઇ શકે છે. એ જોતાં ભૂતકાળમાં એ પ્રદેશ કેવો કષ્ટસાધ્ય હશે એ કલ્પવું મુશ્કેલ નથી. પરંતુ જળમાર્ગો પ્રમાણમાં સર્વદા સરળ બનેલા હતા. મદ્રાસ, ઓરીસા કે બંગાળાથી વહાણોની અવરજવર બર્મા સાથે અનાદિ કાળથી સરળતાપૂર્વક ચાલતી હતી ભારતીય સંસ્કૃતિ વિશેષતઃ જળમાર્ગે પથરાવા પામી છે. દક્ષિણ બર્મામાં તેલગ ગૂપક તલાઇ રાજવંશોની લાગી લાંબી હારોએ ઇતિહાસમાં અમર ચીલા પાડ્યા છે. એ ભારતીય પ્રવાસીઓને પગલે ૯

ગ્રીક અને રોમન સલ્તનતોએ પણ સુવર્ણભૂમિની જાહોજલાલીની ઝાંખી કરી હતી. એ વૈભવની અદ્દભુતતાએ અનેક ચમત્કારિક દંતકથાઓને પાશ્ચાત્ય દેશોમાં પ્રસરાવી છે. પરંતુ બર્માના ઉત્તર પ્રદેશમાં આર્ય સંસ્કૃતિનો જુવાળ મોડેથી અને વિલંબિત ગતિએ આવ્યો હતો.

**તરી માર્ગે દક્ષિણ ભારત સાથેનો સંબંધ.**

અલબત્ત દક્ષિણ પ્રદેશમાં આ બધો હિંદુપન પાદશાહીનો પ્રચાર મોટે ભાગે વેપારનો સંગાથી હશે, એમ માનવાને અડચણ નથી. પરંતુ ઉત્તર તરફના પ્રવાહોમાંના ઘણા હિંદનાં ભિન્ન ભિન્ન રાજ્યોના વિગ્રહો તથા પરાજિત સૈન્યોનાં પલાયન અને અન્ય રાજકારણી ઉથલપાથલોમાંથી પ્રકટતા હતા. એવા કેટલાય પ્રવાહોનાં વર્ણન વિગતે નોંધવાના પ્રયત્ન રાજગાથાઓમાં પરિશ્રમપૂર્વક કરેલા દેખાય છે. વળી અસલના હિંદુઓ માટે વેપાર, રાજકારણ અને ધર્મ પરસ્પરાવલંબી તથા સંકલિત હતાં; બલ્કે સમગ્ર જીવન ધર્મ ભાવનાથી વ્યાપ્ત હતું. એ ધર્મ શાંતિપ્રિય અને આક્રમણના તત્ત્વથી વિમુખ હોવા છતાં તેની શાંત સત્તાએ પોતાની અટલ છાપ સર્વત્ર પાડી હતી. આજે બર્મા બૌદ્ધ વ્યાપ્ત છે, તેને માટે પણ યશનો મોટો ભાગ બ્રાહ્મણ ધર્મને ફાળે જાય છે, એ પ્રથમ નજરે વિરોધાભાસવાળું લાગે એવું છતાં સત્યમૂલક કથન છે. કારણ તેણે જ બૌદ્ધ મતના પ્રચાર માટે બર્માના વાતાવરણમાં અનુકૂળ ભૂમિકા સેંકડો વર્ષોના અવિરત પરિશ્રમવડે તૈયાર કરી રાખી હતી, તે સમયમાં પણ બર્માની હાલત આજના કાઠીયાવાડ જેવી એટલે કે નાનાં રજવાડાંના મોટા શા સંગ્રહસ્થાન જેવી હતી.

બર્મીઝ કોમના બીજ રૂપ જે ક્યુ નામની કોમ હતી, જેની નોંધ આપણે લઈ ગયા, અને જે અસલ તિબેટથી આવી હતી, એ કોમ ઘણાં વરસોથી નાબૂદ છે. પરંતુ આજે બર્મીઝ કોમના ચહેરાના ઘાટઘૂટ જોવામાં આવે છે, એ વારસો ક્યુ લોહીનો છે. તેમની ભાષા પણ અલગ હતી, અને તેનો લોપ થયે નવસોંક વર્ષ થયાં હશે. ક્યુ કુળનું મુખ્ય મથક પ્રોમમાં હતું. પરંતુ તેમના સમયના ઉપલબ્ધ લેખો બતાવે છે કે બુદ્ધના આગમનથીયે

પહેલાં સેંકડો વર્ષોના સમય પૂર્વે શાક્ય કુળના સૂર્યવંશી રાજવિઓની શાખાનું ત્યાં રાજ્ય હતું ને એ રાજસત્તાનું તગાઉં પાટનગર હતું. એ તગાઉના અસ્ત પછી પ્રોમનો ઉદય થયો હતો.

પ્રોમના ક્યુઓ ઉપર વિક્રમ નામધારી પ્રતાપી રાજવંશનો અમલ હતો; મોટે ભાગે ત્યાંનાં બધાં રાજકુલ ભારતીય હતાં. આ પ્રમાણે બર્મા, તેનો ઇતિહાસ, તેની ભાષા, તેનો ધર્મ, તેની લીપી, તેની નસોમાં વહેતું રુધિર પણ ભારતીય હતું. આજે પણ ભારતીયોનો વિરોધ કરનારો બર્માંઝ વર્ગ પોતાના વિરોધના પાયા તરીકે એ કારણ રજુ કરે છે, કે અહીં કન્યાઓ સતત વધતા પ્રમાણમાં " પરદેશીઓ " અને ખાસ કરીને ' કલા " વેરે જવાનું વધારે પસંદ કરે છે !

ટૂંકામાં, અહીં જાતનું ઘડતર દોઢેક હજાર વર્ષ ઉપર આરંભાયેલું તે હજી ચાલુ છે. તેમાં ચીના તથા ભારતીયોનો હિસ્સો મોટામાં મોટો હતો, ને છે; અને એ વિકાસ-અગર મિશ્રણનો ક્રમ ક્યાં, ક્યારે ને કેવી રીતે પૂર્ણતા પામશે, એ ભેદી ભવિષ્યના ભીતરમાં છુપાયેલી અગમ્ય વાત છે. બર્માનો ભારતથી રાજકારણી વિચ્છેદ પણ એ ક્રમનો અવરોધ ધ્યાનમાં લેવા જેવા પ્રમાણમાં કરી શકશે કે નહિ, એ શંકાનો વિષય છે.

---

## પૌરાણિક પૂર્વરંગ—તગાઉં                    પ્રકરણ ૨ જું

બર્માના ભૂતકાળમાં પગલા ભરતા આપણે સમયને ઉંધે વહેવરાવીશું તો જણાશે, કે રંગૂન, માંડલે, પ્રોમ, ટોંગુ વંશનું આવા, અનોરાથા ( અનિરુદ્ધ ) ના વંશનું પગાન, અને ત્યાંથી એક ડગલું આગળ વધતા—કે

**ચાલો ભૂતકાળમાં પાછે પગલે.**

પાછળ હતા ?—બહુ બહુ તો પ્રોમના પ્રભાવની ઇ. સ. ૮૦૦ ના થોડાજ સમય પૂર્વની ઝાંખી—બસ, ત્યાં સુધી આછી પરંતુ એવી હકીકત ઉપલબ્ધ છે કે જેને કેટલેક અંશે ઐતિહાસિક કહી શકાય, જેને નિરર્થક અત્યુક્તિપ્રચુર ચારણી દંતકથાઓ, ઢંગધડા વગરની આખ્યાયિકાઓ તથા ગાથાઓએ સ્વાભિમાનને નંતોષવા લખાવેલી આત્મપ્રશસ્તિઓ રૂપી ગંજમાંથી તારવાનું બની શકયું છે, અને થોડા વત્તા ફરક તરફ આંખ આડા કાન કરીએ તો જેના સ્થળ-સમયનો નિર્ણય કાઢી શકાય તેમ છે. તેનાથી આગળ ડગલું ભરતું, એટલે હિંદના પુરાણો જેવા અલૌકિક છતા અધરતાલ વાતાવરણમાં મૂકાવવું

બર્મીઝ કે પાલી સાહિત્યમાં જૂનામાં જૂનું લખાણ તામ્ર યા શિલાલેખ રૂપે અનોરાથાના ( ૧૧-૧૩ સદીના ) સમયનું, રીતસર સંગ્રહિત પોથીરૂપે ૧૫મી સદીના કવિ શીલવંશરચિત ગાથામાં તથા " ઇજન " યાને પ્રશસ્તિકાવ્ય રૂપે ૧૩૩૮ થી ૧૬૩૮ ના ગાળામાં લખાયેલા બાર કાવ્યોમાં પ્રાપ્ત થાય છે

તે ઉપરાંત " તમધુ " અર્થાત પગોડા તથા ક્યાઉં (મઠ)ની સ્થાપનાને લગતી દંતકથાઓમાં પણ કેટલીક નોંધ મળે છે જો કે તેમાની ઘણીખરી આધુનિક સમયમાં લખાયેલી છે. એ દંતકથાઓમાં રસ જમાવવા

માટે અલૌકિકતા અને અદ્ભુતતાનો ઓપ તેના રચયિતાઓએ ચઢાવીને પોતાના લેખનના વિષયને અતિ પ્રાચીનતાનો દેખાવ આપવાના પ્રયત્ન કરેલા છે. તેઓ ઢંઢે કલેજે કહે છે કે બુદ્ધ ભગવાન પોતે એકાઉં ગામે પધાર્યા હતા! અને પ્રથમ બ્રહ્મી રાજસત્તાની સ્થાપના માટે તો તેઓ તેનીય પહેલાં અનેક વર્ષો સુધી વિના સંકોચે પહોંચી જાય છે. તેઓ પ્રથમ રાજ-સત્તા તગાઉંમાં સ્થપાયેલી હોવાનું કહે છે.

બર્માના છેલ્લા રાજવંશના સાહિત્યપ્રેમી રાજા બાજીડૉએ ૧૮૨૯ની સાલમાં વિદ્વાન ભિખ્ખુઓ, પંડિત બ્રાહ્મણો અને જ્ઞાની મંત્રીવરોની એક સમિતિ નીમીને એને કામ સોંપ્યું, કે તમારે ખૂબ અન્વેષણ કરીને

**"દર્પણમહેલની રાજગાથા"**

બ્રહ્મદેશના રાજાઓની કીર્તિકથા અનાદિ કાળથી માંડીને લખવી, કે જેથી ભવિષ્યના રાજકર્તાઓને તેમાંથી રાજનીતિ, ધર્મ, ઈ. વિષે શિક્ષણ મળી શકે. એમને માંડલેના રાજમહાલયના દર્પણ ખંડમાં એણે સ્થાન આપ્યું, તેથી એ વિદ્વાનોએ અતિપરિશ્રમ વડે રચેલા ગ્રંથને "હ્માન્નાં રાજાગાથા" અર્થાત્ "દર્પણ મહેલની રાજગાથા" એવું નામ અપાયુ. એ પુસ્તક એ પ્રકારનું છેલ્લું લખાયલ હોઇ તેમાં તેની અગાઉના સાહિત્યની સમીક્ષા કરેલી છે, જો કે રાજાએ લખાવેલું હોઇ તેમાં ભૂપાલોની યશકીર્તિનાં ગુણગાન તરફ વધારે પડતો ઝોક થઇ જાય એ માત્ર સ્વાભાવિક નહિ પરંતુ અનિવાર્ય છે. એ ગ્રંથ પણ અલૌકિક પરિકથાઓના આકારમાં છે, છતાં એમાં, જો કહો તો, પ્રમાણભૂત હકીકત ઘટાવેલી છે. એ અને તેની પહેલાંના બધા ગ્રંથો એકે અવાજે જાહેર કરે છે, કે બ્રહ્મદેશીય રાજવંશની ઉત્પત્તિ સૂર્યવંશી શાકયકુળમાંથી પ્રભવેલી છે–સૂર્યપ્રભવોવંશઃ!

એ કથાસંગ્રહનો સાર એવો છે કે બુદ્ધ ભગવાનના સમય પહેલાં અનેક વર્ષો ઉપર કોશલ અને પંચાલ દેશોના સ્વામિઓ કૌલીય નરેશની કન્યાને વરવાની ઇચ્છા કરી હતી. પરંતુ એમાં વિઘ્ન આવતાં તેઓ લડી

**તગાઉંના શાકય-વંશની રાજગાથા.**

પડયા એ ભીષણ સંગ્રામમાં પચાલપતિનો વિજય થયો અને કૌલીય, દેવદાહા તથા કપિલવસ્તુના ગાદિપતિ અભિરાજે એના મહ ત્યાથી ગચ્છંતિ કરીને "સધાસારસ્થા" ( સિહસ્થ રાષ્ટ્ર ) નામક તગાઉ પ્રદેશમા પોતાની મત્તા સ્થાપી એને મંગાસ્માનગર ( મિંહસ્થનગર ) પણ કહેતા હતા. અભિરાજના મરણ પછી તેના બે પુત્રો કન્નાઝાઙ તથા કન્નાઝાગે વચ્ચે વિખવાદ થયો છેવટે મોટા ભાઈ ન્નાઝાઙ પોતાને રસાલો લઇને ઇરાવદી નદીમાં તરાપા નાખીને ચાલ્યો ગયો રાજાવનીનો પ્રદેશ પસાર કરીને કએગાઉન્યાના ગરનુ "ગજગ્રહ" એવુ નામ પાડીને એણે તે સ્થળે ગાદી સ્થાપી, અને ન્નવ્પ નદિના પૂર્વ તટે તાઉપડાઉ નગર બાંધીને ત્યા ७४ વર્ષ સુધી રાજ્ય કર્યું પછી ત્યાથી એણે ધન્નાવતી નગરીમા પ્રવેશ કર્યો એનો નાનો ભાઇ તગાઉ મા જ રાજ કરતો રહ્યો

એ તગાઉ નરેશના વંશમા ૩૩ ભૂપાનોની અખડ ધારા ચાલી હતી.

**શાક્ય વંશના કાંટા બર્માંમાં કેવી રીતે પ્રસર્યા**

એમાના છેલ્લા રાજા ભિન્નકરાજ-ભિન્નકરાજના મમયમા ગાન્ધાર દેશની તરોપ તથા તરેપ ( તાતાર અને તુર્ક ) જાતોના ધાડાએ તગાઉના રાજ્યને ઉથલાવી પાડયુ હતુ, તાતારોએ એશીયા અને યુરોપને તળે ઉપર કરી નાખ્યુ હતુ. તેજ સમયની આ ઘટના પણ હશે ભિન્નકના મરણ પછી તેના અનુયાયીઓ ત્રણ ભાગમા વહેચાઇ ગયા, જેમાના એક પૂર્વ તરફના ૧૯ શાન સસ્થાનો સ્થાપ્યા હતા બીજો જથો ઇરાવતીના પ્રવાહે ઉતરીને ક્યૂ ક્યા તથા યેક લોગોના વસવાટના પ્રદેશમા પહોચ્યો ત્યા પણ શાક્યવંશી ક્ષત્રિયોનુ રાજ્ય હતું ત્રીજો મધ માલી નદી વાટે વહેતો આગળ ઉતરી ગયો

અને એ સમયે ભગવાન ગૌતમ બુદ્ધ મધ્ય પ્રદેશમા દર્શન દીધા હતા વળી જંબુ દ્વિપ (ભારતખડને હિન્દિયાનુ નામ મળ્યુ તે પહેલા બર્મામા તે જંબુ દ્વિપને નામે જ ઓળખાતો અને બર્મા સ્વર્ણભૂમિ કહેવાતો) મા આવતી નરેશ તથા કપિલવસ્તુના ભૂપ વચ્ચે કન્યાના વિષયમા ઝગડો પડયો કપિલવસ્તુએ પોતાની કુવરીને બદલે સાન્ત્વીને એક દાસી કન્યા મોકલી આપી, એ દાસી કન્યાથી થયેલા પુત્ર વીટટૂપક

એણે જ "સૂતપુત્ર" કહીને અપમાન કર્યું હતું; વીટતૂપે બીજાઇને શાક્ય કુળનો ઉચ્છેદ કર્યો. એવી રીતે એ વંશનો જંબુદ્વિપમાં અસ્ત થયો. એ ઉચ્છેદનમાંથી શાક્ય રાજા ધજરાજે બર્માના મધ્ય પ્રદેશમાં ઉતરી આવીને મૌરીય નામના સ્થળે રાજ્ય સ્થાપ્યું હતું. હાલમાં એ સ્થળને મ્વેરિન કહેવામાં આવે છે. ધજરાજે તે પછી થીદ્‌વેની સ્થાપના કરી, અને ત્યાંથી ઉત્તરે જઇને એ પગાનમાં સ્થિર થયો. ત્યાંથી ઉપર જતો એ તગાઉં પહોંચ્યો, એનો જીર્ણોદ્ધાર કરી તેનું "પંચાલ" નામ રાખ્યું અને પોતાનું નામાભિધાન "સાધુ જંબુદ્વિપ ધજરાજ" એવું ઠરાવ્યું. એણે જ મહાતીંજાનનો ઉત્સવ પ્રથમ ઉજવ્યો હતો. "અનેક માંડલિકોના મુકુટોનાં રત્નજડિત શિખરોની પ્રભાથી એનાં ચરણ ધોવાતાં હતાં; વિદ્વાન બ્રાહ્મણો એના મંત્રી હતા, તથા એના સેનાપતિઓની સંખ્યા જ એક લાખ જેટલી હતી. વળી ૧૮૦ સીંધી અશ્વ, ૧૦ શ્વેત હાથી અને બીજી અઢળક સંપત્તિનો એ સ્વામી હતો. દેવોએ એના રાજ્યાભિષેક સમયે દુંદુભિ વગાડ્યાં, અને એણે શક્ર બ્રહ્માદિ દેવોને પ્રસાદ ધર્યા."

ધજરાજના વંશમા ૧૭ રાજા થયા, જેમાંનો છેલ્લો તાડોમહારાજા—સાધુ મ્હારાજા—હતો. સાધુ મહારાજા નિ:સંતાન હોવાથી તેની રાણી કિંજરીદેવીના ભાઇને ગાદી મળી. આ પ્રમાણે ખુદ બ્રહ્મી વિદ્વાનોના મત અનુસાર બર્મામાં પ્રથમ સુસ્થાપિત રાજ્ય તગાઉંનું હતું, અને બર્માના રાજાઓની વંશાવલી સૂર્યવંશી શાક્ય ક્ષત્રિયકુલમાંથી ઉદ્‌ભવી છે.

બૌદ્ધ સંવત ૪૦માં અર્થાત્ ઇ. સ. પૂર્વે ૫૦૪મા વર્ષમાં તાડો મહારાજાના સમયમાં બાર હાથ ઉંચા એવા એક વરાહે તગાઉંમાં ત્રાસ વરતાવ્યો હતો. રાજાના જ્યેષ્ટ પુત્રે એનો વધ કરવાનો સંકલ્પ કર્યો. વરાહ તેનાથી ભય પામીને ચૌં નામના શાન સંસ્થાનમાં ભરાઇ ગયો, અને ત્યાંથી ઇરાવતીમાં ઉતરીને નાઠો, તે છેવટે થારેકીતારાવાળા સ્થળ પાસેના એક બેટ ઉપર ચઢી ગયો. ત્યા પહોંચી જઇને તગાઉંના યુવરાજે એને ઠાર કર્યો. પરંતુ એકાએક એને વૈરાગ્ય ઉપજ્યો, અને એજ સ્થળે પર્ણકુટિ બાંધીને·

તપસ્વી બનીને એ રહી પડ્યો ત્યાં એને બીડાયી નામે પુત્રી થઈ હતી બીડાયી યથાસમય સત્તર વર્ષની થઈ.

હવે તગાઉમાં શું બન્યું તે જોઈએ તારો મહારાજાની શાણીને બે અંધ પુત્રોનું જોડકું અવતર્યું રાજાના ભયથી એમને છુપાવીને ઉછેરવામાં આવ્યા. પરંતુ અંતે દિવસે રાજાને વસ્તુસ્થિતિની ખબર પડતાં એણે તેમને એક તરાપા ઉપર બેસાડીને તરાપો નદીમાં વહેતો મૂક્યો માર્ગમાં એક ડાકિની એ તરાપા ઉપર ચઢી ગઇ, પરંતુ તે અંધ કુમારોની પકડમાં સપડાઇ ગઇ, અને છૂટવાના મૂલ્ય તરીકે એણે તેમને ચક્ષુ આપ્યા જે સ્થળે આ ચમત્કારિક ઘટના બની એ સ્થળ તે સગાઇ

અંધ કુમારયુગલની ગાથા

તરાપો ક્રમે કરીને કૌસાફ્યી નામના સ્થળે પહોંચ્યો હાલ એનું નામ કોતાની છે ત્યાં નદી તટે એમણે નિર્જન મનાતા સ્થળમાં બીડાયીના પગલાં દીઠાં અને ખંતપૂર્વક એની ભાળ પણ મેળવી

તપસ્વી પોતાના ભત્રીજાઓને દેખીને હર્ષ પામ્યો. અને બુદ્ધ સંવત ૬૦માં એ મેમાના એક ભાઇ મહાસભવ સાથે એણે બીડાયીના લગ્ન કર્યાં આ અરસામાં કૃશ લોકોની શાક્ય રાણીને તેના ભાઇ સાથે ઝગડો થયો. અને તેમાં રાણીનો વિજય થયો તપસ્વીની સલાહથી એણે મહાસભવને રાજ્યાભિષેક કર્યો, અને પોતે મહાસભવની બીજી પટ્ટરાણી બની એ રાણીના ગ્હેલાણુને તન્યા દ (જ્વર) કહેવામાં આવતું હતું એક પુત્રીને જન્મ આપીને એણે દેહ છોડયો. વળી બીડાયીને પણ ગર્ભ રહ્યો, તેને ત્રણ માસ થતાં મહાસભવનું અવસાન થયું યથાસમય બીડાયીને પુત્ર થયો, તેનું નામ દૃત્તાબાઉ હતું દૃત્તાબાઉના જન્મ સમયે સાત દિવસ સુધી ધરા ધ્રુજી હતી એમ રાજગાથા કહે છે દૃત્તાબાઉ પછી મહાસભવનો ભાઇ થલેસભવ ગાદીએ ગયો અને એણે ભાભીને પટ્ટરાણીપદે સ્થાપી હતી. પણ એ તો આપણે આગળ ચાલી ગયા.

બુ સં ૬૦-૧૦૧ ઇ સ પૂ ૪૩૩

બુદ્ધ સંવત ૧૦૧ માં સ્વયં રાજા શક (ઇન્દ્ર) ધરતી ઉપર ઉતરી આવ્યા; એમણે સાત જ્યોતિર્ષિઓ સાથે મંત્રણા કરીને "તરોખીત્તારા" નગરની સ્થાપના કરી. એ નગરનો વ્યાસ ત્રણ યોજન હતો. ને સમયે રાજ-શાસન મહાપ્રતાપી ભૂપાલ દ્દત્તાબાઉંનું હતું (ઇ. સ. પૂર્વે ૪૩૩). એની ઓરમાન માતા તે મહાસંભવને ગાદીએ બેસાડીને તેને પરણનાર કયુ રાણીની પુત્રી (જે તેની ઓરમાન બેન થાય તે) ચંદ્રદેવીને તેમજ આસામની સરહદના પહાડોમાં વસતા રાની નાગકુળની એક કુંવરી નામે બિંઆન્ડીને તે પરણ્યો. શક્રમહારાજે તેને દૈવી શસ્ત્રો આપ્યાં. એવી કથા છે કે દ્દત્તાબાઉં ને જંબુદ્વિપ ખંડણી ભરતો, તથા છેક અસુર અને નાગલોકોની ભૂમિ સુધી. એની દુહાઇ હતી. જંબુદ્વિપના સહસ્રાવધિ રાજા દર વરસે એને પોતાની શ્રેષ્ઠ રૂપવતી કુંવરીઓનાં જૂથનાં જૂથ અર્પણ કરતા; પ્રતિવર્ષ એને મળતી ખંડણીના દ્રવ્યનો ઢગ ૪૦ હાથ જેટલો ઉંચો થતો હતો. એના શાસનકાળમાં "ભગવાન" (ગૌતમ)નો ધર્મ પ્રવર્તમાન હતો, એવો રાજગાથા દાવો કરે છે.

એક સમયે દુર્બુદ્ધિથી પ્રેરાઇને રાજા દ્દત્તાબાઉંએ એક મઠને સમર્પિત કરેલી ભૂમિનો અલ્પાંશ પાછો છીનવી લીધો. આ અપરાધના દંડ રૂપે શક્રમહારાજે તેને આપેલા આયુધો નિરર્થક થઇ ગયાં અને ખંડણીઓ આવતી બંધ થઈ ગઈ. એ ભૂપાલનો પુણ્યસંચય ખરચાઇ ચૂકયો હતો. ૧૦૫ વર્ષની પાકટ વયે નાગલોકોએ તેનુ અપહરણ કર્યુ. "કામે અર્જુન નદીયો, યદિ ધતુષ યદિ બાણ" વાળા એના હાલ થયા. તેના પછી મહાસંભવ, અને તેને પગલે દ્દત્તાબાઉંનો પુત્ર દ્દત્તારન ગાદીએ આવ્યો. એ દ્દત્તારન બીજાયીથી દ્દત્તાબાઉંને થયેલો પુત્ર હતો (ઇ. સ. પૂર્વે ૩૭૩–૩૫૧). એના વંશમાં આઠ રાજા થયા, ને પછી તગાઉં વંશનો અસ્ત થયો (ઇ.સ પૂ ૧૧૬).

તગાઉંનો અસ્ત
ઇ. સ. પુ. ૬૦.

તે પછી પિતાકા તેમજ વેદ ઉભયમાં પારંગત એવો કાટાણુ નામે એક પ્રજાજન રાજા થયો. એ તગાઉં વંશના છેલ્લા રાજાનો દત્તક પુત્ર હતો. એને પણ સ્વયં શક્રમહારાજની સહાય હતી (ઇ. સ. પૂ ૬૦), તેના

પછી આવેલા એનો પુત્ર પાપીરાન ઈ સ ૬માં અવસાન પામ્યો. તેના વંશમાં બાર રાજા થયા તેમાના અંતિમ રાજા નામે સુવર્ણનગરસિંહના અગ્દારોએ બુદ્ધની એક સુવર્ણપ્રતિમાનુ અપમાન કર્યુ, જેને પરિણામે તરોખ્ખીતાર નગરનુ પતન, અને રાજાનુ મરણ થયુ (ઈ. સ. ૯૪). એની રૈયતમા ત્રણ જાતિ હતી—કૃયુ, કન્વાન અને અસલી વતની મ્રામ એ ત્રણેમાં આનવિગ્રહ સળગ્યો. તેમાં કૃયુની જીત થઈ. એમના ત્રણ ફાટા પડ્યા તેમાના એકના રાજા ધર્મોદ્ધારિતે યૌલુકયાનમા ૧૯ ગામ વસાવ્યા.

બુદ્ધ ભગવાને એક સમયે ભાખેલા ભવિષ્ય અનુસાર કૃયુ—સૉ—ડી (કૃયુ કુળનું શિરછત્ર) નામના કૃયુએ પગાન નગરની સ્થાપના કરી હતી. એને ધર્મોદ્ધારિત રાજાએ દત્તક લીધો. કૃયુ—સૉ—ડીએ અરિમર્દનપુર (પગાન) મા રાજ્ય કર્યું સૂર્યવંશની એ શાખાનો એ છેલ્લો નમીરો હતો એના ત્રીશ વંશજો " અરિ " (કાપાલિક વામમાર્ગ) પાળતા હતા એ સંપ્રદાયની સત્તાનો અંત અનોરાથા કમીન—સૉએ આણ્યો હતો

આ પ્રમાણે આપણે ક્રમે કરીને અનોરાથાના નામ સુધી પહોંચીએ છીએ હવે અહીંથી ' હ્માના રાજગાથા "ની ચમત્કાર મિશ્રિત હકીકતની ભૂમિકાથી છૂટા પડીને ત્યાર પછીના ઇતિહાસ માટે બીજા સાધનો તરફ દૃષ્ટિ ફેરવીશુ

## અરિમર્દનપુરનો જ્યોતિર્ધર — પ્રકરણ ૩ જું

**ઇ. સનનાં પહેલાં ૭૦૦ વર્ષમાં દેશકાળની સ્થિતિ**

ચીના લેખકો કહે છે કે આજથી આઠસો'ક વર્ષ પહેલા બર્માંમા ૧૮ રાજ્યો હતા, અને તે બધા પ્યુ કુળની હકુમત નીચે હતા પ્યુ કુળનુ કેન્દ્ર પ્રોમ હતુ આજ પણ હૉઝા ડરમા નજીકના ખિંનાના ખંડેર એક સમયની આબાદ અને પરાક્રમી રાજસત્તાની હસ્તી ત્યા હોવાની પ્રતીતિ આપે છે પરતુ એ હસ્તી ત્યા હોવાની ઇસવી સનના પાચ–સાતસો વર્ષોના અરસામા હતી નવમી સદીના આરભે પ્રોમની પ્યુ સત્તાનો અસ્ત આવ્યો હતો તે પછી તૂટી ફૂટી સ્થિતિમા પ્યુ રાજ્ય ઢસરડો કરતુ હતુ ખરુ, પરતુ તેમા કશો ભલીવાર નહોતો પ્યુ રાજાએ તે પછી હાલના ચીના પ્રાંત યુનાનમા સ્થાન પ્રાપ્ત કર્યું હતુ તેણે યુનાનથી ઇ સ ૮૬૩મા ચીનના હાનોઇ થાણા ઉપર ચઢાઈ કરી હતી તે સમયના સ્થળો તગાઉ મોગાઉ ઇ. આજે પણ આબાદ છે ત્યાર પછીથી પ્યુ કોમ બર્માની સરહદ ઉપર રહેતી ચાન–કચીન આદિ કોમો તથા ચીન સાથે વધારે સમિશ્રિત થઇ ગઇ હતી. વાસ્તવમા તે અરસામા ઉત્તર બર્માં ઉપર હિંદ કરતા ચીનની અસર વધારે હતી, અને તેને શાનકુળોનુ પીઠબળ હતુ

**ભૂમિનો તે સમયની રચના**

આપણે વારવાર જોઇ ગયા તેમ પ્યુ કુળના રાજવશ તો શાકય ક્ષત્રિયોની શાખાઓના જ હતા એ રાજવશના છેલ્લા પાટનગર પ્રોમનુ પતન, એજ પગાનના સસ્થાપનનો પાયો બન્યુ, કેમકે પ્રોમની વસતિ પગાન તરફ ખેચાઇ ગઇ. અહિ એ હકીકત ધ્યાનમા રાખવાની છે કે તે સમયના અને આજના

બર્માની ભૂમિ તથા રચનામાં ઘણો તફાવત હતો. સાગર સમી વિશાળ નદીઓએ ખેંચી આણેલા કીચડે દરીયા ઉપર તે સમયે અત્યારની હદ સુધી પોતાનો પંજો પ્રસાર્યો નહોતો. જૂના અહેવાલો ઉપરથી જણાય છે કે બારસો વર્ષ પહેલાં ઈરાવદી સમુદ્રને છેક પ્રોમ આગળ મળતી હતી. જ્યાં અત્યારે રંગૂન વસેલું છે એ સ્થળ કોઇ નદી ઉપર નહિ, પરંતુ દરીયામાં ધસતા ભાંકડા દ્વિપકલ્પને છેડે હતું. વળી પીગુ આજે છે તેમ દેશના અંતર્ભાગમાં નહિ, પરંતુ દરીયાની વિશાળ ખાડી ઉપર ઉભું હતું અને સમુદ્રમાં આવતાં વહાણો સીધા ત્યાં લાંગરતાં હતાં. તેવું જ થાટોં ( Thaton ) નું પણ હતું ધીમે ધીમે ઇરાવદી સીતાંગ અને નદીઓએ પોતાના પંજા લંબાવ્યા. એના ધીરા પરંતુ પ્રારબ્ધ જેવા અનિવાર્ય આક્રમણે એક સમયની વિશાળ બંદરગાહોને ઉઠાવીને આજે છેક અંતર્ભાગમાં ધકેલી દીધી છે પ્રોમની પડતી પછી ત્યાંની પ્યુ પ્રજા ઉત્તર દિશામાં ચારસો'ક માઇલને અંતરે ઇરાવદીને તીરે આવેલા પગાન નગર તરફ ચાલી ગઇ, અને ત્યાંની વસ્તિ સાથે ભળી ગઇ એ મહા મિશ્રણનું સીધું પરિણામ, તેજ બર્માઝ જાત. એ ઘટના બની ત્યાં સુધી બર્મીઝ નામની કોઇ જાત જગતમાં હસ્તીમા નહોતી

**આજના વેરાન રણની પ્રાચીન સમૃદ્ધિ-પગાનનગર.**

એ જમાનામા પગાન નાનકડું ગામડું હતું. તેની સાથે બીજાં ૧૮ ગામડાંનો સમૂહ હતો. એ તુચ્છ સ્થળનો દિનમાન એકાએક પલટાયો, તે એવો, કે ૧૧મી સદીમાં દેશ સમગ્રમાં તેની આણ વરતી, અને તે બે સદી સુધી વિદ્યમાન રહી. ઇરાવદી અને છીંદવાન, એ બે સાગરોનો તે સ્થળે સમાગમ થાય છે. દરીયા જેવા એ પ્રવાહો ખુશ્કી રસ્તે શાન, ચીન અને આસામના, તથા સમુદ્ર તરફથી ઉપર વ્હેણ ચડતાં, દુનિયા ભરના વેપારના વહન માટે ઉત્તમ વ્યવહાર સાધન પૂરું પાડતા હતા, અને એ સવડને લીધે જ પગાનની જમાવટ એટલી બધી સબળ, સવેગ ને સજડ થવા પામી હતી. આજે એ ભૂમિ વેરાન, ઉજ્જડ અને સૂકી છે. પરંતુ જેની .પણે વાત કરીએ છીએ તે જમાનામા તેની આબોહવા અત્યાર કરતાં

સાવ જૂદી જ હોવી જોઇએ, કેમકે તે સમયે એ ભોંય ગીચ, વિશાળ વનોથી સઘન આચ્છાદિત હતી. પગાન, એટલે પગોડાભૂમિ; લાખો પગોડાનાં જૂથ આજે પણ ત્યાં અનેક માઇલોના વિસ્તારમાં પથરાયેલાં છે. એ પગોડાઓની, અને એકંદર એ વિશાળ રાજધાનીની રચના અત્યારે છે તેવી સુક્કીલુખ્ખી ભોંયમાં તો નજ થઇ શકી હોય. વળી વર્તમાન બર્મીઝ સંવત પ્રચલિત છે તેનો આરંભ, હિંદુ જ્યોતિષીઓએ ગોઠવી આપ્યા પ્રમાણે, ઈ. સ. ૬૮૩ ના માર્ચ મહિનામાં પગાનના પહેલીયા પોપા સોરાહાને કર્યો હતો.

ઉપર્યુક્ત જળપ્રવાહોના પ્રતાપે પગાનને આસામનો સંસર્ગ હતો, અને તે રસ્તે ઉત્તર હિંદથી આર્ય સંસ્કારની લહરો ચાલી આવતી હતી. એણે બૌદ્ધ સંપ્રદાય તથા ભારતીય શિલ્પ કલા, એ બે અણમોલી વસ્તુઓ બર્માને આપી, તથા તેને વિસ્તારી. આજે પણ એ કલાની ધીર ગંભીર, ચિરઃસ્થાયી પત્થરી ઇમારતોનાં ગમગીન ખંડેરો એ હકીકતની સાક્ષી પૂરે છે. પરંતુ બૌદ્ધપંથની બર્મામાં આવેલી શાખા મહાયાન હતી; અને એ પંથ પતિત પ્રકારનો લેખાય છે. બર્માના બૌદ્ધ પંથ ઉપર પડેલી એ છાપ તિબેટની ભેટ કહી શકાય. તેમાં નાગપૂજા તથા વામમાર્ગી કાપાલિક સંપ્રદાયનાં બીષણ તત્ત્વો ભરેલાં હતાં. એ તત્ત્વોની ભયાનક અસર થોડો સમય "અરિ" કહેવાતા શાક્તોને હાથે પ્રાબલ્ય પામી હતી. એ "અરિ" કુળનું મર્દન રાજા અનોરાથાએ કરીને તેનું નામ "અરિમર્દનપુર" રાખ્યું હતું. સત્ય ધર્મને વામમાર્ગ સાથે શત્રુતા હતી, તેથી સત્યધર્મના અનુયાયીઓએ કાપાલિકોને "અરિ" શત્રુની ઉપાધિ આપી હતી, અને તેનો નાશ કરવા એ ઉદ્યુક્ત થયા હતા.

**ભિખ્ખુપુત્ર અનોરાથા (ઈ. સ. ૧૦૪૪-૭૭)**

ઇ. સ. ૮૪૯માં પગાન સંસ્થાનના રાજકર્તા ફ્યીંબ્યાએ પગાનને ફરતો ગઢ બાંધ્યો, ત્યારથી એ સ્થળની સૂરત ફરી ગઈ. એકસો વર્ષ પછી ન્યાઉં–ઉ–મોરાહાન નામનો રાજા ગાદીએ આવ્યો. તેને ખું-સો નામે બળવાન ઉમરાવે પદભ્રષ્ટ કર્યો, પરંતુ એ ઉમરાવને ન્યાઉં–સોરાહાનના દીકરાઓએ ડરાવીને પરાણે સાધુ બનાવી દીધો. એ ખું-સો ન્યાઉં-ક્યુનો પુત્ર, તેજ

અનોરાથા યાને અનિરુદ્ધ, બર્માની તવારિખમાં જેનો બરોબરીયો પ્રતાપી રાજા કોઈ થયો નથી. ભરતખંડમાં રાજા વિક્રમની છે તેવી અલૌકિક પ્રતિભાની દંતકથાઓ જેના નામ ફરતી મોટા સંખ્યામાં બર્મામાં ગુંથાઈ ગઈ છે, એવો ચક્રવર્તી મહારાજાધિરાજ અનોરાથા, તે એક અત્યાચિમાન મનેરૂ માગુ ના ત્યારે કરીને ભિખ્ખુ બનેલા રાજાનો પુત્ર હતો ઈસવીસનની બીજી સહસ્રીનો એ આરંભ કાળ હતો. અને એ સમયથી બર્માનો ઈતિહાસ અટકળની કલ્પનામિશ્રિત ભૂમિકાને છોડીને આધારભૂત વર્ણનના કાળમાં પ્રવેશ કરે છે. ખુંન્ગો ને સાધુ બનાવનાર બંધુયુગલમાંનો એક શિકાર ખેલતા મરણ પામ્યો, અને બીજાને અનોરાથાએ પિતાના વેરની વસુલાત તરીકે દ્વંદ્વ યુદ્ધમાં ઠાર કર્યો હતો. એ કાંટો દૂર કરીને ઈ. સ ૧૦૪૪ ના યાદગાર વર્ષમાં એ મહાન ભૂપતિએ પગાનના સિંહાસન ઉપર આસન જમાવ્યું. અનોરાથાની કારકીર્દી બરાબર તેત્રીસ વર્ષ ચાલી હતી, વધારે નહિ પરંતુ એ કેવા તેત્રીસ વર્ષ !

અનોરાથાના રાજ્યારોહણ વખતે પગાનના રાજ્યનો વિસ્તાર લંબાઈમાં ૨૮૦ તથા પહોળાઈમાં ૮૦ માઈલથી વધારે ન હતો તેમાં શાનના મંડાલે, મેઇગીયા, મ્યીંજાન, તથા પોકું અને મીંગુ જીલ્લાના ઈરાવદીને તટે આવેલા પ્રદેશોનો સમાવેશ થતો હતો. ઉત્તરે એને ચીનના યુનાન પ્રાંતની સરહદ લાગેલી હતી, પૂર્વે નિર્જન પહાડો પથરાયા હતા; તથા નીચે દક્ષિણમાં તલાઈ કુળની આબાદી પ્રસરેલી હતી

પોતાના શાસનકાળના આરંભમાં અનોરાથાએ આરાકાનના હિંદુ રાજાની પંચકલ્યાણી નામે કુંવરી પ્રાપ્ત કરી

ચૌંકીટથા

હતી. એના સંબંધમાં એવી આખ્યાયિકા ચાલે છે કે એ કન્યાને લઈ આવનાર સરદારે પંચકલ્યાણીને મુગ્ધ કરીને પોતાનામાં મૂકાયેલા વિશ્વાસનો દુરુપયોગ કર્યો, એટલું જ નહિ પરંતુ રાજમહાલયે પહોંચ્યા પછી પણ રાજાના કાન ભંભેરીને તેની પાસે એનો પરિત્યાગ કરાવ્યો પરિત્યક્તા પંચકલ્યાણીએ આજના સગઈ ડુંગરની તળેટીમાં, એટલે કે ઈરાવદીને સામે પાર, છીંદવીન નદીને તટે પગઈમા નામના ગામે

ચ્યોંઝીત્થા નામના તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. લોકોક્તિ અનુસાર, રાજા અનોરાથાના જોષીઓએ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે પંચકલ્યાણીનો પુત્ર ભવિષ્યમાં ગાદિપતિ થશે, અને એ વર્તારો સાંભળીને પોતાની સલામતીને પાકી કરવા માટે અનોરાથાએ ત્રણ ત્રણ વખત રાજ્યભરમાં બાળકોના સંહાર કરાવ્યા, પરંતુ દૈવયોગે કરીને એ હત્યાકાણ્ડોમાંથી પંચકલ્યાણીનો પુત્ર ઉગરી ગયો. એ સંહારમાં ૭૦૦૦ ગર્ભ, ૬૦૦૦ ધાવણાં બાળકો, તથા ૫૦૦૦ કુમારોની કતલ થઈ હતી. ચ્યોંઝીત્થાનો પત્તો નહિ હોવાથી આ સંહારમાં તે પણ ખપી જશે એવી આશાથી અનોરાથાએ ત્રણ વાર પ્રયત્નો કર્યા. પરંતુ ચ્યોંઝીત્થા બચી ગયો. મથુરાના કંસના પરાક્રમનો આ પડઘો નથી લાગતો ? અસ્તુ. ચ્યોંઝીત્થા એક મઠમાં ઉછર્યો. છેવટે જ્યારે રાજા સમક્ષ જોષીઓએ ખુલાસો કર્યો કે પંચકલ્યાણીનો પુત્ર છેક તેની ત્રીજી પેઢી પછી ગાદીએ આવવાનો છે, ત્યારે એણે બાળસંહારની લત છોડી, પરિશ્રમ લઈને એ કુમારને શોધી કાઢ્યો, અને પોતાના સૈન્યમાં નોકરીએ રાખ્યો.

પ્રાતઃસ્મરણીય લેખાતા રાજા અનિરૂદ્ધને હાથે આવાં કરપીણ કામો ઘણાં થયાં હતાં. રાજપાટ રખે કોઇ ખૂંચવી લેતું એવા એના ભયે લગભગ વીસ હજાર માનવીઓને ભરખી લીધાં હતાં, અને તેમ છતાં, ઉપર કહ્યું તેમ, બર્માના ઇતિહાસમાં એ શ્રેષ્ઠ રાજકર્તા લેખાયો છે, કારણ એને હાથે જે મંડનાત્મક કાર્યો થયાં હતાં, તેણે વીસ હજારથી અનેકગણાં મનુષ્યોને આબાદ કર્યાં હતાં; અને આખરે તો, એ જમાનામાં રાજાની મહત્તાનાં મૂલ્યાંકન તેણે કરેલાં ખૂનની સંખ્યાના માપેજ થતાં હતાં ને !

**આઉસેનો ન્હેરો તથા અન્ય પુરૂષાર્થો**

અનોરાથાએ રીતસર પદ્ધતિ પ્રમાણે મહેસુલની વ્યવસ્થા પ્રથમ કરી હતી. એ વ્યવહારકુશળ ભૂપ હતો. તેની પાસે શૂરા સાથી હતા. તે જાતે અથાગ હિંમત તથા બુદ્ધિ-બળથી યુક્ત અને રચનાત્મક પ્રવૃત્તિમાં રાચનારો હતો. ખાસ કરીને પોતે મહાકાંક્ષાના ઘોડાપરોણા નીચે કરેલાં પાપના પ્રાયશ્ચિત રૂપે એણે હજારો, બલ્કે લાખો સ્તૂપો રચાવ્યા હતા. એજ ભાવનાથી પ્રેરાઈને મેઇટીલાનું સુંદર સરોવર એણે બંધાવ્યું હતું, અને એજ

પ્રેરણાના બળે આજે પણ ચાઉસે આગળ દેખાતી ન્હેરોની અદ્ભુત રચના-જાળ ગૂંથાવીને ત્યાંની નપાણીયા ભૂમિને નંદનવનમાં પલટાવી નાખી હતી. પાન્લાઉંગ અને મીંગે નદીના પ્રવાહોને હળધરની અદાથી ખેંચીને બર્માની એ સર્વોત્તમ ન્હેરજાળ એણે ગૂંથી હતી. વળી તે સમયના પ્રચલિત-વ્હેમ અનુસાર એ ન્હેરોના સુરક્ષણ અર્થે દેવાતા મનુષ્યબલિને રોકવા માટે તેની એક રાણીએ અન્ય સર્વના વતી આત્મબલિદાન આપ્યું હતું, અને તેના રાજવી ભાઈએ પણ આત્મહત્યા કરી હતી. અનોરાથાએ ચોતરફ વસતિઓ વસાવી તથા ઉજ્જડ જમીનને " લેડ્વીન " અર્થાત્ ડાંગરભૂમિ બનાવી-ઉત્તર બર્માની આબાદીનુ આ પ્રદેશ કેન્દ્ર થઈ પડ્યો.

**અરિનો પરાસ્ત અને બૌદ્ધપંથનું સંસ્થાપન**

આ સમયમા " અરિ " ( સત્ય માર્ગના શત્રુ ) ની સંજ્ઞાથી ઓળખાતા વામમાર્ગી શાક્તોની કારમી હાક વાગતી હતી. પરંતુ શીં અરહન ( શ્રી અર્હન્ત ) નામના બ્રાહ્મણપુત્રની અનોરાથાને કૂમક મળી ગઈ. એ સાધુ ત્યાગી, અડગ મનોબળવાળો અને બૌદ્ધમતના સૌમ્ય સ્વરૂપ (હીનયાન) નો ઉપાસક હતો. એનું વર્ણન ઘણે અંશે કૌટિલ્ય મુનીને મળતુ આવે છે. એ બ્રાહ્મણસુત ભિખ્ખુએ રાજાના ચિત્ત ઉપર પ્રબળ છાપ પાડીને તેને તાંત્રિક માર્ગે જતાં વાળી લીધો: તેની સહાયથી કાપાલિકની નાગચુડમાંથી એણે દેશને મુક્ત કર્યો. એના પ્રતાપે જ એ સુદર દેશમાંથી એ સુરા-સુંદરી સંપ્રદાય પરવાર્યો, તથા બૌદ્ધપંથના પ્રસરણને અવકાશ પ્રાપ્ત થયો આજે પણ એ કાપાલિક સંપ્રદાયનાં મંદિરોનાં તથા અન્ય અવશેષો ઉત્તરબર્માના સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. ભરતખંડમાંથી શંકરાચાર્યે ભગાડેલા કાપાલિકો બંગાળા અને નેપાળમાં જઈને સમાયા હતા, અને ત્યાંથી તેમાંના ઘણા તીબેટનાં અનુકૂળ વાતા-વરણમાં લુપ્ત થયા હતા, પરંતુ તેમની સારી જેવી સંખ્યા આસામ માર્ગે બર્મા તરફ ઉતરી આવી હતી. એણે ધીમેધીમે પોતાનો ત્રાસદાયક પંજો પ્રસાર્યો હતો, પરંતુ શીં અરહને તેની પકડ ઢીલી કરી નાખી. તેણે જ ત્રિપિટકનો પરિચય બર્માને કરાવ્યો (૧૦૬૦). એના ધર્મપ્રચારના જુસ્સાને

'પગલે અનોરાથાએ મોટા વિજય કર્યા હતા, અને ત્રણ ત્રણ મહિનાના પૂનઃપ્વાર ઘેરા પછી તથાઉંનો ગઢ એણે સર કર્યો હતો. એ પ્રદેશનું નામ તે સમયે " સુદમ્માવાડી "—સુદામાવતી—હતું. તથાઉંની આબાદ રાજસત્તા ૪૮ રાજાઓએ ભોગવ્યા પછી આ પ્રમાણે તેનો અંત આવ્યો હતો. એ ઘટના બનવાનું કારણ એટલુંજ હતું, કે ત્યાંના રાજાના ગ્રંથસંગ્રહમાં પડેલી ત્રિપિટકની પોથી વાંચવાની શીં અરહનની ઇચ્છા હતી. શીં અરહને તે માટે માગણી કરી પરંતુ તથાઉં નરેશે તેની ઉપેક્ષા કરી. પોતાના ગુરૂની ઇચ્છાને અવરોધનારને અનોરાથાએ ઉપર કહ્યા પ્રમાણે દંડ દઈને એ પોથી પ્રાપ્ત કરી હતી. અહિંસાનો દુર્ગ લેખાતા બૌદ્ધમતના શાસ્ત્રના દર્શનની અભિલાષાને સંતોષવા સહસ્રાવધિ માનવીઓનાં બલિદાન અપાયાના પ્રસંગનાં મૂલ્ય કયા ધોરણે આંકીશું !

**વિજયોનો ઝંઝાવાત**

તથાઉં પછી અનોરાથાએ પ્રોમને પદદલિત કર્યું. આ વિજયો પછી એણે મીંબુ તરફ પગ ઉપાડયો, ચ્યાઉક્સુનો પ્રદેશ સર કર્યો, અને ત્યાંની પ્રચંડ મહામણી પ્રતિમાને લૂંટી. ધીમે ધીમે એની વિજય પિપાસા વધતી ગઇ, અને એ ચીટાગોંગ સુધી ફરી વળ્યો. તેનીજ રીતે પૂર્વ તરફ, ભામોની પેલી પાર ચીન પ્રદેશમાં એણે પોતાનાં વિજયી કટકદળ ઉતાર્યાં હતાં, પરંતુ ત્યાંના રાજા સાથે યુદ્ધ કરવાને બદલે મૈત્રી બાંધીને એ પાછો ફર્યો હતો. પાછો વળતાં બર્માની સરહદનાં શાન સંસ્થાનોને જેર કરીને તેમાંના એક અગ્રગણ્ય મો સંસ્થાનની કુંવરી સૉ-મું-લાને એ વર્યો હતો. એ સતિ રાણીએ બંધાવેલા કહેવાતા પ્રખ્યાત શ્વેઝાંમાં પગોડાની દંતકથા આખા બર્મામાં સુપ્રસિદ્ધ છે, અને તેનો ઉત્સવ હજી પણ ઘણીજ શ્રદ્ધા અને ભાવથી પ્રતિવર્ષ ત્યાં ઉજવાય છે. પરંતુ અનોરાથાના વિજયો, તેની ત્રાસદાયક ક્રૂરતા તથા તેની અણછીપી યુદ્ધતરસના ફલ સ્વરૂપ પ્રકટતા નિરંતર ઝગડાની તેમજ રસ્તા, વસતિઓ, જળાશયો ઇ. બાંધવાના તેના શોખમાંથી નીપજેલાં અસંખ્ય પરિણામોની ગણના કરવા બેસીએ તો તેની ટીપ અત્યંત લાંબી થઇ જાય એમ છે; તેથી આ ગ્રંથ માટે આટલો ઇશારે.જ બસ થશે.

અનોરાથાના આ સંગ્રામોમાં પંચકલ્યાણીનો સુન એનો જમણો હાથ હતો. એ પરાક્રમી પુરુષે પીગુને પોતાના પ્રભાવથી આંજી નાંખ્યું, અને ત્યાંના રાજાની કન્યાને પાલખીમાં પધરાવીને પોતાના સ્વામિના અંતઃપુર માટે લઇ ગયો. પણ પિતાને પગલે ચાલીને માર્ગમાં પોતેજ એ રૂપાળા સંપેતરા ઉપર મુગ્ધ થઈ ગયો. રાજાને આ વાતની જાણ થતાં એણે ગ્યોંગ્રીત્થાને શૃંખલાબદ્ધ કર્યો; પણ એ બળવાન સરદાર નાસી છૂટયો. એનાં પરિભ્રમણો સેંકડો વર્ષો સુધી નવલકથાઓ, દંતકથાઓ અને નાટકોનો વિષય બની રહ્યાં હતાં. અનેક ચિત્રવિચિત્ર ચરિતોને અંતે એક મઠમાં એને આશ્રય મળ્યો. ત્યાંના ભિખ્ખુની કન્યા તંબુલા સાથે એણે અનોરાથાના અવસાન સુધી શાંતિમય જીવન ગાળ્યું હતું.

અનોરાથાએ સિંહલદ્વિપના રાજા વિજયબાહુને બૌદ્ધ સંપ્રદાયનું **સાહસમાં જીવ્યો,** ઉન્મૂલન કરવા જંબુદ્વિપના દક્ષિણ પ્રદેશમાંથી ચઢી **અને સાહસમાં મર્યો** આવેલા ચૌલ રાજા સામે લડવામાં કુમક આપી, અને તેના બદલામાં તેની પાસેથી તેને બુદ્ધના અવશેષ રૂપ દાંતની એક નકલ મળી હતી. અનોરાથાએ ઘણાં સ્થળોએથી એવા અવશેષો ભેગા કરીને તેના ઉપર સંખ્યાબંધ સ્તૂપો ઉભા કર્યા હતા. તે બધામાં એ સિંહલી દાંત ઉપર બાંધેલો શ્વેઝીગો પગોડાનો સ્તૂપ વિશેષ મહત્વનો લેખાય છે. એની રચના ઇ. સ. ૧૦૫૯ માં શરૂ થઇ હતી, છતાં અનોરાથાના અવસાન સમયે એટલે છેક ૧૦૭૭ માં પણ એ બંધાઇ રહ્યો નહોતો. સિદ્ધપુરના રુદ્રમહાલયની રચનાને મળતી આ ઘટના છે. આખા ઉત્તર બર્માને તેણે એવા કહેવાતા બુદ્ધદંતો ઉપર બાંધેલા પ્રચંડ સ્તૂપોથી છાયી દીધો હતો.

અંતે પોકુ પ્રદેશમાં ગ્નીએ ગામે ગાંડો તૂર બનેલી એક રાની ભેંશના ત્રાસથી વસતિને ઉગારવા જતાં એ ઝનૂની પ્રાણીનાં શીંગડાંથી છુંદાઇ છુંદાઇને આ વિલક્ષણ નૃપતિનો વિલક્ષણ અંત આવ્યો હતો. એના મરણ ... એની આણ મીંબુથી છેક ટવાઇ સુધી પ્રવર્તતી હતી. તેણે પોતાના જીવન કાળ દરમ્યાન દેશ સમસ્તમાં બૌદ્ધ મતની સ્થાપના કરી, અને અનેક દંતકથાઓ, નાટકો અને લોકોક્તિઓમાં પોતાનું નામ અમર કરી દીધું હતું.

# અનિરુદ્ધ વંશનો ઉદયાસ્ત

## પ્રકરણ ૪ થું.

અનોરાથા પછી તેનો પુત્ર સૉ-લુ (૧૦૭૭-૮૪) ગાદીએ આવ્યો. પીગુથી ચ્યોંઝીત્થાએ જે રાજકન્યા આણી હતી

**નીમકહરામી અને—**

અને જે તેના પતનનું નિમિત્ત બની હતી તેને એટલે કે પોતાની અપરમાતાને સૉ-લુએ પટરાણી પદે સ્થાપી. અને ચ્યોંઝીત્થાને રાજદરબારમાં તેડાવી લીધો. પરંતુ એ પીગુવાળીના પુરાણા પ્રેમનું ત્યાં પણ પુનરુત્થાન થયું, અને પાછો ચ્યોંઝીત્થાને દેશવટો મળ્યો. યામાંકાં (રહેમાંનખાં ?) નામનો એક બાળપણનો મિત્ર સૉ-લુ નો ખાસ કૃપાપાત્ર હતો, અને એ મિત્રો ઘણો સમય સાથે વીતાવતા હતા. એક દિવસ હોડની રમત રમતાં યામાંકાંને નારાજ થવાનો પ્રસંગ આવ્યો. યામાંકાં ખટપટી ને ખારીલો હતો. એ પીગુ ગયો, અને ત્યાંથી તલાઈઓનું સૈન્ય ભેગું કરીને પગાન ઉપર ચઢી આવ્યો. તેનો મુકાબલો કરવા માટે સૉ-લુએ વળી પાછો ચ્યોંઝીત્થાને તેડાવ્યો.

યામાંકાંએ પોતાનો પડાવ મીંલા નજીકના ઉંડા કલણવાળા કીચડથી ઘેરાયેલા એક ટાપુમાં નાખ્યો હતો. રાજાએ તેના ઉપર આક્રમણ કર્યું. ચ્યોંઝીત્થાએ તેને ઘણો વાર્યો પરંતુ અધીરાઈમાં તેનું કહ્યું નહિ માનીને સૉ-લુએ ધસારો કર્યો. પરિણામે, ચાલાક યામાંકાંએ માંડેલા છટકામાં એ ફસ્યો, અને કલણમાં સૈન્ય ખૂંચી જતાં જાનમાલની સખ્ત ખુવારી ખાઈને એ નાઠો, પણ પકડાઈ ગયો.

રાજાની મૂર્ખતાથી ધૂંધવાતો ચ્યોંઝીત્થા એકલો પાછો ફર્યો; એક રાતમાં ૬૫ માઈલની મજલ કાપીને એ પગાન

**—વિશ્વાસઘાત**

પહોંચ્યો. સૉ-લુને મરણ પામેલો ધારીને રૈયતે તેને વધાવી લીધો; પણ રાજનિષ્ઠ પંચકલ્યાણી પુત્ર સૉ-લુના મરણની

ખાતરી ન થતાં સુધી તેની ગાદીનો કબજો લેવાની ના પાડી. તલાઈ સૈન્ય વિજયની મસ્તીમાં ધસારો કરતું પગાનના દ્વાર સુધી આવી પહોંચ્યું. અંધારી રાતનો લાભ લઈને પોતાના માલિકને બચાવવા ચ્યાંઝીત્થાએ જીવ-સાટેનું જોખમ ખેડયું. પણ એ મૂર્ખ, અવિશ્વાસુ રાજાએ એને દગો દીધો. પરિણામે સૉ-લુનો શિરચ્છેદ થયો, અને અનન્ય રાજભક્ત ચ્યાંઝીત્થા ધર્મ કરવા જતાં ધાડનો ભોગ બની, મહાકાય છરાવદીનો એક માછલનો પટ તરીને મધરાતે નાશી છૂટ્યો.

પગાનની રૈયત સૉ-લુના મરણની ખાતરી થતાં રાજગાદી ચ્યાંઝીત્થા માટે જાળવી રાખી. એ શૂરવીર યોદ્ધાએ સૈન્ય જમાવ્યું, અને વિના વિલંબે પગાન તરફ કિસ્મતના કોપ જેવા કૂચકદમ લંબાવી. તેના આક્રમણથી નબાઈ દળ કંપી ઉઠ્યું, અને યામાંકાં જીવ લઈને નાઠો. નદી વાટે નાસતાં એનાજ એક સૈનિકના બાણે એની કારસ્તાની કારકીર્દીનો અંત આણ્યો.

પ્રજાના પ્રેમને વશ થઈને છેવટે ચ્યાંઝીત્થા સિંહાસનારૂઢ થયો (૧૦૮૪-૧૧૧૨). આ પ્રમાણે પંચકલ્યાણીનો પુત્ર રાજ્યાસને આવવાની અનોરાથાને બેચેન બનાવનારી ભવિષ્યવાણી અંતે સત્ય ઠરી. પેલી

**ચ્યાંઝીત્થા ૧૦૮૪-૧૧૧૨**

પીગુની કુંવરી, જેના સ્નેહ ખાતર એણે બબ્બે વાર દેશવટો ભોગવ્યો હતો તેનેજ, પ્રણયમાં પણ અવિચળ એવા એ આર્ય નૃપતિરાએ હવે નિરાંતે પટ્ટરાણી પદે સ્થાપી. એને પડખે હજી પણ ઉત્તર બર્માના બૌદ્ધમતના દ્રોણાચાર્ય સમો શીં અરહન અડીખમ ઉભો હતો. અરિમર્દનપુરના એ ધીરવીર શાસક પંચકલ્યાણી સુતે અનેક સત્કાર્યો કર્યાં હતાં. એણે રચાવેલા શિલાલેખો અત્યારે પ્રાચીન બર્મા વિષે કીમતી માહિતી આપે છે. એનું અંતઃકરણ કોમળ અને પ્રેમાળ હતું. એની બુદ્ધિ તીક્ષ્ણ હતી. એની પ્રતિભા પ્રખર હતી. એની નિષ્ઠા અનન્ય હતી. અક્ષરસાહિત્યનો એ ઉપાસક હતો. જેવો યુદ્ધકુશળ તેવોજ એ સંયમશીલ પણ હતો. અને તેને શીં અરહન જેવો ગુરુ તથા મંત્રી હતો.

ચ્યૉંઝીત્યાની પુત્રીનું લગ્ન સૉન્‌લુના લંગડા પુત્ર સાથે કરવામાં આવ્યું હતું. તેમને અલૌંસિથુ નામે પુત્ર હતો. એ બાળકુંવર ઉપર રાજા એટલો બધો મુગ્ધ હતો કે તેણે એ ધાવણા બાળકનો રાજ્યાભિષેક કરીને નગરમાં ઢંઢેરો પીટાવ્યો કે,આજથી તમારો રાજા આ બાળક છે, અને હું તો માત્ર એનો કારભારી છું. પરંતુ એ ભૂલી ગયો, કે અનોરાથાએ આપેલા દેશવટા દરમ્યાન એક ભિખ્ખુસુતા સાથે એણે લગ્ન કર્યું હતું ! એ કન્યાને પણ પુત્ર અવતર્યો હતો, અને ગાદીનો સાચો હકદાર વારસ એ હતો. પાછળથી એ માદીકરો તેની સમક્ષ હાજર થયાં ત્યારે એ છોકરાને એણે આરાકાનની સુબાગીરી આપી.

**આનંદસ્તૂપની પ્રાણપ્રતિષ્ઠામાં નરબલિ !**

આ અરસામાં જંબુદ્વિપ (ભરતખંડમાં) બૌદ્ધમત અસ્તપ્રાય અવસ્થામાં હતો. ભારતીય ભિખ્ખુઓ દેશ છોડીને પલાયન કરતા હતા. તેમાંના કેટલાક પગાન પહોંચ્યા. એ આગંતુકોની પ્રેરણાન. ફળસ્વરૂપ પગાનનો અદ્‌ભૂત આનંદ પગોડા રચાયો હતો. એ મંદિરમાં ઘૂંટણભર ઝૂકેલી બે પ્રતિમાઓ છે; એક ચ્યૉંઝીત્યાની, અને બીજી ગુરુવર શીં અરહનની. આજે પણ એ મૂર્તિયુગલ અખંડિત અવસ્થામાં છે. એ વિખ્યાત સ્તૂપની પ્રાણપ્રતિષ્ઠા ઈ. સ. ૧૦૯૦માં અપૂર્વ ઠાઠમાઠથી થઈ હતી.

તે સમયે, મંગલમુહૂર્ત જોઈ ને, એ ઇમારત રચનાર શિલ્પીનો વધ કરીને નરબલિ આપવામાં આવ્યો, અને તે ઉપરાંત એ બૌદ્ધમંદિરના પાયામાં એક બાળકને જીવતું દાટવામાં આવ્યું ! અસ્ત પામેલા કાપાલિક પંથના અવશેષરૂપે એવાં ભયાનક કૃત્યો સત્યધર્મના મનાતા વિજયના એ સમયમાં પણ થતાં હતાં ! વાસ્તવમાં, હિંદુ ધર્મ કરતાં વધારે પ્રમાણમાં બર્માના બૌદ્ધ પંથને વામમાર્ગીય મેલા રિતરિવાજોએ આવરી લીધો છે.

બુદ્ધનયાના મનોહર મંદિરની પ્રથમ મરામત કરાવનાર આ પંચકલ્યાણીનો સપુત જ હતો. બૌદ્ધ સંપ્રદાયના કટ્ટર દુશ્મન ચૌલવંશના

તત્કાલીન નૃપતિને એણે બૌદ્ધધર્મરત કર્યો હતો. ઈ. સ. ૧૧૦૬ માં એના એલચીઓ ચીનના રાજ દરબારે ગયા હતા. ચ્યાંઝીત્થા યુદ્ધ તેમજ શાંતિની કલામાં પણ કોવિદ હતો.

**કર્મવીર યુગવતું મહાપ્રયાણ**

પોતાની અદ્ભુતરંગી પરાક્રમપૂર્ણ હસ્તીનો અંત સમીપ આવતો દેખીને રાજાએ ધર્મધ્યાનમાં ચિત્ત પરોવ્યું. પાટનગર પાસે આવેલા મ્યાઝેડી પત્રોડામાં એક ચોરસ સ્તંભ છે. તેનાં ચાર પાસાં ઉપર પાલી, તલાઈ, ક્યુ અને બર્મીઝ ભાષાઓમાં શિલાલેખ કોતરેલા છે. એ સ્તંભ અદ્યાપિ અખંડ ઉભો છે, અને એનો લેખ તે સમય પરત્વે આધારભૂત માહિતી આપે છે. ચ્યાંઝીત્થાના દૌહિત્રનું નામ યાઝાકુમાર (યક્ષકુમાર) હતું. એ લાયક પુત્રે પિતાની ખૂબ સેવા કરીને એ કીર્તિસ્તંભ પિતાની યશગાથા સદૈવ ગાયા કરવા માટે રચ્યો હતો. એજ કુમાર અલૌંસિથુ, જેનો ઉપર આપણે ઉલ્લેખ કર્યો છે, અને જેને રાજપદે સ્થાપીને ચ્યાંઝીત્થા વાનપ્રસ્થ થયો હતો.

અરિમર્દનપુરના સમર્થ આચાર્ય શ્રી અરહન અલૌંસિથુ (૧૧૧૨–૬૭) ના અમલ દરમ્યાન નિર્વાણ પામ્યા હતા (૧૧૧૫). એ પ્રતાપી બ્રાહ્મણની તેજસ્વી આંખોએ ખોબા જેવડા ગામડાનું મહારાજ્યમાં થતું રૂપાન્તર નિહાળ્યું હતું. એણે મેલા માર્ગનો લોપ કરીને દેશભરમાં સત્ય માર્ગ પ્રવર્તાવ્યો હતો. એના હાથ નીચે ચાર વિજેતા ભૂપાલોએ યશના ઢગલા વાળ્યા હતા. લાખો સ્તૂપ, મઠ ઈત્યાદિ નાનાવિધ ધર્મચિહ્નોથી ઉત્તર બર્માની ભૂમિને એણે છાયી દીધી હતી, અને એ અપરિમિત કાર્યભારની ધુરા ઉઠાવી લે એવા સબળ સ્કંધવાળા શિષ્યો તૈયાર કરીને એણે કૃતકૃત્ય જીવનલીલા સમેટી હતી.

**૫ી અલૌંસિથુ ૧૧૨–૬૭**

અલૌંસિથુને ઘણાં વર્ષો સુધી બંડ બળવા શમાવવાના લોહી નીતરતા કાર્યમાં મચ્યા રહેવું પડ્યું હતું. આરાકાનના પદભ્રષ્ટ રાજાને પાછો ગાદીએ બેસાડવા એણે જળ તેમજ સ્થળ માર્ગે પુનઃપુનઃ વિગ્રહો વેઠ્યા હતા. અનોરાથા તથા ચ્યાંઝીત્થાને પગલે એણે પણ મહામસ્થિ

પ્રતિમા લૂંટી, ઉપાડી લાવીને તેના ટૂકડા કર્યા હતા. આરાકાનના રાજાએ એના વચનને અનુસરીને એની ઇચ્છા મુજબ બુદ્ધગયાના મંદિરનો પુનઃ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. આજે પણ એ કાર્યને લગતો શિલાલેખ બુદ્ધ-ગયામાં મોજુદ છે.

અલૌંસિથુએ પણ પ્રચંડ ઇમારતો રચાવી હતી. એમાંની કેટલીક ઉત્તમ કક્ષાની લેખાય છે. એ સાહસિક રાજકર્તાએ બસીન બંદરથી વહાણમા ચડી ને મલાયાની મુસાફરી કરી હતી, અને ત્યાંથી તે ઉપસાગર વીંધીને બંગાળા જઇ આવ્યો હતો. એણે બર્મીઝ સંગીતમાં નવી ભાત પાડી હતી. નાન્ચાઓ ( યુનાન પ્રાન્ત ) ના ચીના સુબા પાસેથી બુદ્ધનો કહેવાતો દાંત મેળવવા એણે નિષ્ફળ આક્રમણો કર્યાં હતા. બર્માંમા એણે ઇતિહાસના પ્રમાણિત ગ્રંથો લખાવવાનો પ્રથમ પ્રયાસ કર્યો હતો.

આ પ્રતાપી રાજાને નરાતુ નામે બલીષ્ટ પણ અતિ ક્રોધી અને લોભી પુત્ર હતો. બીજો પુત્ર નામે મીંશીંઝો હાલ જ્યાં માંડલે શહેર વસેલું છે એ પ્રદેશનો સુબો હતો. રાજા ૮૧ વર્ષની વયે વ્યાધિગ્રસ્ત થતા નરાતુએ એને પથારીમાજ ગુંગળાવીને મારી નાખ્યો. અને મોટા ભાઈ મીશીઝોને છળકપટથી ઝેર દઇને ઠાર કર્યો. આ કાર્યમા એણે શીં અરહનની ગાદી સંભાળી રહેલા વયોવૃદ્ધ આચાર્ય પેથાંગુનો તકંટી ઉપયોગ કર્યો. હતો. પોતાને દેવાયેલા દગાથી ખિન્ન થઇને ધર્મનિષ્ઠ પેથાંગુએ દેશવટો લઇને સિંહલદ્વિપમાં વાસ કર્યો.

**મહાપાતકી નરાતુ, ૧૧૬૭–૭૦**

નરાતુ (૧૧૬૭–૭૦) સર્વત્ર ધિક્કાર પામતો હતો. એણે રોજ ઉઠીને રાણીઓ, અમીર ઉમરાવો અને કુલીન સ્ત્રીઓના સંહાર માંડ્યા. એને એક હિંદુ રાણી હતી. એ સ્વાભાવિક રીતે શૌચાદિના વિષયમાં બ્રાહ્મણ ધર્મને ઉચિત એવા સ્વચ્છતાના નિયમો પાળતી હતી. પણ રાજા પોતે એ પ્રકારની સ્વચ્છતા પાળતો નહિ હોવાથી રાણીને એની મલિનતા ઉપર અણગમો આવ્યો, અને એણે એનો સમાગમ છોડયો. એના ઉત્તરમા

-નરાતુએ એની ગર્દન ઉડાવી દીધી. પછી એ બ્રીહત્યાના પ્રાયશ્ચિત્ત રૂપે એણે ઉપરાછાપરી સ્તૂપોના ઢગલા ખડકવા માંડ્યા. એ મંદિરો બાંધવાના કાર્યમાં પણ એણે અસંખ્ય કારીગરોની હત્યા કરાવી. એણે બંધાવેલા ઘણાખરા પ્રચંડ પગોડાની રચના મનુષ્યોનાં રક્તમાંસથી થયેલી કહી શકાય. વાસ્તવમાં, અનોરાથાથી માંડીને પગાન વંશના બધા સ્તૂપો અને મંદિરો -હત્યારી કતલો માટેનાં પ્રાયશ્ચિત્તોનાં કાંકાંનાં જ ફળ છે. અંતે પેલી હિંદુ રાણીના પિતાએ મોકલેલા આઠ મરણીયા વીરોએ ભરદરબારમાં એ મહાપાતકી રાજાને ઘેરીને એના ટૂકડા કરી નાખ્યા હતા.

નરાતુ પછી એનો પુત્ર નરતેંક (નરસિંહ) ગાદીએ આવ્યો (૧૧૭૦–૭૩). એણે પોતાના ભાઈ નરપતિ

નરતેંક, ૧૧૭૦–૭૩

સિથુની પત્ની ઉપર કુદૃષ્ટિ કરી. નરપતિસિથુ બાહોશ અને બળવાન હતો. એણે પગાનને ઘેરો ઘાલ્યો. એના મારાઓએ લંપટ રાજાને સંડાસમાં દાખલ થતે ઠાર કર્યો.

નરપતિસિથુ (૧૭૭૩-૧૨૧૦) ને હાથે પણ ઘણી ઘાતકી કતલો

નરપતિસિથુ
૧૧૭૩-૧૨૧૦

થઈ. પરંતુ ઉત્તરાવસ્થામાં એને પશ્ચાત્તાપ થયો. અને એણે તરત સિંહલદ્વિપથી વૃદ્ધ ભિખ્ખુ પેથાંગુને તેડાવ્યો, પણ એ વયજીર્ણ સાધુ ટૂંક સમયમાં નિર્વાણ પામ્યો. રાજાએ તેના પટ્ટશિષ્ય ઉત્તરજીવ પાસે મોટી ધર્મયાત્રાઓ કરાવી. એની શ્રદ્ધાએ બૌદ્ધમતની જડને ઉત્તર બર્મામાં વિશેષ સુદૃઢ કરી હતી.

નરપતિના સમયમાં બર્માનો જળમાર્ગનો વ્યાપાર વિકાસ પામ્યો -હતો. એમાં હિંદ, ચીન, ઇજિપ્ત અને માડાગાસ્કર સુધીના વહાણવટાનો -સમાવેશ થતો હતો. આ વહાણવટામાં અરબ અને ચીના ખલાસીઓનો હિસ્સો મોટો હતો. એ લોકોનો પગપેસારો બર્મામાં એ સમયથી વધારે પ્રમાણમાં થયો હતો. એ સમયે બર્માનું સૌથી મોટું બંદર બસઈ તે આજનું બસીન હતું.

વેપારના સંબંધમાં નરપતિને સીલોન સાથે ઝઘડો થતાં સીલોનનાં

વહાણોએ મોલમેઇ (મોલમીન) પાસે સાલ્વીન નદીમાં આવેલા કાગદ્વિપ: (Crow Island) ને નામે અત્યારે ઓળખાતા ટાપુની વસતિને લૂંટી, અને બસીન અને બીજી બંદરગાહોમાં ત્રાસ ગુજાર્યો, એજ સિંહલી ખલાસીઓને હાથે નરપતિ માર્યો ગયો હતો.

આ રાજાએ પણ ધર્મપુણ્યને નામે સ્તૂપોના ટીંબા ઘણા ઉભા કર્યા હતા. એને હાથે કેટલીક ઉપયોગી નહેરો બંધાઇ હતી. મ્વેબો અને ચ્યાઉસેના પ્રદેશમાં બંધાવેલી એની નહેરો હજી પણ વિદ્યમાન છે. પદ્ધતિ પુરઃસરનું ન્યાયશાસન સ્થાપવાના બર્મામાં પ્રથમ પ્રયત્ન કર્યાનો યશ એને ભાગે જાય છે. એકંદર નરપતિ દયાળુ, ન્યાયી અને શાંતિપ્રિય હતો.

નરપતિને પાંચ પુત્રો હતા. તેમાંનો સૌથી નાનો ઠી-લો-મીં-લો ("રાજછત્ર જેના તરફ ઢળ્યું હતું તે").

ઠી-લો-મીં-લો ૧૨૧૦-૩૪

ગાદીએ આવ્યો (૧૨૧૦-૩૪). નરપતિએ આરંભેલી ન્યાયાધિશીનો એણે વિકાસ કર્યો, અને ફરીયાદોનો નિકાલ કરવાની પદ્ધતિ સ્થાપી એની ન્યાયાધીશીના નિર્ણયોની સંગ્રહપોથી અત્યારે ઉપલબ્ધ છે. પોતાના ચાર મોટા ભાઇઓનું એણે મંત્રીમંડળ નીમ્યું, અને એ મંત્રીમંડળ મારફતજ રાજવહિવટ ચલાવ્યો. આ પ્રમાણે ગૃહકલેશ ટાળવા સાથે એણે પોતાના કુટુંબનો સહકાર પ્રાપ્ત કર્યો, અને આપખુદ કારભારના આક્ષેપથી પોતે મુક્ત રહ્યો. એણે પગાન પાસે બુદ્ધગયા મંદિરની પ્રતિકૃતિ બંધાવી હતી.

એનો પુત્ર ક્યાસ્વા (૧૨૩૪-૫૦) પણ ઘણો ધર્મપરાયણ હતો.

ક્યાસ્વા ૧૨૩૪-૫૦

એણે પોતાનો જીવનકાળ સાધુ સંતોના સત્સંગમાં વીતાવ્યો. ઘણા ધર્મગ્રંથો એને કંઠસ્થ હતા.

એનો પુત્ર ઉઝાના (૧૨૫૦-૫૪) એટલે જાણે પિતાનો પ્રત્યાઘાત;-

ઉઝાના ૧૨૫૦-૫૪

એ મોજીલો, રંગીલો રાજા-ખાવું, પીવું, મદિરા, માનિની અને મૃગયા, એજ એનું જીવન હતું. અંતે હાથીનો શિકાર ખેલતાં એક ઉન્મત્ત રાની હાથીના પગ નીચે છૂંદાઇને એનો અંત આવ્યો હતો.

ઉઝાનાના પુત્ર તગાનુએ પોતાના મંત્રીને દૂભવ્યો હતો. એ મંત્રી તીખો હતો. તેથી એ અવિનયની શિક્ષા રૂપે તંગાતુ ગાદીથી વંચિત રહ્યો, અને રાજા ઉઝાનાની એક માનીતી વારાંગનાનો પુત્ર નામે નરસિંહપતિ તેની (૧૨૫૪–૮૭) ગાદીનો ધણી થયો આ છોકરો આગળ જતા વિશ્વંભુ નીવડ્યો. બળવાન હોવાથી એણે માર્દબાન અને મચ્છગિરિના બળવા દાબી દીધા, અને લંપટ હોવાથી પોતાની એક રખાતને રાજી કરવા એણે પોતાની એક રાણીને જીવતી બાળી મૂકી ! ત્રણ ત્રણ હજાર રખાતોથી અંત પુરને ઉભરાવનાર આ ઘમંડી રાજા પગાન વંશની ક્રમોપક્રમ થતી અવનતિની પરિસીમા સમો હતો

નરસિંહપતિ
૧૨૫૬–૮૭

નરસિંહપતિના શાસનકાળમાં દિગ્વિજયી તાર્તારોનુ ચીન ઉપર શાસન ચાલતુ હતુ. એમનો મોર્ચો ચીનના યુનાન પ્રાંતમાં હતો (૧૨૫૩). તેમના નામચીન શાહ કુબ્લાખાને ૧૨૭૧મા પગાન પાસે ખંડણી માગી નરસિંહપતિના પુરોગામી રાજાઓ એવી ખંડણી ભરતા હતા, પરંતુ તે માત્ર નામનીજ હતી માત્ર તાર્તારો રૂપી બલાથી બચવા માટે એટલુ આધિપત્યનુ ચિહ્ન તેઓ સાચવી રાખતા. પરંતુ આ તુડમિજાજી રાજકર્તાએ કુબ્લાખાનના કાસદ દૂતોનું અપમાન કર્યું કુબ્લાખાને ફરીથી બે વર્ષ પછી ૧૨૭૩મા ઉઘરાણી કરી, અને સાથેસાથે પગાનપતિને ચેતવણી આપી પણ એ મતિભ્રષ્ટ રાજાએ કાસદોને કત્લ કર્યા. એટલેથી સંતોષ ન માનતા એની સેનાએ ઇતિહાસમાં ફરી વાર યુનાનમાં સ્થાપિત થયેલો બુદ્ધદંત ઉઠાવી લાવવા પ્રયાણ કર્યું. તાર્તાર સમ્રાટે આ અપમાનોથી કંટાળીને ધીરજ હારી. કુબ્લાખાનના લોખંડી તુર્ક–તાર્તારોની ટુકડીઓએ બર્માના સૈન્યને મહાત કરી નાખ્યું. તેમ છતા ફરીથી પગાનની સેનાએ યુનાન ઉપર આક્રમણ કર્યું.

આગ જોડે રમત
અને એનું પરિણામ

ઇ. સ ૧૨૮૩મા ચીના ફોજે બર્મામાં એવો ત્રાસ વરતાવી દીધો, કે યુદ્ધના મોખરાથી વેગળો છેક પગાનમા બેઠેલો નરસિંહપતિ એના શ્રવણ



૭૦૦ વર્ષ પહેલાં



અને અત્યારે

ઉપરના નકશામાં ૭૦૦ વર્ષ પહેલાના બર્માના દક્ષિણ ભાગની આજના બર્મા સાથે સરખામણી દેખાય છે. અને રંગૂન, પીગુ ઇ. જેવાં એક વખતનાં દરીયા કાંઠાનાં શહેરો અત્યારે કેવી રીતે સમુદ્રથી વેગળા અંતર્ભાગમાં જઇ પડયા છે તે તેમાં સમજાય છે

આત્રથી થથરીને ઉભી પૂછડીએ નાઠો. તેની સાથે પગાનનો આખો રાજ-દરબાર નદીવાટે પોબારા ગણી ગયો. રાજા છેવટે રંગૂન નદીને સામે કાંઠે આવેલા ડલ્ટા પ્રદેશમાં પહોંચ્યો, અને ત્યાંથી એણે ઇરાવદીમાં ઉતરીને બસીનની વાટ લીધી. ચીનાઓએ તો સરહદથી આગળ વધવાની પણ પર્વાહ ન કરી. પણ રાજા નાસી જતાં રાજ્યના બધા પ્રાંતો બળવા કરીને સ્વતંત્ર થઈ બેઠા. નરસિંહપતિ નાહક નાઠો હતો. પણ નાઠો, એટલે એની પૂંઠ પાછળ બધું સાતડે સાત થઇ ગયું. અંતે એ પણ ખૂનીની છરીનો ભોગ બન્યો. એ મુવો, એટલે તરત તાર્તારોનાં ટોળાં ઉતરી આવ્યાં. એમણે પગાન સર કર્યું. ત્યાંથી ધસી આવેલાં એમનાં કટકદળ છેક પ્રોમ સુધી પહોંચી ગયાં હતાં.

---

## એ વંશનો અંત—શાન સત્તાની રચના   પ્રકરણ ૫મું

અનિરુદ્ધનાં પરાક્રમો વડે સ્થપાયેલા પગાનવંશનો અંત આવી રીતે તુર્ક તથા તાતારિનાં જૂથોને હાથે આવ્યો. અવર્ણનીય ઘાતકી કુકર્મોનાં સીધાં પરિણામરૂપ, ત્રાસ, લોહી અને ખોપરીના પાયા ઉપર રચાયેલા

**એ વંશના શાસનનો સરવાળો.**

એ પગોડા યુગના માઈલોના વિસ્તારમાં પથરાયેલા ઈંટમાટીના ટીંબા, આપણને એ અનંતકાળનાં અઠીમો વર્ષે રૂપી ચાંદરણાની યાદ હજુયે તાજી કરાવે છે.

એ વંશ સ્મરણીય છે, તે એ કતલો, એ ઈંટમાટીના ઢગલા, કે એ કુકર્મોની અતિશયતા માટે નહિ, પરંતુ ઉત્તર બ્રહ્મદેશમાં, અને એકંદર આખા દેશમાં બૌદ્ધ સંપ્રદાયના સાર્વત્રિક પ્રચાર માટે; રાજશાસનનાં મૂળ તત્વોના આરંભ માટે; બ્રહ્મદેશના જળમાર્ગના વાણિજ્યના વિસ્તાર માટે; અનેક નહેરોની જાળ ગુંથણીઓ માટે,—સંક્ષેપમાં, ઇતિહાસમાં પહેલીજ વાર આજે "બર્મા" ને નામે ઓળખાતા સમસ્ત વિશાળ દેશને ભારતીય રક્ત અને સંસ્કૃતિની સહાયવડે એક છત્ર નીચે એકત્રિત કરવા માટે. એ કારણોને લીધે ઇ. સ. ૧૦૪૪થી ૧૨૮૭નો સમય બ્રહ્મદેશનો વાસ્તવિક પરિચય કરવા ઇચ્છનાર માટે અતિ મહત્વનો છે.

પગાનના રાજા અનિરુદ્ધના કુળનો ઉચ્છેદ થયો, અને અરિમર્દનપુરનું મર્દન ચીના અરિઓને હાથે થયું; પણ એની કીર્તિનો ...ભવિષ્યમાં ઓછેવત્તે અંશે પણ ફરીથી આવવા સર્જાયેલો હતો. ...તું નરસિંહપતિએ એની પડતીની ગતિને એવો વેગ આપ્યો હતો, કે એક વખત તો એની પાયમાલી થવી અનિવાર્ય જ હતી.

પગાનની પડતી સર્વતોમુખી હતી. નરસિંહપતિનું ખૂન તેના પુત્રને હાથે થયું, તે પછી પગાનની સત્તાની સીમા સંકોચાતી ગઈ, અને તેનું સંઘર્ષણ બ્રહ્મદેશની ચીન તરફની સરહદ ઉપર આવેલી ડુંગરમાળોની શાન જાત સાથે થવા લાગ્યું

**નંદનવન સમા પગાનનું ભયાનક પરિવર્તન**

પગોડા બાંધવાની ઘેલછામાં અઢીસો વર્ષ સુધી પગાનના રાજાઓએ ઈંટચૂના મેળવવા માટે ભોયને બાળી બાળીને તેના ગ્સકસની ખાક કરી, તથા તેની વનરાજિઓનો ઉચ્છેદ કર્યો પરિણામે એ રસસમૃદ્ધ ભૂમિનો વરસાદે ત્યાગ કર્યો. ધીમે ધીમે એ સૂકું રણ ફેલાતું ગયું અને માનવીઓના વસવાટ માટે એ પ્રદેશ નિરુપયોગી બનતો ગયો. ભરતખંડમાં પણ એ ક્રમ અજાણ્યો નથી, એમ ઇતિહાસવિદો કહે છે બર્મામાં એ ક્રમ હજી પણ ચાલુ છે, અને આજે એક સમયની મહાન પ્રાણવાન રાજસત્તાની એ કેન્દ્રભૂમિ વિસ્તૃત સ્મશાન જેવી બિહામણી લાગે છે. લોકો ધીમે ધીમે એ સ્થળનો ત્યાગ કરીને નહેરોના પ્રતાપે રસમસ થયેલા ચાઉક્સેના પ્રદેશમાં જઈને વસવા લાગ્યા એ પ્રદેશ આખા રાજ્યના અમકોષ સમો હોઇ, તેનો જે સ્વામી હોય, તે આખા દેશને નમાવી શકતો, કેમકે તે બ્રહ્મદેશના હૃદય સમાન હતો, અને ત્યાંથીજ અન્નપ્રવાહો બધે વહેતા એ "હૃદય" ઉપર પગાનના નબળા દિવસોમાં શાન સત્તા આરૂઢ હતી

**શાન ત્રિપુટી દેખા દે છે.**

યુનાનના ચીના સુબાએ શાહી પરવાના વડે ત્રણ પરાક્રમી શાન કુળની ઠકરાતોની હયાતી માન્ય કરી હતી એ ત્રણ ભાઇઓ, તેમાં સૌથી મોટો ભાઇ અથીંખયા, તેથી નાનો મક્રાયાનો ઠાકોર યાઝાથીંકયાન, અને સૌથી નાનો પીન્લેનો થીહાથુ

કીર્તિભૂખની અતિશયતાએ પગાનની રાજસત્તાની આત્મહત્યા પગોડાની ઘેલછા વડે કરાવી, અને તેમાં નિર્બળ મનના નિર્માલ્ય રાજાઓએ અધૂરું હતું, તે પૂરું કર્યું પગાનનું રાજ્ય ૧૨૮૭ ના તાર્તાર

આક્રમણના ફટકા પછી પણ રગડદગ્ડ બસો વર્ષ ઉપર ચાલ્યુ હતું; પરંતુ તેની આણ માત્ર નામની હતી. નરસિંહપતિનું ખૂન કરનાર તેનો દીકરો તિહાથુ હતો. એણે પોતાના બે ભાઈઓને પણ ઘૃણાત્મક દગલબાજીથી મારી નાખ્યા હતા. એક બંડખોર ઉમરાવને નમાવવા જતાં એ પોતાનાજ બાણથી ઘાયલ થઈને આખરે મૂઓ હતો. એના જીવતા રહેવા પામેલા ભાઇ ક્યોસ્વાએ ચીનના સુલ્તાનની આણ માની, અને ઉત્તર બ્રહ્મદેશ ખાતેના ચીનના અનેક ખંડીયા રાજાઓમાંના એક તરીકે એ રહ્યા. ઉપર્યુક્ત ત્રણ શાન ભાઈ ઓ નરસિંહપતિના દરબારમાં તેના સુબા તરીકે રહેલા હતા. પણ પગાનની સાર્વભૌમ સત્તા તૂટવા સાથે એમણે ગર્દન ઉઠાવી. એમની બેન પ્રોમના પેલા પિતૃહત્યારા તિહાથુને દીધેલી હતી. અને એના સાટામાં એમને રાજા તરફથી ચાઉક્સેની સુબાગીરી મળી હતી. એટલું કહેવું અર્થ સૂચક થઈ પડશે, કે શાનસત્તાના આખા અંધેરયુગ દરમ્યાન ભારતીય અમર રાજશાસનમાં અદૃશ્ય હતી.

**પગાનની આત્મ-હત્યા, અને આવાનો જન્મ.**

પગાને આવી રીતે એક કન્યાના બદલામાં પોતાની સત્તાનું કેન્દ્ર છોડી દઇને પોતાને હાથે જ પોતાના વિનાશને નોતર્યો હતો. એ ભાઇઓએ લાગ જોઇને ક્યોસ્વાને દગલબાજીથી મારી નાંખ્યો. ક્યોસવાના પુત્રે યુનાનને અપીલ કરી; ત્યાંથી કુમક આવી પણ ખરી, પરંતુ પેલા શાન ભાઇઓએ એમને લાંચ આપીને પાછા વાળ્યા. ( ૧૩૯૦ )

દરમ્યાન પગાન મરુભૂમિનું રૂપ ઝડપથી ધારણ કરતું હતું. એની વસતિ ચાઉક્સે તરફ વહેતી, અને પેલા શાન ભાઇઓનાં કાંડાંને બળ દેતી હતી. પહાડી, લડાયક, અને બળવાન શાન જાતનો સિતારો ચમકવા ઉપર હતો. એમનો ઉદય સમીપ હતો. શાનોના ત્રણ મુખીઓએ મીન્જે નદીને કાંઠે આવા નગરી સ્થાપી; પણ ૧૩૧૨ માં એ સ્થળની નજીકમાં આવેલા પિન્યામાં નાનો શાન ભાઇ રાજગાદી લઇ ગયો. એના બે મોટા ભાઇઓમાંનો

એક લડાઈમાં મરી પરવાર્યો હતો, અને બીજાનો એણે વિષથી નિકાલ કરી દીધો હતો. આ પ્રમાણે શાન સત્તાનું મંડાણ ખંજર અને ઝેરના પાયા ઉપર રચાયું હતું. એ 'પરાક્રમી' શાન ભાઇનું નામ પણ પેલા પિતાઘાતક રાજાની જેમ તિહાથુ હતું. પગાનના રાજાઓએ આ શાન સત્તાના સુબા તરીકે ૧૩૬૯ ની સાલ સુધી ગાદીનો ભોગવટો કર્યો, અને એ વંશનો છેલ્લો નામનો રાજા ઉઝાના એ વરસમા મરણ પામ્યો.

**બ્રહ્મદેશનો અંધેર યુગ-બ્રહ્મી કુળના કેન્દ્રનો ઉદય.**

નરસિંહપતિની કુંવરી મી સોનુ પોતાના ભાઈ ન્યોસવાની, અને તે પછી એની ગાદી પડાવી લેનાર શાન તિહાથુની પણ પટરાણી બની હતી બ્રહ્મદેશના રાજવંશોનું વંશપરંપરા પત્નીપદે ઉતરવું, એ સામાન્ય લક્ષણ હતુ શાન તિહાથુના વંશની સત્તા ૧૩૬૪ સુધી ચાલી હતી. શાન કુટુંબોએ સગાઇ, ટાઉન્વીંજી, ટૌંગુ, ન્યાઉકસે વગેરે સ્થળોએ મોર્ચા જમાવ્યા હતા એ જાતની સત્તા છેક યુનાનથી લઇને પશ્ચિમે બંગાળના ઉપસાગર સુધી અને દક્ષિણમા ટેનાસરીમ-ટેવોય સુધી ફેલાઇ હતી. પરંતુ એ સત્તા એકછત્ર ન હોતી. એ શાન રજવાડા એક બીજા સાથે સતત વિગ્રહમાં મચ્યા રહેતા હતા. લગભગ ૨૦૦ વર્ષ સુધી શાન અમલ ચાલ્યો; એ સમયમાં ભારતીય તત્ત્વ રાજ્યશાસનમાં દેખાતુ ન હોતું. એ અરસાને બ્રહ્મદેશના અંધેર યુગની ઉપાધિ લાગુ પડે છે. મૌંન, શાન સંસ્થાને, પિન્યાના રજવાડાએ, અને સગાઇના સરદારે ખુનખ્વાર આત્મઘાતક લડાઇઓની ઝડી ચાલુ રાખી હતી. એના ત્રાસથી લોકો ટૌંગૂમા જઇને વસવા લાગ્યા. અને ૧૩૬૪ મા પિન્યાનો નાશ મૌંના શાનોએ કર્યા પછી એ શહેરની આબાદી ખૂબ વધવા લાગી, શાનોથી નાસી છુટેલા બ્રહ્મી કુળના લોકોનું ટૌંગૂમાં એ રીતે મથક જામ્યું

એ ખટખટતા શાન ઠાકોરોમાંના એકે ૧૩૬૪ મા ફરીથી આવા નગર વસાવ્યુ, અને એ શહેર, ચડતી પડતીની ઘટમાળ ઝડપથી ચાલવા છતાં, લગભગ ૧૯મી સદી સુધી બ્રહ્મદેશનું પાટનગર રહ્યુ, આ કારણે

આવાનું મહત્ત્વ ચીના તથા યુરોપના આગંતુકોએ પૌર્વાત્ય સમૃદ્ધિના નમૂના તરીકે અતિશય ગાયું હતું; કેમકે એ શહેરની આબાદીના સમયમાંજ એ પરદેશીઓના પગપેસારા નોંધવા જેવા પ્રમાણમાં થયા હતા.

**બ્રહ્મી, શાન, અને તલાઈ સમૂહોની અથડામણ.**

વિકાસ પામતા બ્રહ્મી મથક ટૌંગૂએ પોતાના પગ પ્રસારવા માંડ્યા. ૧૩૬૦માં એણે ચ્યાઉક્સે પણ સર કર્યું. આવાનો જીર્ણોદ્ધાર કરનાર શાન રાજા ઘણો ઘાતકી, અને બૌદ્ધેતર હતો. એના પછી કાવતરાં, ખૂન, બંડ બળવા, તથા ખટપટની ત્રમઝટ જામી હતી. આવાના એક રાજાએ પીગુના તલાઈ રાજા સાથે ૧૩૮૫માં લડાઈ માંડી, ત્યારથી તે ૩૦ વર્ષ સુધી ઉત્તર બ્રહ્મદેશના રાજાઓ ને દક્ષિણ બ્રહ્મદેશના તલાઈ રાજ્યકર્તાઓ વચ્ચે વિગ્રહ ચાલ્યો હતો. દર વર્ષે શાન ધાડા ઉતરી આવતાં અને ચોમાસામાં વેરાઈ જતાં. તલાઈઓનો શાનો સામેનો આગલો મોર્ચો પ્રોમમાં હતો. બન્ને પક્ષો દગલબાજી, છળકપટ અને ઘાતકીપણાની બાજીમાં બધી શક્તિઓ ખરચીને નિર્માલ્ય બની ગયા હતા. દેશમાં દરેક પ્રકારે વિકાસ બંધ હતો. એ અંધેરમાં પીગુના રાજા રાઝદરિતનું નામ પંકાયેલું છે.

**માંડલિકોની ભૂલભૂલામણી.**

અનેક સુબેદારો, શાન "સોબ્વા" (ઠાકોર દરબારો), તલાઈ રાજાઓ, આરાકાનની ગાદી, અને તુચ્છ છતાં અવિરત વિનાશકારી વિગ્રહોથી ખદબદતાં આ વર્ષોના બનાવોની ગૂંચ એવી અટપટી છે, કે તે ઉકેલવા બેસતાં ઇતિહાસલેખક જાતે તેમા અટવાઈ પડવાની દહેશત રહે છે! વળી બ્રહ્મદેશના ઇતિહાસની અને ખાસ કરીને ભારતીય સંસ્કૃતિના બર્મા સાથેના સંપર્કની માત્ર મળંગ રૂપરેખાથી પરિચિત થવા ઇચ્છનાર માટે એ માહિતી આવશ્યક પણ નથી. ફક્ત એટલું કહેલું બસ થશે, કે એ અંધેરયુગમાં બ્રહ્મદેશમાં નિર્માલ્યતા, નીચતા, તથા અધમ મનોવૃત્તિની પરાકાષ્ઠા થઈ હતી. દરેક જીલ્લો એ ઘૃણાપાત્ર ચાલબાજોનુ નરકાગાર

બની રહ્યો હતો. તવાઈ રાજા રાઝાદરિત તેમાં સૌથી મોટો વિજેતા. તેણે ટૌંગુ–આવાનાં રાજ્યોને ઉપરાઊપરી પરાસ્ત કર્યાં હતાં. તેનો વિખ્યાત સેનાપતિ બ્યા–ઝા નામે બળવાન સરદાર હતો તેના મોટામાં મોટા વિગ્રહો ટૌંગુના બ્રહ્મી રાજા મીંહકાઉં સાથે થયા હતા.

આ અનંત લડાઈઓએ ખેતીપ્રધાન બ્રહ્મદેશમાં ખેતીનો નાશ કર્યો, અને તવાઈ રૈયતને થકવી નાખી. તેમના અસંખ્ય બ્રહ્મી દુશ્મન રાજાઓના અચાનક છાપાએ તેમને તારાજ કર્યાં. તેઓ પીગુનું રાજ્ય છોડીને ઉત્તર બર્મા તરફ પ્રયાણ કરવા લાગ્યા. ૧૪૧૨માં ટૌંગુનો બ્રહ્મી રાજા પરાક્રમી હતો. તેણે તવાઈ સત્તાને જર્જરિત કરી નાખી અને છેક પીગુને દરવાજે પડાવ નાખ્યો છેવટે રાઝાદરિત પાસે ફક્ત પીગુ અને માર્ટાબાન રહી ગયાં. પરંતુ રાઝાદરિતના એક ઝંઝાવાત જેવા મરણીયા હુમલામાં એ બ્રહ્મી રાજા પકડાઈને મરણ પામ્યો. વળી પાછું ત્રાજવાનું પાસું બીજી તરફ નમ્યું, અને બ્રહ્મી ધાડાએ દક્ષિણનો પ્રદેશ છોડ્યો, ત્યારે ત્યાં જરા પોરો પડ્યો.

શીન ઓ-મી નામની રાણીએ પોતાનાજ દીકરાનું અર્ધાંગનાપદ સ્વીકાર્યું હતું, અને એ પુત્ર-પતિના બાળપુત્રનું એણે ઝેરથી ખૂન કર્યું હતું એ પછી એણે પોતાના એક લંપટ પ્રેમીને ગાદીએ બેસાડ્યો, પણ બળવો જાગતા તેને નાસવું પડ્યું હતું (૧૪૨૬–૨૭) આવાની ગાદી તેને નસાડનાર સરદાર મોન્યીથાડોના પંજામાં એ વરસે આવી. એણે પણ શાન ઓ-મીને બોલાવીને એને પોતાની રાણી બનાવી. આ રાજા તેજસ્વી હતો, પણ તેની આખી જીંદગી (૧૪૨૭–૪૦) બળવા શમાવવામાં વીતી હતી.

**શાન સમયનું સાહિત્ય**

એના અમલ દરમ્યાન નીમેલો ડી કોન્ટી નામે ઑસ્ટ્રીયાનો રહેવાસી બ્રહ્મદેશમાં આવ્યો હતો. એ ભૂમિ પર પગ ધરનાર એ પહેલોજ યુરોપિયન હતો. આ અરસામાં ચીનાઓની વ્યાપારી દૃષ્ટિ બ્રહ્મદેશ તરફ વળી, અને ઈરાવદી મારફત તેમનો

વેપાર ખાસ વધ્યો હતો. મોન્યીંથાડાના વંશજોની પરંપરા આ ખળભળાટના વાતાવરણમાં ચાલી જતી હતી. એ અરસામાં બ્રહ્મી ભાષાના સાહિત્યે પ્રથમ દેખા દીધી હતી.

ત્યાં સુધી બૌદ્ધ ધર્મની સાથે આવેલી પાલી ભાષામાં જ બધું લખાણ થતું હતું. આ અવ્યવસ્થા, અરાજકતા અને અંધેરના સમયમાં દરેક ક્ષેત્રમાં અધ:પતન થયું હતું. નીતિ, ન્યાય, સંપ, દયા, ધન, ધાન્ય, ખેતી હુન્નરઉદ્યોગ બધું પરવારી બેઠું હતું. રાજા તેવી પ્રજા, એવું પૌર્વાત્ય દેશોના સંબંધમાં અનાદિ કાળથી બનતું આવ્યું છે. તે સૂત્રાનુસાર બ્રહ્મદેશના આ અરસાના નિર્માલ્ય, ટંટાખોર, કપટી, પશુથી પણ અધમ વિવેકહીનતાથી ભરેલા, ભયાનક રીતે ઘાતક છતાં બળીયા સામે તિરસ્કારપાત્ર કાતરપણું દર્શાવતા, દરેક પ્રકારના સ્વમાનથી, માનવતાથી તથા સામાન્ય બુદ્ધિથીયે રહિત એવા રાજાઓની પરંપરાએ આખી પ્રજાને પણ અધ:પતનની ગર્તામાં હડસેલી દીધી હતી. ક્યુ, શાન, અને અન્ય જાતોના મિશ્રણથી પેદા થયેલી, પગાન તથા ટાંગુમાં જેમનાં મથકો હતાં એવી, બ્રહ્મી જાતનું માનસ પગાનના પતન પછી પાંચ સદીઓ સુધી આ પ્રકારની વૃત્તિઓ વડે ઘડાતું હતું. પરંતુ આ કાળા વાદળમાં રૂપેરી વિજળી ક્વચિત ઝબુકતી હતી; એમાંનો એક ઝબકારો, તે બ્રહ્મી લોકભાષાના ગમે તેવા તૂટયા ફૂટયા પણ તલપદી સાહિત્યનો આરંભ.

ઉત્તર બ્રહ્મદેશમાં બૌદ્ધધર્મનો સ્થાપના કાળ.

બર્મામાં બૌદ્ધ ધર્મનો પ્રારંભ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં અનોરાથાના સમયથી કહેવાય. અને નવા ધર્મના નવા જોશની ઉભરાતી ધૂને, લાખો પગોડાઓ અને બીજી ધર્મ-સમર્પિત ઇમારતો બાંધવાની વૃત્તિની અતિશય-તાનું મૂર્ત્ત રૂપ લીધું હતું. કાપાલિક "અરિ"ઓને દાબીને બ્રાહ્મણસુત શીન અરાહાનના અજેય સંકલ્પની સહાયવડે એણે, પહેલી વાર એ ધર્મને રાજ્યધર્મનું પદ આપ્યું હતું. અશોકના સમયમાં સીલોન માર્ગે થઇને બૌદ્ધમત જાવા, સુમાત્રા, બાલી, શ્યામ, કેમ્બોડીયા

અને ચીન સુધી વિસ્તર્યો હતો, પરંતુ બ્રહ્મદેશના અંતર્ભાગમાં તેની અસર તે સમયે બહુ નહોતી થઈ. જ્યારે હિન્દમાંથી એ પંથનો ઉચ્છેદ થયો, ત્યારે ચોતરફ નાસભાગ કરતા શ્રમણો અને ભિખ્ખુઓ ઉપર્યુક્ત દેશો ઉપરાંત બ્રહ્મદેશમાં પણ આશ્રય શોધતા હતા. આજે હિન્દેતર દેશોમાં એ પંથનું વર્ચસ્વ જોવામાં આવે છે, તે એ બ્રાહ્મણોના કોપથી નાસેલા ભિખ્ખુઓની અથાગ ખંત, આસ્થા, તથા અવિરત પરિશ્રમનું જ પરિણામ છે. બ્રહ્મદેશમાં પણ એ પંથનું સુદૃઢ મંડાણ એ પરિવ્રાજકોને હાથે થયું હતું. દક્ષિણ બ્રહ્મદેશના તલાઇં લોકો બૌદ્ધ જ હતા, જો કે એનું બ્રાહ્મણ ધર્મ તથા રીત-રિવાજો સાથે મિશ્રણ હતું.

**બ્રહ્મીઓની ઝડપથી વધતી સંખ્યાનાં કારણો.**

ઉત્તરમાં પગાને બૌદ્ધ મતનો પ્રચાર માંડયો, પરંતુ ઘણાખરા શાન રાજાઓ પહાડોમાંથી પ્રાણીપૂજા તથા વામમાર્ગના સીહા રંગ લઈને આવ્યા હતા; તેઓ બૌદ્ધ નહોતા. બ્રહ્મી બૌદ્ધ પ્રજાના ખમીરમાં એ શાનોની ક્રરતા, કુસંપ, ઝનૂન, અને કલહ પ્રિયતાની સાથે પગાનની શિષ્ટતા તથા કલા પ્રિયતાને યોગ સધાયો હતો, જે આજે પણ બ્રહ્મી જનતાના માનસમાં સ્પષ્ટ દેખાય છે. એ પ્રજાનો સતત વિસ્તાર થતો ગયો. તલાઇં લોકોની સંખ્યામાં બહારનો ઉમેરો થઈ શકે એમ નહોતું. જ્યારે બ્રહ્મીઓમાં સુનાન, શાનના અસીમ વિસ્તાર તથા આસામને રસ્તે વહ્યા આવતા આછા છતાં અખંડધાર ભારતીય પ્રવાહોને પ્રતાપે સતત વૃદ્ધિ થતી હતી. આ સંખ્યાબળે તલાઇંની બળવાન સત્તાને સદીઓના સતત હુમલાવડે ચાળણી જેવી જર્જરિત કરી નાખી હતી. આ એ અંધાર-યુગનું, બ્રહ્મીજાતની દૃષ્ટિએ, બીજું શુભ પરિણામ

આવાની શાનસત્તાનો અસ્ત-૧૫૫૫

આ પ્રકરણમાં આપણે સુવર્ણનગરીને સુંદર નામે દુનીયાભરના દેશોમાં ઓળખાતા આવા શહેરની ઉત્પત્તિ અને લય જોઇ ગયા. એની સંપત્તિ અઢી સદીઓ સુધી ટકી હતી. એ શાન દકરાત હતી, અને બીજી તેવી દકરાતોની જેમ અત્યારે તેનું નામનિશાન પણ શોધવું મુશ્કેલ પડત. પરંતુ તેમા પગાનની સભ્યતાએ શાન જંગલીપણાને હળવુ કરી દીધુ હતું, અને કંઈક આદિત્ય પણ ત્યા પ્રકટી શક્યું હતું; વળી બૌદ્ધ ભિખ્ખુઓએ એની સભ્યતાના દીપકને ઝાંખો છતાં જ્વલંત રાખ્યો હતો. તેનો છેલ્લો ભાગ્યા ૧૫૫૫ માં મરણ પામ્યો હતો.

આવાની સાથોસાથ દક્ષિણમા પીગુ શહેરનો સિતારો પણ ઝળકતો હતો ૧૨૮૭ ઇ૦ દરમ્યાન પગાનના રાજ્ય ચોરવાની ત્રણ શાન ભાઈઓને હાથે ગેવડી થતી હતી, તે સમયે મેલમીન પાસે દરિયા કિનારા નજીક એક શાન ખેલાડીને હાથે મહાન અર્થ તેમજ અનર્થસૂચક બાજી રમાઈ રહી હતી. મોનમીનને પડખે આવેલી એક સાથામી ગુમાગીરીમા સાહસિક અને મહાચતુર પરતુ દુષ્ટ સ્વભાવનો શાન નામે વરેરુ લશ્કરી નોકર હતો, એણે ખટપટથી સૈન્યમા ઉચી પદવી પ્રાપ્ત કરી; વિશ્વ સઘાતના અધમ પરંતુ સરળ માર્ગે એ પોતાની ચઢતી સાધી રહેલો હતો. એક દિવસ લાગ જોઇને સુમાની દીકરીને ઉપાડીને એ માર્ટબાન નાસી ગયો, અને ત્યાના સુમાને એ છોકરીના રૂપથી આજી, ભોગવી, તેનુ ખૂન કરી ત્યાનો રાજકર્તા થઇ પડયો પગાનના પિતૃહત્યારા તિહાતુને ઠાર કરનાર પેલા પીગુના સુમા સાથે મળીને સામસામી દીકરીઓની આપ લે કરીને ઇ સ ૧૨૮૭ સુધીમા એ યુગને છેક પ્રોમ અને ટૌંગૂ સુધીની પગાનની સત્તા છીનવી લીધી પરતુ તે પછી એ બે ડાકુ અદર અદર લડી પડયા, મોટા ડાકુ શાને પોતાના જમાઇ મિત્રની કતલ કરી, અને પોતે દક્ષિણ બ્રહ્મદેશનો એકમાત્ર સ્વામી બની બેઠો. ( એની રાજધાની લગભગ ૧૦૦ વર્ષ સુધી માર્ટબાનમા હી હતી. પણ ૧૩૬૯ મા રાજધાની બદનાઈને તેનુ સ્થાન પીગુએ લીધું હતું )

માર્ટબાનમાં શ્યારી શાન વરૂ વરેરુનો વશ

આ વરેરુએ ઉત્તર શાનના ઘણા આક્રમણો પાછા વાળ્યા, બ્રહ્મદેશનો પ્રથમ સ્મૃતિગ્રંથ એણે લખાવ્યો ઈ. સ ના આરભ પહેલાથી બ્રાહ્મણોએ ત્યા મનુસ્મૃતિ પ્રવર્તાવી હતી, એ ગ્રથના આધારેજ એ

મનુસ્મૃતિનું રૂપાન્તર "ધમ્મથાત"

"ધમ્મથાન" લખાયું હતું. આજે પણ બ્રહ્મી લગ્ન, છૂટા છેડા તેમજ અન્ય સામાજિક વ્યવહારનો પાયો એ પુસ્તકમાં છે.

**શ્વેડગોંનો પ્રથમ જીર્ણોદ્ધાર.**

વરેરુનું ખૂન એના સંતાનોને હાથે થયા પછી ત્યાં પણ ઉત્તર બ્રહ્મદેશની જેમ અંધેર, ખટપટ અને અરાજકતાની આણ વરતી રહી હતી. આજના શ્વેડગોં પગોડાની સ્થાપના હિંદુ વસાહતીઓને હાથે થઈ હતી, પરંતુ એનો પ્રથમ જીર્ણોદ્ધાર કરી એની ઉંચાઈ ૬૬ ફીટ જેટલે લઈ જનાર પ્રથમ રાજકર્તા આ વરેરુનો વંશજ બિન્યા-ઉ ( ૧૩૫૩–૮૫ ) હતો. એ રાજગાદી માટે બાનથી હઠાવી પીગુ લઈ ગયો હતો. એનો પરાક્રમી પુત્ર તે રાઝાદરિત, જેણે ઉત્તરની શાનમિશ્રિત સત્તાઓ સામે ૪૦ વર્ષ સુધી ટક્કર ઝીલી હતી.

**મહારાજા રાઝાદરિત.**

એ રાઝાદરિત પોતાનીજ બ્હેનને લઇને ડગોં ( આજના રંગૂન ) ગામે નાસી ગયો. એ બેન એની વિલક્ષણ પતિપરાયણ પત્ની બની. વળી પોતાના પિતા મહારાજા બિન્યા-ઉની ખફગી સામે એને મુસલમાન લડવૈયાઓની એક ટુકડીની પણ સબળ ઓથ હતી. બહારના દુશ્મનો અને ઘરની દગલબાજી સામે લડતાં લડતાં પણ રાઝાદરિતે મહત્તાની ઝાંખી કરાવી હતી; એની કેટલીક હકીકત આપણે આવા ઉપર દૃષ્ટિ ફેરવતે જોઈ ગયા છીએ. ૧૯૩૦ના ભૂકંપે ભૂમિશાયી કરી દીધેલો અને પ્રથમ હિંદીઓને હાથે સ્થપાયેલો પ્રચંડ શ્વેમૉડૉ પગોડા ( પીગુ ) એણે બાંધ્યો હતો. આ ધૂમકેતુ જેવા રાજાએ પોતાની નિમકહલાલ ભગિની-પત્નીનો પરિત્યાગ કર્યો; એ આઘાત અસહ્ય થઇ પડવાથી, આ બાઇએ આત્મહત્યા કરી. એનાથી થયેલા પોતાના જ પુત્રનું ખૂન કરવા પણ રાઝાદરિતે મારા મોકલ્યા; એ પુત્ર સદાચરણી હતો. પોતાનું નિષ્કારણ ખૂન થતું દેખીને એણે મરણોન્મુખ પ્રતિજ્ઞા લીધી કે બીજે જન્મે હું તલાઈ જાતનો સંહારક થઇશ. આ બનાવો (૧૩૯૦) બન્યા

પછીથી રાઝાદરિતની પડતીનો પ્રસ્તાવ મંડાયો. પીગુની ઉત્તરે આવેલા પીગુ યોમા પહાડોમાં હાથીનો શિકાર કરતાં એ રાજા મરણ પામ્યો હતો. એના શબને પીગુ નજીક આવેલા આજના રેલ્વે સ્ટેશન ક્યાજી આગળ એની રાણીઓએ દાટયું હતું.

**અંધકારમાં તેજનો ચમકાર.**

એનો પુત્ર ગાદીએ આવતાં એના પોતાના ભાઈઓએ પીગુની રાજગાદી પચાવી પાડવા માટે આવાનાં બ્રહ્મી ધાડાંને નોતર્યાં. એ કટકદળે પીગુને લૂંટયું, અને એવો કહેર વર્તાવી મૂક્યો, કે રાજકુંવરીને નજરાણા રૂપે અર્પીને એ કાળને પાછો વાળવાની રાજકુંવરીને ફરજ પડી. ૧૪૨૩–૪૬ સુધીનો સમય કુંવરીઓની ફેંકાફેંક, ઝગડા, દગા ફટકા, અને રાજાઓની સહકુટુંબ સામુદાયિક કતલોનો હતો. છેવટે એક રાજા એવો પાકયો, કે જેની હયાતીની નોધ લેવાની આપણને જરૂર પડે છે. એનું નામ બિન્યાવારૂ (૧૪૪૬–૫૦)

એ રાજા ન્યાયશાસનનું કડક પાલન કરાવતો હતો. ચોરી માટે એ ધાતકી સજા ફરમાવતો. ઉંદરને મારીને ખાઇ જવાના ગુના માટે એણે એક બિલાડીના કટકા કરાવ્યા, અને લોકોને ધડો લેવા માટે, એ કટકા શહેરની મધ્યમાં ચોક વચ્ચે મૂકાવ્યા હતા. ઇન્સાફના કામમાં પણ એ શાન–તલાઇ'–બ્રહ્મી મિશ્રિત જાત સામાન્ય પગલું ભરી શકતી નહોતી. આ રાજાને ગુપ્તચર્યાનો બહુ શોખ હતો. વીર વિક્રમ તથા અન્ય ભારતીય સમ્રાટોની કથાઓની એના ઉપર એ અસર હતી એની ગુપ્તચર્યાના ઘણા પ્રસંગો દંતકથાઓમાં વર્ણવાય છે. એની ભયંકર શિક્ષાપ્રણાલિએ બધી જાતના ગુનાઓ નાબૂદ કર્યા હતા, અને પ્રજાજનો શાંતિથી નિર્ભયપણે આનંદોત્સવમાં કાળ નિર્ગમન કરી શકતા હતા દરેક ફરિયાદનો બનતા સુધી એ જાતે ઈન્સાફ કરતો. એની એવી ફેંફાટતી કે ગુનાખોર એના નામોચ્ચારે કંપતા હતા.

**બર્માની પહેલી ધર્માત્મા મહારાણી**

એના પુત્રે શ્વેડગોંની ઉંચાઇ વધારીને ૩૦૨ ફીટ જેટલી કરી. પણ પોતાની સત્તામતીને ખાતર એણે રાજકુટુંબમાં એવી તો કતલેઆમ ચલાવી, કે એના મરણ (૧૪૫૩) પછી રાઝાદરિતનો એક પણ વંશજ હયાત રહેવા પામ્યો ન હતો. પરિણામે ગાદી અંતે રાઝાદરિતની બેન શીં-સૉ-બુને હાથ ગઇ (૧૪૫૩-૭૨). બર્માની એ પહેલી મહાપ્રતાપી મહારાણી હતી. જો કે બર્માનો આખો એક હજાર વર્ષનો ઇતિહાસ રાણીઓની ખટપટો, કુંવરીઓની શટલકૉક જેવી કે કાંઇક, અને અંતઃપુરના દોગીસંચારની તવારિખ રૂપજ છે, છતાં રાજકર્તા તરીકે મહારાણીપદે બિરાજનાર શીં-સૉ-બુ પહેલીજ સ્ત્રી હતી. એના દીર્ઘકાલીન શાસન દરમ્યાન રાજ્યમાં સુલેહ શાંતિ હતી. સાત વર્ષ રાજ કરીને એણે પોતાના જમાઇને ગાદી સોંપી, અને પોતે રાજમાતા તરીકે કાર્યભાર વહેતી રહી એ જમાઇ ધમ્મઝેડી મહાચારિત્ર્યવાન હતો. આ રાણીએ પોતાના જીવનનો ઉત્તરકાળ ડગો (રંગુન)ના લાકડકોટમાં વીતાવ્યો હતો. શ્વેડગોંને આજના રૂપમાં એણે અતિ પ્રેમથી વિસ્તાર્યો, શણગાર્યો, અને એને ફરતા વિશાળ ચોક પણ ભક્તિભાવથી બંધાવ્યા. એ સ્તૂપનું મહાત્મ્ય શીં-સૉ-બુએ અનેક વર્ષોની ભક્તિપરાયણતાથી વધાર્યું, અને ૭૮ વર્ષની વયે એ પ્રિય પગોડાના સાન્નિધ્યમાં, એના ઝળકતા કીર્તિકળશને મોતથી ઢળતા નયનોના છેલ્લા કિરણોથી નવરાવીને એણે દેહ છોડયો.

**પુણ્ય ચરિત ધમ્મઝેડી**

ધમ્મઝેડી (૧૪૭૨-૯૨) એ શ્વેડગોંની સોનેરી શોભા પટરાણી સહિત પોતાના વજનથી ચારગણા વજન જેટલું સોનું કોતરકામ માટે અર્પણ કરીને વધારી હતી. ત્યાનો મોટો ઘંટ એણે મૂકાવ્યો હતો એ ઘંટ ઉપરના લેખમાં તેની સ્થાપનાની હકીકત કોતરેલી છે વળી એણે પાટનગર પીગુને વિસ્તાર્યું, અને ત્યા અનેક પાકી ઇમારતો ઉભી કરી. ચુનાન સાથે એણે મૈત્રી બાંધી એણે બુદ્ધગયાના તીર્થ તરફ

યા નાળીઓની એક મ ડળી મોકલી હતી પીગુ પાસેની નદીને એણે ખોદાવીને વધારે વિશાળ બનાવી હતી ધર્મભાવના પોતાના રાજ્યમા સુદૃઢ થાય, તે માટે એણે પુષ્કળ પ્રયત્ન કર્યા હતા, અને અનેક ભોગ આપ્યા હતા ફરીથી એકવાર એણે બૌદ્ધધર્મના અસલ સ્વરૂપની દિક્ષા લેવા લ કા તરફ દૂતો મોકલ્યા હતા એ દૂતો દીક્ષિત થઇને પા છા વળતા, એમની પાસે, દૂર દૂરથી દીક્ષા લેવા આવતા ભાવિકોની ભીડ જામેલી રહેતી હતી ધમ્માઝેડી ન્યાયશીલ-પરાયણ રાજા હતો, અને એણે ઘણા શિલાલેખો, તામ્રલેખો, ઇ ઉપરાત ન્યાયશાસનના ગ્રંથો પણ લખાવ્યા હતા

એનો વ શજ બિન્નારન ગાદીએ આવ્યો (૧૪૯૨-૧૫૨૬) એણે પણ શિરસ્તા પ્રમાણે રાજકુળની નિરવશેષ હત્યા કરાવી અને પછી બાકીના વર્ષો ધર્મપ્રચારમા કાઢયા ! આ વર્તન બર્માના ઇતિહાસમા આદ્યન્ત લાક્ષણિક છે વરેરુ વ શનો છેલ્લો રાજા ઉત્તરના ટૌંગૂના તેજસ્વી બ્રહ્મી રાજાના વિજયમસ્ત ધાડ ની ઝીક ઝીલી શકયો નહિ અને પી છોડીને નાસી ગયો (૧૫૩૯)

**યુરોપ સાથેનો વેપાર તથા સ સર્ગ**

આ રાજ્યવ શ એક દર શાતિપ્રિય રચનાત્મક ધર્મભાવી તથા બ્રહ્મી સ સ્કૃતિના ઘડતરમા સારો ફાળો આપવાની વૃત્તિ-વાળો હતો ઉત્તરના બ્રહ્મી ઉત્પાતિયાઓ એક બીજાની સત્યાનાશી વાળવામા એવા મશગુ ન હતા, કે દક્ષિણ દેશને એ સમયમા કરીહામ થવાનો અવકાશ પ્રાપ્ત થયો હતો પીગુનુ બ દર વિદેશોમા પ્રખ્યાતી પામેલુ હતુ ૧૪૭૦ મા નિર્તિકિન નામે રશિયન અને ૧૪૮૬ તથા ૧૫૦૫મા હિયરોનિમો ડી સાન્ટો સ્ટેફાનો તથા લુડોવિકો ડી વારથેમા નામના ઇટાલીયન વેપારીઓ બર્મા ખેડી ગયા હતા એમણે લખેલા અહેવાલ તાત્કાલીનવસ્તુસ્થિતિને પરદેશી દષ્ટિએ સરસ રીતે રજુ કરે છે દરમ્યાન કેપ ઑફ ગુડ હોપનો સમુદ્રમાર્ગ ચાલુ થયો અને યુરોપિયનોની અવરજવરનુ પ્રમાણ વધી ગયુ તેમા પોર્ટુગીઝ લોકોએ કરારનામા, પરવાના, ઇ પ્રાપ્ત કરીને બર્મા સાથે બીજા કરતા વધારે

વ્યવસ્થિત રીતે વેપારી સંબંધ કેળવ્યા હતા, અને બર્માનો એમનો સંસર્ગ અન્ય યુરોપીય કરતાં વધારે સતત હતો. આ બધો વેપાર છેક દક્ષિણના ટેનાસરીમથી લઈને મેરગીન અને પીગુ સુધી મર્યાદિત હતો, કેમકે એથી ઉપર તો બસ જીવતું દોજખ ધખતું હતું.

**એશીયા – અરબસ્તાન તથા ગૂજરાત સાથેનો વેપારવણજ**

ટેનાસરીમનાં જંગલોનું લાકડું, હાથીદાંત, લાખ, શીંગડાં, કલઈ, સીસું, પીગના માટીના ઘડા, ઉત્તરબર્માનાં કીમતી માણેક પોખરાજ ઇ. માલ લેવા પરદેશી જહાજની હારાદોર લાગી રહેતી હતી. છેક અરબસ્તાનથી જહાજો આવતાં; અરબોનો પગપેસારો બ્રહ્મદેશમાં અજબ વેગથી થયો હતો. મોટી મુસ્લીમ વસતિઓ ત્યાં સ્થપાઈ હતી, અને દેશના આંતરવિગ્રહોમાં અરબ લડવૈયાઓ જેવો તેવો ભાગ નહોતા ભજવતા. આ વેપારે દક્ષિણ દેશને સમૃદ્ધ બનાવ્યો હતો, અને પરદેશોમાં બ્રહ્મદેશની જે જાહોજલાલીની અપરિમિત પ્રશંસા થતી હતી, તે એ માર્ટાબાન અને ટેનાસરીમની આબાદીના ચમત્કારથી મુગ્ધ થયેલા વેપારીઓ અને મુસાફરોનાં વર્ણનોનું પરિણામ હતું.

મદ્રાસ બંગાળા ઉપરાંત ગુજરાતથી ખંભાત બંદરનો વેપાર પણ બ્રહ્મદેશ સાથે આશ્ચર્યકારક પ્રમાણમાં ફુલ્યો ફાલ્યો હતો. એની પીગુ યુગની ઉજળી કારકીર્દિ હતી.

---

## આરાકાન, બર્માનો જીલ્લો બન્યો તે પહેલાં. પ્રકરણ ૭મું

આવા અને પીગુની ચર્ચા કરતે આપણે અનેક વાર આરાકાનનો આછો ઉલ્લેખ કરી ગયા છીએ. વખતોવખત બ્રહ્મદેશના મૈન્યોના હુમલા તેના ઉપર થયા હતા. ઘણા બ્રહ્મી રાજાઓએ તેના ઉપર શાસન કર્યું હતું. પરંતુ વચમાં ઉત્તર–દક્ષિણ લાંબી પડેલી પર્વતમાળ એને બર્માથી સાવ નોખો પાડી દે છે. એ કારણથી તે વધતા ઓછા પ્રમાણમા હમેશા અલગ રહેવા પામેલો છે. એ પ્રદેશ પાધડી પને બંગાળાના ઉપસાગરને તટે લબાયેલો હોઇ ત્યાં બૌદ્ધ સંપ્રદાય ઘણો વહેલો પહોચ્યો હતો. મહામુનિની વિખ્યાત પ્રતિમા મ્રોહાઉં સમીપ સ્થાપિત છે, એ મૂર્તિ સમગ્ર બર્મામા પ્રાચીનતમ હોવાનુ સામાન્ય રીતે મનાય છે. એમ કહેવાય છે કે એ પ્રતિમાની રચના છેક ઇ. સ ૧૪૬ મા કરવામા આવી હતી. ઉત્તર બર્માના વિધર્મી રાજાઓને હાથે વારંવાર એ ભવ્ય પ્રતિમા ખંડિત થઈ હતી. વળી આરાકાનમાં બ્રાહ્મણ ધર્મની જડ પણ સુદૃઢ હતી. ત્યાના જૂના શિકકાઓમા શિવની મૂર્તિ તથા નાગરી લીપીનાં લખાણોની મુદ્રા જોવામા આવે છે.

**આરાકાન અને ઇસ્લામ**

આરાકાનના સમુદ્રતટે આરબ વહાણોની અવરજવર રહેતી હતી, અને ઈસ્લામની છોળ પણ ત્યા અથડાઈ હતી. બર્માની "બર્માંઝ–મુસ્લિમ" કોમ તરફથી તો એવો દાવો કરવામા આવે છે કે ઇસ્લામે બર્મામાં પ્રથમ પદસંચાર આરાકાન તટે કર્યો, અને ઇ. સ. ૫૦૦ થી ૧૫૦૦ ના સમય દરમિયાન તેનું પ્રસરણ વિસ્તૃત રૂપમા થયુ હતું એ વાત સત્ય છે કે ઘણા લાબા સમયથી એ આખા કિનારા ઉપર મુસ્લીમ વસાહતો અને મસ્જીદો વગેરે જામી ગઇ હતી, પરંતુ એ સ્થિતિનો આરંભ ઇ. સ. ૧૨૦૦ પછી થયો હતો એ નિ:સંશય છે. ગમે તેમ પરંતુ આરાકાન મુખ્યત્વે સર્વદા હિંદુ અને બૌદ્ધ ધર્માવલંબીજ રહ્યા હતા, અને હજી છે.

પૂર્વ તરફથી શાનસમૂહોના નિરંતર આક્રમણો, પગાનના રાજવંશની સતત સતામણી, તથા તે પછીની સાર્વભૌમ બર્મીઝ મત્તાની તેમજ દરીયા કિનારેથી પરદેશીઓની વાર વાર આવતી ચઢાઈઓએ આરાકાનને છેક અસનના વારાથી સુખે ઠરીઠામ થવા દીધો નથી. પગાનનો સિતારો ચમકતો હતો, તે સમયથી જ આરાકાનના રાજકર્તા પગાનના માંડલિક બનીને રહેતા હતા, પરંતુ વાસ્તવમા પહાડોની દુર્ગમ હારમાળાની ઓથે તેઓ ઘણે અંશે સ્વતંત્રતા જેવી જ સ્થિતિ ભોગવતા હતા. આરાકાનના એક રાજા નામે મી હરિએ લગભગ ૧૦૦ વર્ષ સુધી રાજ્ય કર્યું હતુ પગાનના પતન પછી, અર્થાત ઇ સ ૧૨૮૦ પછીથી આરાકાન રીતસર સ્વતંત્ર બન્યો. અને તેવી સ્થિતિમા છેક ઇ સ ૧૭૮૫ સુધી ટકી રહ્યો એ વર્ષમા ગાદી દીના હકદારોમા ટંટો થતા પ્રજાએ તે સમયના આવાના ભૂપતિ ને વિનંતિ કરી કે તમે આવીને અમને એક રાજા નીમી આપો ! આ સ્વતંત્ર અસ્તિત્વના લાંબા સમય દરમ્યાન પણ શાન, બર્મીઝ અને તબાઈ સમૂહોના આક્રમણોની ભરમાર તેના ઉપર ઓછાવત્તા પ્રમાણમા ચાલુ જ હતી.

આરાકાનનો એક રાજા નરમેખના (૧૪૦૪–૩૪) બર્મીઓના માગથી ત્રાસીને બંગાળા નાઠો હતો ત્યાંથી મુસલમાનોનું એક લશ્કર લઈને તેની મદદથી એણે ગાદી પાછી મેળવી અને પોતાની રાજધાની મ્રોહાંગમા સ્થાપી એ ઇલાકામા મુસલમાનોની સત્તા બહુ પ્રબળ હતી તે ધારે તેને તારે કે મારે એવી પરિસ્થિતિ હતી બર્મા દ્વિપકલ્પના એ પશ્ચિમ કીનારા ઉપર છેક અરબસ્તાનથી મુસલમાન સફરીઓની અવરજવર રહેતી અને ત્યાની રસાળ ભૂમિ અને સમૃદ્ધ દેશે મુસલમાનોના જૂથનાં જૂથને ત્યાજ 'અડે અડે હારિમ' કરીને વસી પડવા લલચાવ્યા હતા હિંદના મલબાર કાંઠા ઉપર વસી પડેલા અરબો આજે 'મોપલા' રૂપે ત્યા વ્યાપક બની રહેલા છે અને અનેક સદીઓ થયા ત્યાં તેમની હાક વાગ્યા કરતી હતી એને મળતો ક્રમ અહિં પણ બનતો હતો વળી હિંદમાં મુસલમાન સત્તા વિસ્તાર પામી તે સમરે આરાકાન હિંદને સામે જ

કિનારે હોવાથી વેપાર, લૂટફાટ કે વિજયયાત્રાના કારણે ત્યાંથી મુસલમાનની ભરતી સતત થયાજ કરી હતી વિશેષત મોગલનશમા નિર્બળતા આવી, આંતર્કલહ જાગ્યા અને પરસ્પરના વિગ્રહોના દાવાનળ સળગ્યા, ત્યારે હિંદથી નાસી છૂટેલા મુસલમાન સૈનિકોની કેટલીયે સેનાઓ આ પ્રદેશ તરફ પાણીના અનેક રેલાની જેમ વહી આવતી હતી

**મીયા—મહાદેવનો અજબ જોગ !**

અફરઅદર લડ્યા કરવામા શૂરા હિંદુઓ પોતાનાજ સબ ચીનો નાશ કરવા માટે એવા ભાડુતી સિપાઇઓનાં ધાડાંનો ઉપયોગ કરવામા કયારે પાછા પડયા છે ? નરમેખ લાએ "આવ બલા પકડ ગલા" નો સોદો કર્યો ત્યારથી ત્યાંનો લગભગ પ્રત્યેક ગાદીપતિ પોતાના અસલ નામ ઉપરાંત એક ઇસ્લામી અભિધાન પણ ધારણ કરતો હતો તેમના સિક્કા ઉપર અરબી લિપિમા કુરાનશરીફના કલમા મુદ્રાંકિત થતા નરમેખનાના ભાઇનુ નામ અલીખાન પણ હતુ તેના પછી ગાદીનશીન થયેલા બન્સૌ—કયુ ઉર્ફે કલમાશાહે ચિટાગોંગ ઉપર ચડાઇ કરી તેને સર કર્યું હતુ (૧૪૫૯–૮૨) ત્યારથી લઇને છેક ૧૬૬૬ સુધી ચિટાગોંગ (ચિત્રગ્રામ) આરાકાનને તાબે રહ્યુ હતુ, અને આરાકાન ઇલાકો પોતે બગાળાનો ખડીઓ હતો સમુદ્ર માર્ગે આરાકાનના તટ ઉપર ચાંચીઆના ધાડા ઘણી વાર ઉતરી પડતા હતા તેમા પોર્ટુગીઝ ચાંચીઆ ખાસ નામચીન હતા

આરાકાની અને ચર્ગીયા લોકો નૌકાવ્યવહારમા કુશળ હતા, એ જાતના ચાંચીઆ છેક હુગલી સુધી ફરી વળતા, એ ચાંચીઆ પોર્ટુગીઝ લુટારા સાથે ભળી ગયા હતા, તેમણે બગાળી ઉપસાગર ઉપર આરાકાનની ધાક ઇ સ ૧૫૦૦ થી માડીને એક સો વર્ષ સુધી અખંડિત રાખી હતી. પરતુ નોતરેલો મેમાન પેધો પડ્યો ! પોર્ટુગીઝ લૂટારાની મદદ લેતા એ દોસ્તોનુ જોર એટલુ બધુ વધી પડયુ કે એમને ખમેડવા માટે ૧૬૦૮ મા આરાકાનના રાજાને કચ-વલદાને નોતરવા પાડ્યા હતા ! આ પ્રમાણે ભૂતને કાઢવા માટે પલીત લાવવાનો શિરસ્તો ચાલુ રહ્યો હતો

## "બમીઁઝ" સત્તાનું પ્રાકટ્ય–ટૉંગુ    પ્રકરણ ૮ મું

પગાનના પતનનો ત્રીજો ફાંટો, તે ટૉંગુનો રાજવંશ. આવા અને પીગુને સમકાલીન અને સમાન્તર તેનું અઢીસો વર્ષનું કાચું પાકું અસ્તિત્વ પથરાયેલું દેખાય છે. ૧૨૮૭માં તાર્તારોએ પગાનને છેલ્લો ફટકો માર્યો તેના એકજ દશકા અગાઉ ટૉંગુનો લશ્કરકોટ, કરેનીના ડુંગરો ઉપરથી મેદાનના સમૃદ્ધ જનપદોમાં ગુલામ પકડવા ઉતરી આવનાં ધાડાંનો અવરોધ કરવા માટે બંધાયો હતો. ટૉંગુના ગઢ ઉપર ૨૮ રાજાઓની હારમાળાએ રાજ્ય કર્યું હતું. તેમાંના ૧૫નાં મોત ખૂનીના ખંજરથી થયાં હતાં. ધીમે ધીમે સંખ્યામાં વૃદ્ધિ પામતી બમીઁઝ જાતનું ટૉંગુ મુખ્ય કેન્દ્ર હતું; પણ ટૉંગુનોયે ઇતિહાસ ચડતી–પડતીનાં ખાબડાંમાં ખદમદના આવાના વર્ણન સાથે ગૂંથાઈ જાય છે. એ લડાઈ ઝગડાની પરંપરા ઉપરાંત ટૉંગુ વંશની ખાસ કારકીર્દી કશી નહોતી. એ વંશમાં અતિ ક્રૂરની, ખૂની, હવસી અને ઘાતકી રાજકર્તા પાક્યા હતા.

**કેતુમતિની સ્થાપના**

હાલનું ટૉંગુ વસાવનારો રાજા મીંકયીન્યો (૧૪૮૬–૧૫૩૧) હતો. મીંકયીન્યો પણ શિરસ્તા પ્રમાણે ખૂનપરંપરાનાં પગથીયાં ચઢીને ગાદી આરૂઢ થયો હતો. વર્તમાન ટૉંગુ નગરી તેણે ૧૫૧૦માં વસાવી હતી તેનું નામ કેતુમતિ પણ હતું. મીંકયીન્યો લૂંટફાટનો બહુ શોખીન હતો. એનાં ઘોર આક્રમણોએ દૂર દૂર સુધી દેશને રંજાડ્યો હતો. આવાની સુંદર નહેરો એણે તોડાવી નાંખી, કૂવા પૂરાવી નાખ્યા, અને એ પ્રદેશની વસતિને નસાડી મૂકી. શાન ડુંગરોના રાની પશુ જેવા ભયાનક લૂંટારાના જુલમથી ત્રાસેલા અનેક નાના મોટા સંસ્થાનિકો એનું શરણ શોધતા આવ્યા હતા. મીંકયીન્યોનો શાસનકાળ સખ્ત અને બેરહેમ થઈ પડ્યો હતો–



શ્વેડેગોન પગોડાની તળેટીનું પૂર્વાભિમુખ પ્રવેશદ્વાર

**સંહારનો શિરસ્તો** લગભગ અઢીસો વર્ષ સુધી આવા તથા અન્ય પહાડી શાન સંસ્થાનોનાં ભયાનક ભૂખ્યાં વરૂ જેવાં જંગલી ટોળાંએ બર્મામાં કહેર વર્તાવ્યો હતો. ન્યાય ખાતર એટલું નોંધવું જોઇએ કે આવાના શાનો પગાનની સંસ્કૃતિનો વારસો પામેલા હોવાથી તેમના જાતભાઇઓના અન્ય સમૂહો કરતાં પ્રમાણમાં કંઇક વધારે માણસાઇમાં હતા, પરંતુ તે શિવાયના બીજા ડુંગરીયા શાનોને નહોતો ધર્મ કે નહોતી સભ્યતા. કેટલાક શાન ટોળાંઓ તો ઘાતકીપણાની હદ વટાવી જતા હતા. જીવતી ભુંડણોને ચીરાવીને તેમના ઉદરમાંથી કુમળાં બચ્ચાંના ગર્ભો કઢાવીને તેની ઉજાણી કરવામાં આનંદ લેનારા જીવો પણ તેમનામાં પડ્યા હતા. જરા પણ વહેમ આવતાં સ્ત્રી, પુત્ર, બેન, માતા કે પિતાને ઠંડે કલેજે જીવતાં ચીરાવી નાખતાં એમનું રૂવાંડું પણ ફરકતું નહોતું. એકંદરે, બર્માના અનેક રાજાઓ માટે એવો સામાન્ય શિરસ્તો થઇ પડયા હતો કે ગાદીએ આવતાની સાથેજ રાજકુટુંબને ઝબ્બે કરી નાખવું. પોતાની ગાદીને નિષ્કંટક કરવાની આ વિહવલતામાં દરેક રાજા એ રીતે ફાંફાં મારતો, અને તે છતાં તેમનામાંના ઘણાખરાને નમીએ નીરાંતે મરવાનું નહોતું રહેતું, બલ્કે વિષ કે ખૂનીની કટારના ભોગ થઇને, તેમને કર્યા જેવું પામવું પડતું.

આ શિરસ્તો સર્વસામાન્ય અને રોજનો થઈ પડયો હતો, પરંતુ તેમાં શાન રાજાઓની નિપુણતા નિરવધી હતી. સંહારક વૃત્તિ, પરપીડન અને નિર્દયતાને કેળવીને એમણે કલાની કક્ષાએ પહોંચાડી હતી. એમના ઝનૂની આક્રમણો અને રાક્ષસી વર્તણૂકને લીધે આમજનસમાજ એનું નામ સાંભળીને બ્હી મરતો હતો. એ કાળા કોપથી નાસીને અન્યત્ર વસી ગયેલી કોમોમાં એક તીબેટથી ઉતરી આવેલું કયુ કુળ હતું. એમનો સમૂહ નાસી આવીને ટૅંગુ તરફ એકત્ર થયો હતો, અને એ સમુદાયના સંગઠનમાંથી, ઉપર કહેવાઇ ચૂક્યું છે તેમ, જેને આજે " બર્મીઝ " તરીકે ઓળખવામાં આવે છે તે જાતનો ઉદ્ભવ થયો હતો. ટૅંગુમાં તેમનો જમાવ થયો, અને ત્યાંજ એમના ઉદયનાં બીજ વવાયાં.

શાન લૂટારાનો ત્રાસ ચાલ્યો તેટલો સમય આવા, પીગુ અને ઉપર વર્ણવ્યા પ્રમાણે ટોંગુના બે શતાબ્દીઓના સમકાલીન જીવનપ્રવાહોને આપણે સંક્ષેપમાં તપાસી ગયા. કાળે કરીને એ ત્રિપુટીમાંથી આવા અને પીગુ લુપ્ત થઈ ગયાં; પરંતુ એમનાં ઓસરતાં પાણીમાં પહેલી વાર રીતસર જેને બર્મીઝ કહેવાય છે તે રાજસત્તા અસ્તિત્વમાં આવી હતી.

**દૈવી તથા આસુરી સંપત્તિઓનું મિશ્રણ**

એ બર્મીઝ જાતના મિશ્રણમાં ઉત્તર તેમજ દક્ષિણ ભારતના હિંદુની સભ્યતા, વિવેક વિનય,ભાષા, ધર્મ, સંગીત, નૃત્ય અને અન્ય સુસંસ્કારોના પટ ઉપર શાન જાતની રાક્ષસી પ્રકૃતિનો પાસ એવો સખ્ત બેસી ગયો હતો કે આજે પણ આપણે અહીં લોકોને જોઈને વિસ્મિત થઈએ છીએ. પોતાના ઉપરી તેમજ બરોબરીયા સાથે અતિશયતાને સ્પર્શતો વિવેક, સંગીત તેમજ કલા માટેનું સહજ કૌશલ્ય, ધર્મની દષ્ટિએ નારીદેહને અધમ કોટીનો ઠરાવેલો હોવા છતાં સ્ત્રીઓ પ્રત્યે સમાનના તેમજ સન્માનની અસામાન્ય કક્ષા, અતિથિસત્કારની ઉચ્ચ ભાવના, ધર્માસ્થા અને સાધુસંત પ્રત્યે હદબહારનાં શ્રદ્ધાસન્માન-આ સૌમ્ય તત્ત્વો સાથે ઝનૂન, પોતાથી ઉતરતી કક્ષાના વર્ગો તરફ જંગલી જેવો અવિનય, અવિચારીપણું, જ્વાલામુખીના ભડકા જેવો ઉગ્ર ક્રોધ, પ્રમાણિકતા તથા સત્ય પ્રત્યે ઉદાસીનતા, ચિત્તની ચંચળતા, તેમજ અહિંસાને પરમ ધર્મ માનનારા સાત્વિક બૌદ્ધ મતના ઉપાસક કરતાં સર્વભક્ષી તેમજ અતિભક્ષી વિવેકહીન શાન અગર ચીનાને વધારે ઉચિત એવી આહારવિહારની અધમ વૃત્તિઓ-આવું અજબ મિશ્રણ જગતમાં અન્યત્ર શોધ્યું જડે તેમ નથી.

આપણે અત્યાર પહેલાં જોઈ ગયા કે ઉત્તર ભારતથી ઉચ્ચ સભ્યતાના ધૂરાધારી આર્યોએ, તથા તેલંગ દેશના વિદ્વાન કર્મકાંડી ધર્મનિષ્ઠ દક્ષિણ ભારતીયોએ બર્મીઝ સંસ્કૃતિનો પાયો નાખ્યો હતો, અને તેના ઉપર આવા-પીગુ-ટોંગુના શાન કારીગરોએ બિહામણી ઇમારત ઉભી કરી હતી.

અનેક માનવ મમૂહોના સંસર્ગથી આ રીતે બર્મી અમુગયનું મિશ્રણ ગેળાતું રહ્યું. કાળે કરીને શાન પ્રાબલ્યનો અસ્ત થયો, અને તે સાથે રીતસર તદ્દ્રુમિજન્ય કહી શકાય તેવી બર્મીઝ રાજસત્તાનો પ્રારંભ બર્મામાં થયો એમ કહી શકાય. એનુ કેન્દ્ર, તે શાન સુગતુ "ટોગુ" ડુંગર ઉપર વસેલું ટૌંગુ નહિ, પરંતુ ૧૫૩૦ માં મીંકયાનોએ વસાવેલી કેતુમતિ નગરી, જેને આજે આપણે ટૌંગુને નામે ઓળખીએ છીએ એ રાજાએ ખટપટના વિષથી કોહી ગયેલા સત્તાહીન આવાને ઉજ્જડ કર્યું, અને એ પ્રદેશને એવો વેરાન કરી મૂકયો, કે ભવિષ્યમા કોઈપણ કાળે સરહદના પહાડોમાં વસતા શાન વરૂઓને ત્યાં ઉતરી આવવાની લાલચ રહેવા પામેજ નહિ. અને વાસ્તવમાં શાન લૂટારૂઓના આક્રમણો અટકયા પણ તે સમયથીજ. અને એક સમયે સંસારમાં સુવર્ણપુરી તરીકે પ્રસિદ્ધ થયેલા આવાના આ મૃત દેહની ઓથે એ રાજાના અનુગામી પુત્રે બર્મીઝ રાજસત્તાનો નિષ્કંટક વિસ્તાર સાધ્યો. ચાઉસે રૂપી અન્નભંડારમાં બર્મીઓ ખૂબ ફૂલ્યા ફાલ્યા હતા, અને તેથી જ તેઓ દક્ષિણની તલાઈ અને ઉત્તરની શાન સત્તાઓને હજમ કરવામા સફળતા પ્રાપ્ત કરી શક્યા હતા.

**બર્માંઝ રાજસત્તાનું પ્રાકટ્ય**

એ બર્મી રાજવંશનો સંસ્થાપક ટાબીં શ્વે-ટી ( શ્વે = સુવર્ણ, ટી=છત્ર ) હતો ( ૧૫૩૧–૫૦ ). ઉત્તર બર્માની સતામણીથી મુક્ત થઇને તેણે પોતાના સાધન સંપન્ન અને બળવાન બાહુ વેપારવણજથી આબાદ બનેલા દક્ષિણ પ્રદેશ તરફ પ્રસાર્યા. ૧૯૩૫મા એ રાજાએ જળ માર્ગે પીગુને ઘેરો ઘાલ્યો. ( તે સમયે દરીયાની ખાડી લગભગ પીગુ સુધી પથરાયેલી હતી અને પાછળથી પીગુ નદીએ ઘસડી આણેલા કીચડથી પુરાતી પુરાતી ક્રમે કરીને અદશ્ય થઈ ગઈ હતી, તે બીના સ્મરણમાં રાખવી જરૂરી છે. ) બર્માની પ્રકૃતિ રૂપ થઈ પડેલી દગાખોરી તથા છળકપટથી એણે પીગુના રાજકર્તાને પરાસ્ત કરીને નમાડયો (૧૫૩૯) પીગુના વરેરુ

**"આખાર્ લીમડામાં એક ડાળ મીઠી."**

વંશના છેલ્લા ભાગેડુ રાજાના આ પલાયન પરાક્રમની નોંધ આપણે લઈ ચૂક્યા છીએ, તેનું અહિં સંધાન થાય છે. ચેન્ગીએ તે પછી શ્રીમતનગર તરફ નજર દોડાવી. આ પ્રયાણનો એક પ્રસંગ ઇતિહાસકાર હાર્વી સાહેબ પોતાના ગ્રંથમાં નીચે પ્રમાણે વર્ણવે છે:

" એ આક્રમણ દરમ્યાન આપણને તેના મહાનુભાવ સાથી બાયીન્નાઉનો પ્રથમ પરિચય થાય છે. વેંતીયાં માનવીઓથી ખદબદતી ત્રણ સદીઓ પછી નવા પ્રાણસંચારની લહરી શો એ વીર પુરુષ દીપે છે. એક નદી પાર કરતાં બાયીન્નાઉંના અગ્રચરોએ પોતાની સામે વિશાળ તલાઈ સૈન્યની છાવણી પથરાયેલી દીઠી. આ દેખાવ સાવ અણધાર્યો હતો. બીજો સેનાપતિ હોત, તો ત્યાંથી આંખ મીંચીને પાછો જ વળત. પરંતુ અધમ કોટિના વાતાવરણમાં ઉછરેલો પણ દરેક લોકનાયક સમજી શકે છે તે વસ્તુ બાયીન્નાઉં પણ જાણતો હતો. તે એ, કે રણસંગ્રામમાં મહત્વ સૈન્યની સંખ્યાનું નહિ પરંતુ સૈન્યના જુસ્સાનું હોય છે. એણે વિના વિલંબે તરાપા બંધાવ્યા, ને પોતાનાં માણસોને નદીને સામે તીર ઉતાર્યાં. યુદ્ધનો આરંભ થતા પહેલાં એને રાજા તરફથી પેગામ મળ્યો, કે દુશ્મન સામા થાય, તો લડાઈ શરૂ નહિ કરતાં આખી ફોજ ઉતરી આવવાની રાહ જોવી. બાયીન્નાઉંએ ઉત્તર પાઠવ્યો કે હું તો શત્રુનો મુકાબલો કરીને તેને હરાવી પણ ચૂક્યો છું. એના એક અનુચરે એને કહ્યું કે આ તો તમે લડયા પહેલાં જ વિજય મળ્યાની વાત કરો છો. પણ સામે સંખ્યાબળ આપણી સામે ખડું છે, અને ઘણે ભાગે આપણે માર જ ખાવાના છીએ; તેમ થતાં રાજા કેવી શિક્ષા કરશે, એનો તમે વિચાર કર્યો છે ખરો ? બાયીન્નાઉંએ જવાબ દીધો : "માર ખાઇએ તો ને ? માર ખાઇશું તો મરી ફીટીશું; અને મુવા પછી મડદાંને કોણ શિક્ષા કરનાર છે ? " નદી પાર ઉતરીને એ સેનાપતિએ તરાપાનો નાશ કરાવ્યો. એના અધિકારીઓએ એને વાર્યો અને કહ્યું: " દુશ્મનો આપણાથી દસગણા છે. તમે તરાપા તોડી

નાખશો, તો આપણે જીવતા બચવા નહિ પામીએ." બાયીન્નાઉં એ તરત ઉત્તર વાળ્યો : " ખરી વાત છે, દોસ્તો ! તેથી હવે સમજી જાઓ, કે હવે જીતવા શિવાય બીજો કોઇ માર્ગ આપણી આગળ નથી રહ્યો."

લોર્ડ નેલ્સનનું ધ્યાન દારૂણ તરીસંગ્રામ પ્રસંગે સામા આવતા શત્રુતરીઓના કટકદળ તરફ ખેંચવામાં આવતાં એણે દૂરબીન પોતાની અંધ આંખે લગાડીને કહ્યું હતું કે " મને તો કંઈ દેખાતું નથી, " એ ઇતિહાસપ્રસિદ્ધ કિસ્સાનું આ પ્રસંગ સ્મરણ નથી કરાવતો ?

**માર્ટાબાનનું કરુણ પતન**

પ્રોમ ઉપર કરેલું આક્રમણ અફળ ગયું, પરંતુ આવા સરળ, સહૃદય અને કૃતનિશ્ચય વીરશ્રીનાં દૃષ્ટાંતો આખા બર્મીઝ ઇતિહાસમાં એટલાં જૂજ મળે છે, કે અંધકારમાં ટમકતા દીપકની જેમ એ તરત આંખે ચઢી આવે છે. પ્રોમ પરત્વેની નિષ્ફળતાના બદલારૂપે, તલાઈ જાતનું રહ્યુંસહ્યું તેજ પીગુના ભાગેડુ રાજાના અવસાનથી હણાઈ ગયું, ને સાં-ટાબીં-શ્વે-હીની સત્તા નિષ્કંટક બની. એ સમયે બંગાળી ઉપસાગર તથા હીંદી મહાસાગરમાં પોર્ટુગીઝ ખલાસીઓ ચાંચીયાનો ધંધો કરતા મોટી સંખ્યામાં ઘૂમતા હતા. એવા લડવૈયાની એક મોટી ટુકડી એણે દારૂગોળાના સરંજામ સહિત રાખી લીધી હતી. આવા ભાડુતી સીપાઇઓની ફોજ રાખવાની પ્રથા તે જમાનામાં માત્ર પૌર્વાત્ય નહિ પરંતુ પાશ્ચાત્ય દુનિયામાં પણ પ્રચલિત હતી, એ ઇતિહાસની બારાખડી ઘૂંટનારથી પણ અજાણ્યું ન હોય. શ્વે–હીએ ૧૫૪૧માં માર્ટાબાન બંદર ઉપર ચઢાઇ કરી, ત્યારે તેની સામે પણ પોર્ટુગીઝ ખલાસીઓની આરમારોની કતાર લડવા ઉભી હતી. સાત મહિનાના ઘેરા અને અનેક યુક્તિપ્રયુક્તિઓની બાજી પછી માર્ટાબાન પડ્યું ને તેની અઢળક સંપત્તિ ત્રણ દિવસ સુધી લૂંટાઇ. યુરોપ, આફ્રિકા અને એશીઆ એ ત્રણ ખંડોથી ખેંચાઈ આવેલી સંપત્તિના એના પાતાળપૂરા ખજાના પણ ખલાસ થયા. હજારો અમીર ઉમરાવો તથા બીજા નગરજનોને

ગળે પથરા બાંધીને બર્મીઝ સૈનિકોએ નદીમાં હડસેલી દીધા. શહેરની માલમિલ્કત જપ્ત થઈ, અને જંગીઝખાન તથા નાદીરશાહના સપાટાની સરસાઈ કરે એવાં સર્વભક્ષી સંહારતાંડવ ત્યાં નિરંકુશ ખેલાયાં. મોલમીન તથા તેની દક્ષિણે આવેલા સુસમૃધ્ધ પ્રદેશને છેક સાયામની સરહદ સુધી આ ભયાનક કટકોએ બ્રહ્મી ધુંસરી નીચે કાયમને માટે બાંધી દીધો, અને માર્ટાબાનના મશહુર બંદરની અવનતિ થતાં તે કાળે કરીને આજની કંગાલ દશાને પામ્યું છે. એકવાર મળેલી નિષ્ફળતાનો જાણે બદલો લીધો હોય તેમ. બ્રે—હીએ ૧૫૪૨માં પ્રામને ધરાશાયી બનાવી દીધું હતું.

**પરદેશી ભાડુતી ભામટા ટોળીઓ**

એ અરસામાં જેમ આખા એશીયાખંડમાં બનતું હતું તેમ બર્મામાં. પણ રાજારજવાડાની પારસ્પરિક લડાઈઓ અને તેમના નિરંતર વિગ્રહોમાં યુરોપીયનોની રખડું ટોળકીઓને સારો તડાકો પડતો હતો. એ ટોળીઓ સુવ્યવસ્થિત અને સંગઠિત હતી; પારવગરના ઠાઠઠેરા રૂપી ઘંટીનાં પડ ગળે ભેરવીને રણમેદાને પડવાની પૌર્વાત્ય સૈન્યોની આદતના ગેરલાભ એ સાહસિક ભામટા સારી રીતે સમજતા હતા અને તે કારણથી, એમની ટોળીઓ ઢંગધડા વગરની તથા ઘણાજ હલકા દરજ્જાના માણસોની બનેલી હોવા છતાં યુધ્ધકળામાં વધારે કાર્યકુશળ નીવડતી હતી. અને તેથીજ, હલકટ અદેખા રાગદ્વેષ તથા નજીવાં અંગત કારણોસર પ્રજાને નિરંતર વિગ્રહોની પરંપરામાં રગદોળ્યા કરતા "કમજોર ઔર ગુસ્સા બહુત" વાળા રાજાઓને નીચોવવામાં એવી ટોળીઓને ઠીક ફાવટ આવતી હતી. યુરોપખંડમાં તે વખતે પોર્ટુગીઝ જાત કનીષ્ઠ કોટીની લેખાતી હતી. પરંતુ હીંદી મહાસાગરમાં તેમના પંજા સૌથી પહેલા ફેલાયા હતા. એ લોકો એકંદર મુફલીસ છતાં નૌકાકળામાં પ્રવીણ અને પૂરા સાહસિક તથા કેટલેક અંશે ટેકીલા પણ હોવાથી એમની નાની નાની ટુકડીઓને પણ મોટાં તળપદી ધાડાંને નસાડવામાં બહુ મુશ્કેલીનો અનુભવ નહોતો થતો.

**દારૂગોળાનો પ્રથમ પરિચય**

એ પોર્ટુગીઝ ભામટાઓમાં શાસન કે વ્યવસ્થાની કળા કે તેના પ્રત્યે અભિરુચિ પણ નહોતી. તે કારણથી આખા એશીયા ખંડમાં તેમનાં શસ્ત્રોનો ભાડુતી ઉપયોગ થતો હોવા છતાંય તેઓ કયાંય પણ કાયમી સ્થાન જમાવી શક્યા નહિ, જ્યારે તેવીજ અંગ્રેજ રખડુ ટોળીઓએ સામ્રાજ્ય જમાવી દીધું. યુરોપીયન યુરોપીયનમાં ફેર, તે આનું નામ ! અસ્તુ. બર્મામાં બર્મીઝ અને તલાઈ, આરાકાની, અને અમુક અંશે શાન, એ બધા વિગ્રહાસક્ત જનસમૂહો આ ફીરંગીઓની યુદ્ધનૌકાઓ, જેવી હતી તેવી તોપો, અને જામગરી જેવી બંદૂકોનો ભાડુતી ઉપયોગ કરતા હતા. બલ્કે દારૂગોળી બર્મામાં પ્રથમ ટાળીં–સ્વે–ઠીના ફિરંગીઓને હાથે દાખલ થઈ હતી. માર્ટબાનને તોડવામાં તેમજ તેના રક્ષણકાર્યમાં પણ ફીરંગીઓએ મોટો ફાળો આપ્યો હતો. અને ત્યારથી એમનાં ભાડુતી છતાં રણકુશળ કાંડા–બાવડાંના ભાવ રાજલોભની બજારમાં તેજી પર ચઢ્યા હતા.

---

**જીતની નાસભાગ**

અમીંઝ રાજસત્તાનો આદિ પુરુષ ટાબી શ્વે-ઠી અત્યંત લડાઇખોર હતો. રોજ ને રોજ એ અતિ ખર્ચાળ સમામો લઇ બેસતો. એની રાજ્યસીમા જેમ વિસ્તરતી ગઇ, સૈન્ય માટે માણસો મેળવવાનું એનું ક્ષેત્ર જેમ વધતું ગયુ, તેમ તેની યુદ્ધ-પિપાસા તીવ્રતર થતી ગઇ, અને એનાં પ્રલયકારી આક્રમણો વધારે ને વધારે વિશાળ રૂપ ધારણ કરતા રહ્યાં. એ યુદ્ધયાત્રાઓ તેના વિરોધીઓ કરતા એના પોતાના માણસો માટે વધારે પ્રમાણમાં પાયમાલકારી હતી. પરંતુ આટઆટલા જંગ ખેલ્યા છતાં એ જરાપણ સ્થાયી કે શાંત શાસન ભોગવી શક્યો નહોતો. એના પગ ઉત્તર તરફ વળે, કે તરત દક્ષિણમા બંડ જાગ્યું જ સમજવું; અને એના કટકદળ પૂર્વ તરફ કદમ લંબાવે, એટલે પશ્ચિમના માંડલિકો તથા સુબાઓ માથું ઉઠાવ્યા વિના રહેજે નહિ. એને એકનું એક સ્થળ અનેકવાર જીતવું પડતું હતું, અને તેમ છતાં અંતે એના રામ તો એના એજ રહેતા

૧૫૪૬-૪૭ મા એ આરાકાન ઉપર ચઢાઈ લઇ ગયો, અને મસ મોટી ધાંધલ ધમાલ, પાર વિનાના માનવસંહાર તથા લખલૂટ દ્રવ્યની ળીને અંતે, આરાકાન જેની ઓથે પડેલો છે તે પર્વતહારને એક છેડે હઝાડાના કયાગીન ઘાટ વાટે તેમજ સમુદ્ર કિનારે કાફલાવડે સેન્ડોવે જીતીને એ આરાકાનના પાટનગર મ્રોહાઉં સુધી પહોચી તો ગયો, પરંતુ સરવાળે કશુંય ઉકાળ્યા વિના એને ધોયેલા મુળા જેવા કોરા ધાકોર પાછા ફરવું પડયું હતું. એક બે કુંવરીઓની લેવડદેવડના સોદા ઉપરાંત તે કશુ જ સાધી શકયો નહોતો એ ભાઇ આરાકાનના મિથ્યા નરમેધમાં મગ્ન હતા, ત્યાં સાયામે તક સાધીને ટેવોય ઉપર ઝપટ મારી. પરંતુ ગેલ આરાકાન, ને

વિજેતા દોડયા સાયામ તરફ. કયાં આરાકાન, ને કયાં બર્માનું અંતિમ દક્ષિણ બિંદુ ટેવોય !

આરાકાનની યાત્રામાં પણ તેનું ગાડું ડાયોગો સ્વારેઝ ડી મેલો નામના બાહોશ પોર્ટુગીઝ નાયકની કવાયતી ટોળી વગર ચાલ્યું ન હોત. સાયામ સામે પણ એણે ડાયેગોની કુમક લીધી હતી. ત્યાં માર્ટાબાનથી સાલ્વીનને સામે કાંઠે આવેલા મોલમીન સુધી હોડીઓનો વિશાળ પુલ રચી તેના ઉપર થઈને હયદળ અને હાથીઓ સહિત આખું સૈન્ય સામે કાંઠે એણે પાર ઉતાર્યું હતું. બર્મીઝ રાજાઓ રણસંગ્રામની ગંભીર કુચકદમોમાં પણ હાકડેરાના કેવા તિરસ્કારપાત્ર રસાલા રાખતા, એનો ખ્યાલ આપવા એક નાનકડું અવતરણ સાયામની ચઢાઇના ઇતિહાસકાર હાર્વેએ કરેલા વર્ણનમાંથી લઇએ :—

યુદ્ધ છાવણીના દાઠ ઠઠેરા.

"બાદશાહ સલામતના હાથીને તરાપા ઉપર લઇને સામે કાંઠે ઉતારવામાં આવ્યો. પરંતુ બીજા હાથીઓને પાણી જ્યાં છીછરાં હતાં, ત્યાં ઉપર વ્હેણે મોકલવામાં આવ્યા. એ હાથીઓમાંના ઘણાની પીઠ ઉપર માંચડા બાંધીને તોપો ગોઠવવામાં આવી હતી. એ તોપખાનું રાજાની સમીપજ રાખવામાં આવતું હતુ. મહારાજાની છડી સવારી ભારે દબદબાથી ચાલતી હતી એને ઘેરીને આગળ વધતા સુનંદા માતંગો, જાતજાતના દમામદાર શણગારથી સુસજ્જ થયેલા ઉમરાવો, તથા સોને મઢેલી જામગરીઓ લઈને ચાલતા ચારસો પોર્ટુગીઝ રક્ષકોની ટુકડી તોપખાના સહિત ગોઠવાયેલી રહેતી. રોજ ને રોજ રોનકદાર રંગોથી રંગેલા તથા સોને રસેલા લાકડાના મહેલને ઉભો કરવા દરેક મજલને છેડે હજારો કારીગરો આગળથી દોડી પહોંચતા, અને દરેક પડાવે 'પ્વે' ના નાચરંગના જલસા ઉડતા હતા."

અને ખૂબી તો એ હતી, કે આટઆટલું કરવા છતાં એ આક્રમણમાં સાયામની રાજધાની અયુધ્યા ન લેવાઈ. તે નજ લેવાઇ. એ નગરના બચાવમાં પણ પોર્ટુગીઝ

અયુધ્યાનું યુદ્ધ.

કાયોગો પરીશાની ખખડધજ ટુકડી મોખરે હતી. અનેક હુમલા અને અપરિમિત ખુવારી પછી વિજેતા પાછા વળ્યા. પરંતુ દૈવયોગે સાયામનો રાજપુત્ર, ભાયાત અને જમાઈ પકડાઇ ગયા. હતા, એટલે સાયમના રાજાએ ન છૂટકે તેમને રાજી કરીને તેમની સાથે દોસ્તી બાંધી. ભેટ સોગાદોની આપ લે થઈ. એ પરસ્પરના નજરાણામાં વાનીઓ તરીકે અનેક કુંવરીઓ હતી એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય, કારણ કે એ તો શિરસ્તોજ હતો.

આ રાજા વિશાળ દૃષ્ટિવાળો હતો. એ જાતે બર્મીઝ હોવા છતાં એણે તલાઈ લોકોને માત્ર જાતભેદને જ કારણે ખાસ સતાવ્યા નહોતા, બલ્કે એણે પોતે તલાઈ પહેરવેશ ધારણ કરીને પોતાની તલાઈ રાણીઓને પણ તેમનો રોજનો પોષાક પહેરવા દીધો હતો. વળી બર્મીઝ રિવાજ પ્રમાણે માથે ચોટલો ન રાખતા, તે તત્કાલીન તલાઈઓની જેમ વાળ ટૂંકા કપાવતો. તલાઈ અમીરો તથા માંડલિકોને પદભ્રષ્ટ ન કરતાં તેમની પાસે માત્ર પોતાનું વર્ચસ્વ કબુલાવીને એમને પોતાનાં સ્થાનકોનો યથેચ્છ ભોગવટો એ કરવા દેતો. એણે શ્વેડગોં, શ્વાદાહગો, તથા બીજા પ્રખ્યાત સ્તૂપોને પુષ્કળ દ્રવ્ય ખરચીને વધારે દેદિપ્યમાન બનાવ્યા હતા. પીગુથી ટૅાંગુ તથા પ્રોમ સુધી વાહનોની અવરજવર થઇ શકે એવી મોટી સડકો એણે બંધાવી હતી. આ રાજાએ પ્રથમ ઉત્તર બર્માના, તે પછી દક્ષિણ બર્માના અને ત્રીજી વાર ઉભય પ્રદેશોના સંયુક્ત સમ્રાટ તરીકે, એમ ત્રણવાર પોતાના રાજ્યાભિષેક કરાવ્યા હતા

બાયિન્નાઉંની ત્રિશંકુ દશા

સાયામના સાહસથી પાછો ફર્યો પછી એક ફિરંગીએ એને દારૂની લત લગાડી. રાજકાજ પોતાના કુશળ મંત્રી સેનાપતિ બાયીન્નાઉંના હાથમાં છોડીને એ માનિની તથા મદિરામાં ચકચૂર તથા વિવેકશૂન્ય બની ગયો. સતત પરિશ્રમના પ્રત્યાઘાત રૂપે કે વિનાશ કાળે બગડતી બુદ્ધિના ન્યાયે એની આવી દશા થઈ હતી, ત્યાં વરેરુ વંશમાંથી ઉતરી આવેલા એક ધર્ણુંસંકર ભિખ્ખુએ ભગવાં છોડીને સ્મિમ-ટોની પદવી ધારણ કરીને

ડગો ( ? ગૂન ) અને ડવામા મોરચા માઝા મેનાપતિ બાયીન્નાઉ ંગ્યાઉ ન્યા તથા બમીનની ખાડીએ ખૂદતો તેની પાછળ પડયો. પરંતુ બીજી તરફ રાજાના તલાઇ સાથીઓએ રાજાને છળકપટથી વનમા લઈ જઈને કાપી નાખ્યો, અને બાયીન્નાઉંની ગેરહાજરીનો લાભ લઈને પોતાના મુખી સ્મિમ–સોઠે ને પીગુની ગાદીએ બેસાડી દીધો.

બાયીન્નાઉ ની દશા ધોબીના કુતરા જેવી થઈ પડી. ઉગતા નૂર્યને પૂજનારા તેના બધા નાગરીકોએ પૂઠ ફેરવી દીધી.

**પીગુની પરચમરણી**

દઢ મનોબળ, હિમ્મત તથા ખંતથી એ લડંવાએ બંડખોર માડલિકો સાથે બાથ ભીડી. અતિ પરિશ્રમ વડે જમાવેલી આખી વિશાળ સ્ત્તનત બંડ બળવાથી ખળભળી ઉઠી હતી બમીંઝ જાતના તખ્ત અમા ટૌંગુ સુધી એ મહા મહેનતે પહોચ્યો ત્યાથી કુમક મેળવીને એ ઝયાવાડી (જયવતી) ગયો ત્યા એને ઘણા શાન મળી ગયા પીગુના નવા સ્વામી સ્મીમ–સોટેના ત્રાસથી નાસેલા ઘણા તનાઇઓ પણ સાથે જોડાયા. આતર કલહમા સોઠે માર્યો ગયો હતો અને તેની જગાએ સ્મીમ–રો ગાદીએ ચઢી બેઠો હતો. ત્યા બાયીન્નાઉ ની યશસ્વી સવારી આવી પીગુ પાસે ઘોર સંગ્રામ મચ્યો અંતે પીગુ પડયુ ખીજાયેલા વિજેતાએ વિફરેલા રાની પશુની જેમ એ ગરવા શહેરને પીંખી નાખ્યુ. સ્ત્રી, પુરૂષ, બાળકો તેમજ પશુઓની પણ એણે સરેઆમ કત્લ કરી નાખી. આ ખૂનરેજી અને લૂંટફાટનો ક્રમ ચાલતો હતો, તે દરમિયાન એક નજીવા કલહમા એનો બહાદુર ફીરંગી સાથી સ્વારેઝ ડીમેલો માર્યો ગયો હતો સ્મીમ–રોએ ઘણા વર્ષો સુધી અપાર મ કટો વેઠીને લડયે રાખ્યુ, પણ છેવટે એ પકડાઇને ઠાર થયો હતો.

હવે સગ્રામની ત્રમઝટ બોલાવવાનો વારો બાયીન્નાઉ નો આવ્યો.

**વિજેતાની લોખડી ઝપટો**

પોતાના વિસ્તૃત સામ્રાજ્યની ગણી ગણાય નહિ એવડી વસતિમાથી એક સપાટે લાખલાખ માણસોની ભરતી કરીને ઉભરાવેલા દરિયા જેવાં એના કટકદળ ચોગરદમ જળપ્રલયની જેમ રેલાવા લાગ્યા પોતાના માણસો

પામે વફાદારી પળાવવામાં એ ઘાતકી હતો. જરાપણ નિર્બળતા કે પાછી પાનીની શંકા પડતાં, એ નિકટતમ અને પ્રિયતમ સાથીને પણ સ્વહસ્તે રહેંસી નાખતાં સંકોચાતો નહિ. એણે શાન સંસ્થાનો સર કર્યાં. આ ધૂનમાં એણે દુશ્મનના હુમલા કરતાં તેની પોતાની જ કડક શિસ્તપરસ્તીમાં પોતાના સૈનિકોને વધારે સંખ્યામાં ઠાર કર્યા હતા. ૧૫૫૫ માં એણે આવા નગર સર કર્યું, પ્રોમ જીલ્લો તારાજ કર્યો, અને ૧૫૫૬ સુધીમાં ત્રણ ચઢાઇઓ કરીને મોહ્ન્યીં, મોટાઉં, માણેકની ખાણોનું કેન્દ્ર મોમેઇક, મોગપાઈ, સગા, લોકસોન, યાઉંગ્વે, સીપો, કલે, મણિપુર તથા છેક યુનાનની હદની અંદર આવેલા ટેપીંગ તથા શ્વેલી નદી ઉપરનાં ગામો અને સાયામની હદમાં આવેલા કેટલાક પ્રદેશો—એમ આખા શાન વિસ્તારને પરાસ્ત કરીને કાયમને માટે એણે બર્મીઝ રાજઅમલ નીચે મૂકી દીધાં હતા. ચીનના સેન્વી અને કેન્ટુંગ પ્રાન્તોએ એને ખંડણી ભરી હતી.

**બર્મા ઉપર પ્રથમ બર્મીઝ અધિપત્ય**

આ લડવૈયાના અમલમાં ઉત્તરમાં આસામ, પૂર્વમાં ચીન તથા સાયામ, પશ્ચિમમાં ( આરાકાનની સાંકડી પટી બાદ કરતાં ) બંગાળી ઉપસાગર તથા દક્ષિણમાં હીંદી મહાસાગરમાં લંબાયેલા ટેનાસરિમની ભૂશિરના છેડા સુધીનો સમગ્ર બર્માદેશ બર્મીઓના એકાન્તરિત છત્ર નીચે આવી ગયો હતો.

આ સમય પહેલાં બર્મીઝ જાતનો કશો યશસ્વી ઇતિહાસ નહોતો. જુની શાન ખાન્દાનના લોહીનું પ્રમાણ તેમની નસોમાં શાન શાસન દરમ્યાન વધારે પુરાયું; એ ઇન્જેક્શનની ઉત્તેજના પછી એ જાત છેક સોળમી સદીમાં જોરમાં આવી. તે પહેલાં બ્રહ્મદેશ કોઇ પણ હિસાબે તેમનો કહી શકાય એમ નહોતું. અર્થાત બર્મા ઉપરનો બર્મીઝ કહેવાતી જાતનો હક દાવો ફક્ત સોળમી સદીથીજ હસ્તીમાં આવ્યો ગણાય. તે પહેલાં અર્ધ તેલુગુ તલાઇં, અર્ધ ચીના શાન અને કેટલેક અંશે ઉત્તર ભારતીય, એવી અન્ય કોમોથી એ ભૂમિ વસાયેલી અને જીતાયેલી હતી એકંદરે ભારતીયોનો અને

ખામ કરીને બ્રાહ્મણોનો વસવાટ એ દેશમા તેમનાથે પહેલા, ઇ સ. ના આરંભનીયે અગાઉ સારી રીતે થયેલો હતો, એ તો આપણે જોઇ ચૂક્યા છીએ. જેમ બર્મામા હમેશા બનતું આવ્યુ હતુ, તેમ બાથીનાઉંની પૂંઠ પાછળ સદૈવ બળવાખોરીના દવ લાગેલા રહેતા. નવા મુલકો જીતવાની અને જૂનાને વશવર્તી રાખવાની હડિયાપાટુમા એને દિનરાત ચેન નહોતું. માંડલિકોને નમાવતો, તેમની બેન દીકરીઓથી પોતાનુ અંત પુર ભરતો, એ નિરંતર રખડતોજ હતો.

**બેન દીકરીઓનો નિરંતર બજાર**

બેન દીકરીઓની આ સોદાગરી દુનિયામા બધે રાજરમતનો સર્વમાન્ય વિષય થઈ પડી હતી, એ ખરૂં, પરંતુ બર્મામા તો એને કશી માઝા જ નહોતી નાના કે મોટા, પ્રત્યેક ઝગડામા કુંવરીઓ આપવી અને લેવી, એ ત્યા તપખીરની ચપટીની આપ લે જેવી મામુલી વાત લેખાતી. એ રાણીઓ રાજાઓને વ રાપર પરા ઉતરતી, ભેટ સોગાદો તરીકે વહેંચાઇ જતી, ભાઇ બેનોના લગ્ન થતા, અને એવી રીતે બનેલી પટરાણીઓ વિજેતાઓની પરંપરામા એક શયનગૃહથી બીજે શયનગૃહ હડસેલાતી રહેતી એ બધો ક્રમ બીજી સામાન્ય મિ'ક્તોના રાહેજ ચાલતો. અને તેમ છતા બર્મા સ્ત્રી સમાનતા અને સ્ત્રી સ્વાતંત્ર્યની ભૂમિ ગણાય છે ! ખરી વાત તો એ છે, કે બર્મીઝ બૌદ્ધોમા સ્ત્રીઓનો છેડો ફાડવાનો અમુક હદ સુધી હક છે; તેમને પરદો નથી, ધધો રોજગાર કરવાની એમને છુટ છે, વારસાના હક એમને પુરુષોના જેવાજ છે ઇ. ઇ., એ બધુ ખરૂ, પરંતુ બર્મામા પ્રવર્તતા બૌદ્ધ શાસન અનુસાર સ્ત્રી જન્મ અધમ છે, સ્ત્રી દેહને મોક્ષ નથી, વળી એમનામા સ્ત્રી જાતિ સોદાગરીની વસ્તુ હતી, અને કેટલેક અ શે હજી છે, જોકે બ્રિટીશ રાજઅમલની અડધી સદી દરમ્યાન એ પ્રકારનો વેપાર ઉત્તરોત્તર ઓછો થતો ગયો છે.

**વસ્તી વધારવાની તરકીબો—પરાણે વ શ વિસ્તાર**

ઉપર જણાવ્યુ તેમ, બર્મીઝ જાતમા મિશ્રણનો ક્રમ ચાલુ જ હતો, તેમા છેલ્લી પૂરવણી મોટા પાયા ઉપર શાન લોહીની થઈ હતી તેનાથી એ સમૂહનુ લડાયક ખમીર વધ્યું. બર્માની વસતી ઘણીજ ઓછી હતી, તેને વધારે ગાઢ બનાવવા માટે ઘણા ખરા

પામે વફાદારી પગાનવામા એ ઘાતકી હતો જગપણ નિર્બળતા કે પછી પાનીની શકા પડતા, એ નિકટતમ અને પ્રિયતમ સાથીને પણ સ્વહસ્તે ગ્રેહુસી નાખતા સકોચાતો નહિ એણે શાન સસ્થાનો સર કર્યા આ ધૂનમા એણે દુશ્મનના હુમના કરતા તેની પોતાની જ કડક શિસ્તપગ્રતીમા પોતાના સૈનિકોને વધારે મ ખ્યામા ઠાર કર્યા હતા ૧૫૫૫ મા એણે આવા નગર સર કર્યું, મેમો જીલ્લો તારાજ કર્યો અને ૧૫૫૬ સુધીમા ત્રણ ચઢાઇઓ કરીને મોહન્યી, મોગઉ, માણેકની ખાણોનું કેન્દ્ર મોમેઈક, મોગપાઈ, સગા, લોકસોન યાઉગ્રે, સીપો, કને મણિપુર તથા છેક યુનાનની હદની અદર આવેલા ટેપીગ તથા મ્વેની નદી ઉપરના ગામો અને સામામની હદમા આવેલા કેટલાક પ્રદેશો—એમ આખા શનિ વિસ્તારને પરાસ્ત કરીને કાયમને માટે એણે બર્મીઝ રાજઅમલ નીચે મૂકી દીધા હતા ચીનના સેન્ની અને ન્હુગ પ્રાન્તોએ એને ખડણી ભરી હતી.

બર્મા ઉપર પ્રથમ બર્મીઝ અધિપત્ય

આ લડવૈયાના અમલમા ઉત્તરમા આસામ, પૂર્વમા ચીન તથા સાયામ પશ્ચિમમા ( આરાકાનની સાકડી પટી બાદ કરતા ) બંગાળી ઉપસાગર તથા દક્ષિણમાં હીદી મહાસાગરમા લબાયેના ટેનાસરિમની ભૂશિરના છેડા સુધીનો સમગ્ર બર્માદેશ બ્રહ્મીઓના એકાન્તગ્નિત છત્ર નીચે આવી ગયો હતો

આ સમય પહેલા બર્મીઝ જાતનો કશો યશસ્વી ઇતિહાસ નહોતો. ઝનુની શાન ખાન્દાનના લોહીનું પ્રમાણ તેમની નસોમા શાન શાસન દરમ્યાન વધારે પુરાયુ, એ ઇન્જેક્શનની ઉત્તજના પછી એ જાત છેક સોળમી સદીમા જોરમા આવી તે પહેના બ્રહ્મદેશ કોઇ પણ હિસાબે તેમનો કહી શકાય એમ નહોતુ અર્થાત બર્મા ઉપરનો બર્મીઝ કહેવાતી જાતનો હક દાવો ફક્ત સોળમી સદીથીજ હસ્તીમાં આવ્યો ગણાય તે પહેલાં અર્ધ તેલુગુ તલાઇ, અર્ધ ચીના શાન અને કેટલેક અશે ઉત્તર ભારતીય એવી અન્ય કોમોથી એ ભૂમિ વસાયેલી અને છવાયેલી હતી એમ દરે ભારતીયોનો અને

ખાસ કરીને બ્રાહ્મણોનો વસવાટ એ દેશમાં તેમનાયે પહેલાં, ઇ. સ. ના આરંભનીયે અગાઉ સારી રીતે થયેલો હતો, એ તો આપણે જોઇ ચૂકયા છીએ. જેમ બર્મામાં હંમેશાં બનતું આવ્યું હતું, તેમ બાયીન્નાઉંની પૂંઠ પાછળ સદૈવ બળવાખોરીના દવ લાગેલા રહેતા. નવા મુલકો જીતવાની અને જૂનાને વશવર્તી રાખવાની હડિયાપાટુમાં એને દિનરાત ચેન નહોતું. માંડલિકોને નમાવતો, તેમની બેન દીકરીઓથી પોતાનું અંતઃપુર ભરતો, એ નિરંતર રખડતોજ હતો.

**બેન દીકરીઓની નિરંતર બજાર**

બેન દીકરીઓની આ સોદાગરી દુનિયામાં બધે રાજરમતનો સર્વમાન્ય વિષય થઈ પડી હતી, એ ખરૂં, પરંતુ બર્મામાં તો એને કશી માઝા જ નહોતી. નાના કે મોટા, પ્રત્યેક ઝગડામાં કુંવરીઓ આપવી અને લેવી, એ ત્યાં તપખીરની ચપટીની આપ લે જેવી મામુલી વાત લેખાતી. એ રાણીઓ રાજાઓને વંશપરંપરા ઉતરતી, ભેટ સોગાદો તરીકે વહેંચાઇ જતી, ભાઇ-બેનોનાં લગ્ન થતાં, અને એવી રીતે બનેલી પટરાણીઓ વિજેતાઓની પરંપરામાં એક શયનગૃહથી બીજે શયનગૃહ હડસેલાતી રહેતી. એ બધો ક્રમ બીજી સામાન્ય મિલકતોના રાહેજ ચાલતો. અને તેમ છતાં બર્મા સ્ત્રી સમાનતા અને સ્ત્રી સ્વાતંત્ર્યની ભૂમિ ગણાય છે! ખરી વાત તો એ છે, કે બર્મીઝ બૌદ્ધોમાં સ્ત્રીઓનો છેડો ફાડવાનો અમુક હદ સુધી હક છે; તેમને પરદો નથી; ધંધો રોજગાર કરવાની એમને છુટ છે; વારસાના હક એમને પુરુષોના જેવાજ છે ઇ. ઇ., એ બધું ખરૂં, પરંતુ બર્મામાં પ્રવર્તતા બૌદ્ધ શાસન અનુસાર સ્ત્રી જન્મ અધમ છે; સ્ત્રી દેહને મોક્ષ નથી; વળી એમનામાં સ્ત્રી જાતિ સોદાગરીની વસ્તુ હતી, અને કેટલેક અંશે હજી છે, જોકે બ્રિટીશ રાજઅમલની અડધી સદી દરમ્યાન એ પ્રકારનો વેપાર ઉત્તરોત્તર ઓછો થતો ગયો છે.

**વસ્તી વધારવાની તરકીબો–પરાણે વંશ વિસ્તાર**

ઉપર જણાવ્યું તેમ, બર્મીઝ જાતમાં મિશ્રણનો ક્રમ ચાલુ જ હતો, તેમાં છેલ્લી પૂરવણી મોટા પાયા ઉપર શાન લોહીની થઈ હતી. તેનાથી એ સમૂહનું લડાયક ખમીર વધ્યું. બર્માની વસતી ઘણીજ આછી હતી; તેને વધારે ગાઢ બનાવવા માટે ઘણા ખરા

વિજેતાએ શાન સંસ્થાનો, આરાકાન, ચીન, સાયામ, ટેનાસરીમ, વગેરે જે જે સ્થળે જતા ત્યાંથી હજારો કુટુંબોને બર્માના મધ્ય પ્રદેશ તરફ હડસેલતા હતા. આવી ટેવ બાયીન્નાઉંગમાં વિશેષ પ્રમાણમાં હતી. એની વસતિવર્ધક પ્રવૃત્તિએ બર્મીઝ જાતમાં ઉપર્યુક્ત બધા જનસમૂહોની મોટા જથામાં પૂરવણી કરી હતી અનેક સ્થળેથી એ પરદેશીઓનાં જૂથનાં જૂથ બર્મામાં વસાવવા માટે મોકલ્યાજ કરતો. એના સમયમાં બર્મીઝ સમૂહના ઘડતરે એક મજલ આગળ પ્રગતિ કરી હતી, એમ કહી શકાય. ૧૫૬૩–૬૪ની સાયામની ભયાનક ચઢાઈમાં એણે અયુધ્યા સર કરીને ત્યાંના અગણિત પુરજનોને પોતાના દેશની આબાદી વધારવા માટે ટોળાબંધ મોકલ્યા હતા.

**બર્માની કલાઓ ક્યાંથી આવી ?**

આ ચળવળને લીધે એના સમયમાં શાનથી પહેલી વાર બર્માની જગવિખ્યાત થયેલી લાખ કામની કારીગરી આવી હતી. બર્મામાં આજે નૃત્ય અને સંગીતમાં જે સાયામની પ્રગાઢ છાયા જોવામાં આવે છે, તેનું કારણ એ છે કે બાયીન્નાઉંગે નૃત્ય સંગીતના એ પ્રકારનો પુરવઠો આયાત કર્યો હતો, અને તેથીજ બર્મીઝ નૃત્ય, સંગીત અને વાદ્ય ભારતીય અસરથી આટલી બધી હદ સુધી મુક્ત થઈને સાયામની ઢબને અનુસરે છે

**સાયામનું બીજું આક્રમણ**

સાયામ જીતીને પાછા ફર્યા પછી (૧૫૬૩–૬૪) એ રંગેંગમાઇ અને લાઓના શાન સરદારોની ગુસ્તાખીને માંડ ઉતારી રહ્યો, ત્યાંતો પાછો સાયામ ઊભો થયો, અને પુનઃ એને એ દેશ જીતવા જવું પડ્યું ( ૧૫૬૮–૬૯ ). આ વખતે તો એની અગણિત સેના પણ થાકી ગઈ. અસંખ્ય મડદાંના ઢગલા ખડકાયા, અને માણસોમાં ત્રાસ ત્રાસ વરતી ગયો. બીરુતાને નહિ સાંખનાર સેનાપતિએ પોતાને પ્રાણથીયે અધિક પ્રિય એવા શૂરા સાથીઓને એકદમ કાપી નાખ્યા. પાછો પગ ધર્યાના અપરાધ સર એ રોજ પોતાના ...દસાવધિ સૈનિકોનો વધ કરાવતો. દશ મહિનાના દારુણ ઘેરા પછી છળકપટનો ભોગ બનીને અયુધ્યા પડ્યું, પરંતુ તેજ સમયે સમગ્ર સાયામ ઉપર પાણીનાં

અપૂર્વભૂત પૂર ફરી વળ્યાં. આ તેનું સાયામ ઉપરનું ત્રીજું આક્રમણ હતું. આ વિગ્રહો દેશને ભારે પડી જતા હતા. પરન્તુ તેને થાક નહોતો છેક ૧૫૮૧માં એણે આરાકાન ઉપર ચઢાઈ માંડી, પણ એજ વર્ષમાં એનું મરણ થયું.

**ઘડનાત્મક પ્રવૃત્તિઓ અને વ્યાપાર**

આ રાજકર્તા ઉદ્યોગ અને પરિશ્રમની જીવન્ત મૂર્તિ હતો. એણે પળભરની પણ વિશ્રાન્તિ ભોગવી નહોતી, તેમ ધ્રુરછી પણ નહોતી. વિજયયાત્રાઓ ઉપરાન્ત લલિત કલાઓનો પણ એ આશક હતો. બર્મીઝ કાવ્યો એના સમયમાં પ્રથમ વાર લખાયાં હતાં એણે ધમ્મપદ તથા બીજાં બૌદ્ધશાસ્ત્રોની અનેક નકલો કરાવીને ભિખ્ખુઓમાં તેનો પ્રચાર કર્યો હતો. પીગુ બંદર આગળ પરદેશી સફરી વહાણોની કતારો લાગી રહેતી. બર્માનો તરી વેપાર વણજ ખૂબ જ ફાલ્યો ફૂલ્યો હતો. હિંદ થઈને આવતા યુરોપિયનોએ તેનેસની ભૂશિર એના સમયમાંજ પહેલી વાર દેખી હતી. એમની કૂતેમારોઓ નદી વાટે બસીન જઈને, ત્યાંથી ચકાવો ખાઈ, મ્યાઉંગ્મ્યાની ખાડીઓ પાર કરી પીગુ જતી મોમેઈક તથા બીજા શાન પહાડોનાં રત્નો, ચોખા, અને અન્ય વસ્તુઓની નીકાસ છુટથી થતી હતી.

યુરોપિયન વેપારીઓ પીગુની સુવ્યવસ્થિત શૈલિથી મુગ્ધ થયા થતા. સિરિયમ, ડલા, માર્ટાબાન, અને એ સર્વથી શ્રેષ્ઠ એવું પીગુ, એ તે સમયના બર્માનાં મુખ્ય બંદરો હતા એ સ્થળોએ પરદેશીઓનાં ઇંટબંધ ગોદામ પહેલીવાર તે સમયમાં બંધાયાં હતાં. બર્મામાં અસલના વારાથી લાકડાના ઉંચા થાંભલા ઉપર લાકડાનાંજ મકાનો બાંધવાનો ચાલ હતો, અને હજી છે બર્મીઝ રાજઅમલ દરમ્યાન રાજારજવાડા કે ભાયાત વર્ગ શિવાય કોઈને ઇંટ ચુનાનું પાકું મકાન બાંધવાનો હક નહોતો, તેમાં વેપાર અંગે થયેલી આ છૂટછાટ નોંધવા યોગ્ય છે.

પીગુની સમૃદ્ધિ, એની જાહોજલાલી, એની રોનક, એનો વિસ્તાર એનાં મહાલયો.-સમસ્ત યુરોપ એનાથી આશ્ચર્યમુગ્ધ થતો.. તે. સમયે

યુરોપખંડ ગરીબ, ગંદો, કંગાલ, અને અત્યંત દરિદ્રી હતો, કારણ તેને તે સમયે હિન્દુ, ચીન, ઇ. જેવાં કલ્પવૃક્ષો લાધ્યાં નહોતાં. આજે બાજી પલટાઇ છે. પૂર્વની સમૃદ્ધિ પરદેશી વહાણોમાં પશ્ચિમ તરફ વહી ગઈ છે, અને આજે કંગાલ, દીનહીન, ચિંથરેહાલ, અજ્ઞાનગ્રસ્ત અને પતિત પૌર્વાત્ય દેશો, ઝાકઝમાળ નંદનવનશા ઝગતા પશ્ચિમની અઢળક સમૃદ્ધિ તથા સભ્યતાની ઝમકને લાચાર આંખે નિહાળે છે; પરંતુ ચક્રનેમિક્રમે માનવસમૂહોની દશા ઉપર તળે થતી ઘૂમ્યાજ કરે છે !

—— x ——

**કૂપમ ડૂક મનોદશા**

**બ**ર્માની ભૌગોલિક સ્થિતિ એવી છે કે તે સહેજે બહારની દુનિયાથી અલગ પડી જાય છે; એની દક્ષિણ તથા પશ્ચિમે સમુદ્ર છે, ઉત્તર તરફ રાની જાતોથી વસેલા તથા હિંસક પશુઓથી ખદબદતા ગીચ જંગલોથી છવાયેલા દુર્ગમ પહાડોની કતાર ઉપર કતાર ખડકાયેલી છે, પૂર્વ તરફ, છેક ઉપરથી લઈને ટેનાસરીમ સુધી પથરાયેલા પહાડોની અસંખ્ય કરાડો તેને ચીનથી સાવ નોખો પાડી દે છે કુદરતની દીવાલોથી ઘેરાયેલો બ્રહ્મદેશ ચીન અને સાયામનો આછો પરિચય રાખતો હતો, અને બંગાળાની હયાતીનો તેમને મજબુત વ્હેમ હતો; એટલુ બાદ કરતા બાકીનો સમગ્ર સંસાર તેને મન નહિવત હતો એ દિવાલોની અંદર જે જનસમૂહની દુહાઈ ચાલતી, તેને સમગ્ર પૃથ્વીનુ સામ્રાજ્ય હથેલીમા આવી ગયેલુ લાગતુ. તેમા પણ જે સેનાનીએ ચીન અગર સાયામને થોડી ઘણી પણ હાર ખવડાવી હોય, એના મનમા એવો ઘમંડ તરત ઘર કરી બેસતો, કે આ જગતમા મારો મુકાબલો કરે એવું કોઈ માનવી પેદા થયુ નથી, કેમકે આખી પૃથ્વી તો બસ મારા પગ તળે રગદોળાઇ ચૂકી છે. આવી ભ્રમણાનો હ્રાસ થવાનો પ્રસંગ પણ એ "એરટાઈટ" દેશમા ક્યાંથી ઉપસ્થિત થાય? તે કારણે દુનિયામા કંઇક શક્તિઓ પડેલી છે–વસુંધરા બહુરત્ના છે, એ સત્યથી તેઓ મોટે ભાગે અજ્ઞાન રહેતા જ્યારે અણધારી બળસંપત્તિવાળી કોઇ પરદેશી તાકાત સાથે અથડાવાનો પ્રસંગ આવી પડતો, ત્યારે આ ભ્રમણાની આદતને પરિણામે, તેને પહોચી વળવા માટે બ્રહ્મીઓનુ માનસ, શક્તિસંચય કે સંગઠન પૂરતા પ્રમાણમા તૈયાર નહોતા નીવડતા, અને એમનો ભ્રમ ભાગે અને તેઓ પ્રસંગને અનુકૂળ થના પામે ત્યાર સુધીમા તો તેમનો ખાયાડો નીકળી જતો. વળી વિશ્વવિજયીપણાના એ કૂપમંડૂકીયા અભિમાનને લીધેજ બર્મીઝ રાજા

તથા ઉમરાવ વર્ગ પરદેશી સત્તાઓની અવહેલના કર્યા કરતા હતા. આ સંકુચિત મનોદશા એક ધર્મ, એક જાત, અને એકજ દેશાભિમાનવાળી એ વીર્યવાન પ્રજાને તેની હાલની સ્થિતિએ લાવવામાં મુખ્ય નિમિત્ત રૂપ બની છે, એવું ઇતિહાસનો ક્રમ જોનારને લાગ્યા વિના રહેતું નથી.

**શાસનકાળનો અભાવ અને સત્તાની ચંચળતા**

બાયીન્નાઉંની વિજયયાત્રાઓએ વિશાળ સામ્રાજ્યની સ્થાપના કરી હતી; પણ તે પોતાના જ દેશને ભોગે. વળી એ સામ્રાજ્ય ઢંગધડા વિનાનું હતું. પોતાના આધિપત્ય નીચે આણેલા બધા પ્રદેશોનો સમવાય સાધીને તે બધાને એક, સર્વમાન્ય તથા મજબૂત શાસનના સૂત્રમાં ગૂંથી લે, એવી વ્યવસ્થા કરવાની આવડત તેનામાં નહોતી. આજ હકીકત બીજા પ્રતાપી લડવૈયા રાજકર્તાઓને પણ લાગુ પડતી હતી. અને તેથી વારંવાર અપરિમિત બલિદાનો આપીને જમાવેલાં સામ્રાજ્યો દશ વર્ષમાં વેર વિખેર થઈ જતાં.

બાયીન્નાઉંના પુત્ર નાન્ડાબાયીં (૧૫૮૧-૯૯) ને વારસામાં વિશાળ સામ્રાજ્ય મળ્યું, પણ એ વારસો એને ભારે પડી ગયો. સ્થળે સ્થળે ફૂટી નીકળતા વિરોધને લોકો ત્રાસ પામીને શેહ ખાઇ જાય તેવી રીતે દબાવવામાં એણે કલ્પના કર્યું ન કરે એવા ભીષણ અત્યાચાર કરવામાં બાકી ન રાખ્યું. એનાં વર્ણનો આપણને અત્યારે કંપારી ઉપજાવે છે, પરંતુ ન્યાય ખાતર કહેવું જોઇએ કે એ જમાનો જ એ પ્રકારની વૃત્તિઓનો હતો. એ કાળે થયેલાં કાર્યોની યોગ્યાયોગ્યતાનું માપ આજના વાતાવરણની પારાશીશીએ કાઢવા બેસીએ, તો એ વાજબી ન ગણાય. કારણ આજનું ધોરણ તે સમય કરતાં સાવ જૂદું છે. અને તેમ પણ શા માટે ? વીસમી સદીમાં અને તેયે સુધારાના શિખરે ચઢેલા લેખાતા યુરોપખંડમાં લડાયેલી લડાઇઓ તથા તેને અંગે થતી સેતાનીયતને આંટે એવું, જંગલી ગણાતા એશિયાના ખાસ પછાત લેખાતા પુરાણા સમયની તવારીખમાં પણ શું મળે તેમ છે !

ખૂનના બુંદ બદલે ખૂનનો હોજ

નીચે ટાંકેલું અવતરણ બર્મામાં આજથી ચારસો વર્ષ પહેલાં ચાલતા શિરસ્તાનો કંઈક ભાસ કરાવશે, પરંતુ તેથી એમ નથી સમજવાનું કે એવી ઘટનાઓ એ સમયમાં અપવાદ રૂપ કે વિશિષ્ટ હતી, યૂરોપ પણ એવા હત્યાકાણ્ડોથી મુક્ત નહોતો, હજી પણ નથી, તેની એ ખંડના ઇતિહાસને જાણનાર સર્વ કોઈને ખબર છે. પરંતુ બર્માંઝ કારીગરોની એ વિષયની કાર્યદક્ષતા તથા નિપુણતા તો કોઈ અનોખી જ કક્ષાની હતી.

ગૅસ્પેરો બાલ્બી નામના વેનીસથી આવેલા એક વેપારીએ ૧૫૮૩ની સાલમાં નજરે જોયેલી એક ઘટનાનું વર્ણન કરેલું છે, તેમાંથી આ ટાંચણ લીધેલું છે. એનો વિષય એવો છે, કે નાંડાબાયીના યુવરાજની પત્ની આવાના સુબાની પુત્રી હતી અને એ સુબો પોતે યુવરાજનો કાકો અર્થાત નાંડાબાયીનો ભાઈ હતો યુવરાજને પોતાની પત્ની સાથે કોઈ રમત રમતા ઝગડો થયો, અને છોકરીના કપાળમાંથી જરા લોહી નીકળ્યું એ લોહીવાળો રૂમાલ છોકરીએ પોતાના બાપને મોકલ્યો. વાત્સલ્યના અતિરેકમાં પિતાએ તરત રાજા સામે બંડ જગાવ્યું નાંડાબાયીને એવો વહેમ ગયો કે એ બળવામાં પોતાના દરબારના બીજા પણ કેટલાક અમીરોનો હાથ હતો. એ વહેમના પરિણામનું વર્ણન એ વેનીસીયન વેપારીની કલમે લખાયેલું આ રહ્યું.

૪૦૦૦ માનવીઓનો નરમેધ

"રાજાએ હુકમ ફરમાવ્યો, કે બીજે દિવસે સવારે મોટો શો માચડો બંધાવવો, અને બધા શકમંદ અમીરોને એ માચડા ઉપર ચડાવવા, અને પછી માચડાને આગ લગાડીને બધાને જીવતા બાળી મૂકવા...એણે આજ્ઞા કરી, કે એ અમીરોના કુટુમ્બોને સગર્ભા સ્ત્રીઓ તથા ધાવણા બાળકો સહિત એ માચડા ઉપર ચડાવવા પછી રાજાએ સુવર્ણની શાહીથી લખેલો આજ્ઞાપત્ર પાડ્યો, માચડાને આગ મૂકાવી, અને બધાને બાળી મૂકયા. તે એવી રીતે, કે રુદન, ચીસ,

ફુસકાં અને કલ્પાંતના કકળાટ શિવાય બીજું કશું કાને પડતું નહોતું. કારણ આવી રીતે અગ્નિદાહ પામેલાં નાનાં મોટાં મળીને ચાર હજાર માનવી હતાં. એ સંહારને પાર ઉતારવા માટે રાજાએ રક્ષકો મૂક્યા હતા, અને નવા તેમજ પુરાણા નગરનાં બધાં પુરવાસીઓને તેમાં સહાય આપવાની ફરજ પાડી હતી. હું પણ એ સ્થળે ગયો હતો. બહુ દયા અને દુઃખથી મેં જોયું કે નિર્દોષ શિશુઓનો પણ આ રીતે ભોગ દેવાયો હતો."

**આસેલા તલાઇં લોકની હીજરત**

બર્મીઝ રાજાએ પરાપૂર્વથી ચાલી આવેલા શિરસ્તા મુજબ આ પ્રકારે કરીને ન્યાય તોળી દીધો, અને પછી આવાના સુબાને હરાવીને એના ગામને તારાજ કર્યું. આ પરાક્રમ ચાલતું હતું તે દરમ્યાન એક છેડાથી બીજા છેડા સુધી તેનું આખું રાજ્ય બંડખળવાથી ખળભળી ઉઠ્યું હતું. તેના છેડાથી બીજા યુવરાજના જુલમને આરો આંક નહોતો. ખાસ કરીને તલાઇં સમાજ ઉપર એણે એવો કારમો સીતમ ચલાવ્યો, કે એ લોકોએ સીયામ તરફ સમૂહ પ્રયાણ કર્યું. તે સમયથી તે છેક ૧૮૨૪ ની સાલ સુધી એમની હીજરત ચાલુ રહી હતી, કારણ બર્મીઝ શાસકોએ એમના ઉપર અપરિમિત જુલમની ધારા અખંડ રીતે ચાલુ રાખી હતી. પોતાના શાસનને ટકાવી રાખવા માટે નાંડાબાયીને વિગ્રહોની હારમાળામાંથી ચોરો પાડતો નહોતો. એને લીધે દેશ પણ ખ્વારખસ્ત થઇ ગયો હતો, ખેતી અગર ઉત્પાદનની પ્રવૃત્તિ અશક્ય બની હતી, અને લશ્કરોનાં ધાડાં સર્વત્ર રંજાડ તથા લૂંટફાટ કર્યા જ કરતાં હતાં. પરિણામે એ ફળદ્રુપ ભૂમિમાં પણ ૧૫૯૬ માં ભયંકર દુર્ભિક્ષે દેખા દીધી. બર્માના મોટા વિસ્તાર વેરાન રણવગડા બની ગયા. અધૂરામાં પૂરૂં કરવું હોય તેમ તે સમયે આરાકાનની ગાદી ઉપર સમર્થ ભૂપતિ પ્રાન્નરેટ હતો. નાંડાબાયીની ગેરહાજરીનો લાભ લઇને એ પીગુના પ્રદેશને લૂંટીને હજારો કેદી પકડી ગયો. તેની સામે નાંડાબાયીએ પાંચ પાંચ ચઢાઇઓ કરી, પરંતુ અયુધ્યાને તે ન લઇ શક્યો.

-તે ન જ લઈ શકયો ઉલગે પ્રાન્તરેટને હાથે એનો યુવરાજ ઠાર થયો (૧૫૯૩) તે પછી સાયામ સેનાએ બર્મીઝ લશ્કરની યથેચ્છ કતલ ચલાવી. -એ વેરની વસુલાતના કાર્યમા એ લોકો શા માટે પાછુ વળીને જોય ?

**બાજી પલટાઇ, શ્યામ પીગુને મ હારે છે**

બસ, ત્યારથી બાજી પલટાઇ, ને પીગુના આક્રમણ સાયામ ઉપર થવાને બદલે સાયામના ખભા પીગુને ધક્કા મારવા લાગ્યા ૧૫૯૫મા પીગુ વેરાયુ, પીગુના જ એક રાજકુમારે રાજ્યનો બચાવ કરવાને બદલે પોતે થઇને ટૅંગૂ નગર લૂટવાની તક લીધી અને ટૅંગૂના ખ ડીયાએ પણ પીગુનુ કામળ કાઢવાના કામમા આરાકાનની મદદ માગી ઇ સ. ૧૫૯૯મા તેમણે પીગુને ઘેરો ઘાલ્યો રાજા એમને શરણે ગયો આ લાગ સાધીને તરતજ અયુધ્યાપતિ સવારી લઇ આવ્યો આરાકાનીઓ પીગુને આગથી -તારાજ કરી જ ચૂકયા હતા, તેથી પ્રા નરેટે ઉત્તરમા તેથી આગળ વધીને ઘણો પ્રદેશ વેરાન કર્યો. આરાકાનીઓ પણ પીગુના હજારો કુટુબો તથા રાજ્યવર્ગીને પોતાને દેશ ઉપાડી ગયા જેને જેમ ફાવ્યુ તેમ તેણે પીગુ લૂટયુ, એની ઝળહળતી સમૃદ્ધિ આખના પલકારામા વહી ગઇ રાજા પોતે ટૅંગૂના પોતાના જ એક સમયના ખ ડીયા ઠાકોરના જલ્લાદની તરવારથી ઠાર થયો (૧૬૦૦). આક્રમણ પીગુના બાકી રહી ગયા માત્ર મુઠ્ઠી ખાક રૂપી અવશેષ તે સમયના પાદરીઓ—અને પાદરીઓ ત્યારથી બર્માંમા ઘૂસ્યા હતા !— લખે છે કે પીગુવાસીઓની દુર્દશા એટલી હદ સુધી અધોગત -હતી કે તેઓ એક બીજાને ફાડી ખાતા હતા, "અને એવા જાહેર કતલખાના રાખતા કે જ્યા માબાપો પોતાના સંતાનોને ન છોડે, અને સતાનો માબાપને કાપી ખાય ....." એ કતલ અને ખૂનામરકીનુ વર્ણન આગળ ચાલતા એટલુ ઘૃણાજનક બને છે કે વાચ્યુ ન જાય.

સારા સંસારની ઇર્ષાનુ કેન્દ્ર, વિશાળ વિસ્તારવાળા મગરૂર પીગુનુ એ કેવુ પતન !

વેગવાન થઇ હતી. વળી પીગુ નદીમાં ઘસડાઈ આવતા વિપુલ કાંપથી પીગુની ખાડી ધીમે ધીમે પૂરાઈ ગઈ હતી, અને તેથી એ વિખ્યાત સ્થળ સમુદ્રતટનું બંદર મટી જઈ દેશના અંતર્ભાગમાં એક સામાન્ય નદીને કાંઠે વસેલું ગામ બની ગયું હતું. એ કારણે દક્ષિણ બર્માના એ પ્રદેશનું એક સમયે જગતની આંખોને આંજી નાખતું મહત્વ લુપ્ત થઇ ગયું હતું. પ્રમાદ અને એવાં બીજાં કારણોને લીધે બર્માની રાજસત્તા વળી પાછી ઢીલી થઇ ગઇ હતી. જ્યાં ત્યાં પાણીદાર સુબેદારો પોતપોતાની સત્તાનાં કુંડાળાં રચીને જામી પડતા હતા. દાખલા તરીકે માંડલે જીલ્લામાં આવેલા મડાયા કસ્બા નજીક ઓહો ગામ પાસે "ગ્વે" કુળના શાનોએ મંડેલો મોરચો એટલો બધો વધી ગયો હતો કે એ કબીલાએ; છેક શ્વેબો સુધીનો પ્રદેશ વેરાન કરવામાં સફળતા મેળવી હતી.

**ધર્મ, કલાકૌશલ તથા સમાજ રચનાનો વિકાસ**

થાલુંએ દક્ષિણ બ્રહ્મદેશ છોડીને પોતાના શાન પૂર્વજોના રાહે ચાઉસેની નહેરોથી પોષાયલા પ્રદેશ તરફ નજર દોડાવી, ને ત્યાં એણે ૧૬૩૮માં રાજ્યની મહેસુલ વસુલાતની પધ્ધતિનો ઇતિહાસ લખાવ્યો, અને રીતસરની પધ્ધતિ સ્થાપી હતી. સાયામ સાથેના વિગ્રહોએ દક્ષિણ પ્રદેશને કલ્પી ન શકાય તેટલી હદે વેરાન કર્યો હતો, અને એ તરફ રાખવી પડતી એકાગ્રતાને લીધે બર્મીઝ રાજાઓ આરાકાનને વીસરી ગયા હતા. આરાકાનમાં દાખલ થવાના પ્રવેશ માર્ગો ભૂલાઇ ગયા હતા, તે થાલુંએ પાછા શોધી કઢાવ્યા. ટાંઉબીલાના સયાઢો (ધર્મગુરૂ) એ તેના સમયમાં વિદ્વત્તા તથા ધર્મપરાયણતા માટે ખૂબ યશ પ્રાપ્ત કર્યો હતો. અને સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં હતાં. થાલુંના પંડિત મંત્રી કાઇસાસે રાજા પાસેથી "મનુ"ની ઉપાધી મેળવીને "મનુસારશ્વેમીન" યાને "મહારાજા ધમ્મથત" નામની સંહિતા લખી હતી. બર્મીઝ ભાષામાં લખાયેલું એ પહેલું જ ધારાપુસ્તક છે. એનો પાયો તલાઈ કુળની હિંદુ સ્મૃતિ ઉપર રચેલો છે. એનું ઘડતર પણ હિંદુ જ છે. પરંતુ તેમાં અમુક નવાં તત્વ




૭૦૦ વર્ષ પહેલાંનું બર્મીઝ સામ્રાજ્ય

દાખલ કરવામાં આવેલાં છે. વારસાઇહકના સંબંધમાં તેમાં લખેલા નિયમોમાં એ તત્ત્વ દેખાઈ આવે છે. હિંદુ સ્મૃતિમાં સ્ત્રીને કશા હક નથી, જ્યારે તેની જ આવૃત્તિ સમી આ બ્રહ્મી સ્મૃતિમાં સ્ત્રીઓને માલેકી, ભોગવટા અને વારસાને લગતા હક પુરુષની બરોબરીના છે.

**ચીનના વિપ્લવનો ધક્કો-બર્માની દુર્દશા**

થા લુંએ દેશને ઠરીઠામ કર્યો ખરો, પણ એનો પુત્ર પીંડાલે (૧૬૪૮–૬૧) દમ વગરનો હતો. એના સમયમાં ચીનમાં મોટી ઉથલપાથલો થઇ હતી. મીંગ કુળની ત્યાં પડતી થઈ હતી. એ કુળનાં માનવીઓનાં જૂથનાં જૂથ ધસી આવ્યાં, અને એમણે છેક ચાઉસે સુધી બર્માના પ્રદેશને આવરી લીધો. દક્ષિણમાં માર્ટાબાનમાં તે અરસામાં હુલ્લડ થયું, અને ૬૦૦૦ તલાઈઓનો સમૂહ બર્મા ત્યજીને સાયામ જઈ વસ્યો, પીંડાલે ન થાય ભૂંડો તે સાયામ ઉપર ચઢાઇ લઈ ગયો, તે ત્યાં એવો માર ખાધો, કે એની આખી સેના સાયામમાં જ સમાઇ ગઈ. બર્માના બે ફળદ્રુપ પ્રદેશો, ચાઉસે અને ડેલ્ટા, બંને તેના હાથમાંથી છટકયા, ને રૈયત ભૂખે મરવા લાગી. ચીનના વણનોતર્યા મેમાનો ચોગર્દમ ખૂનરેજી ચલાવતા હતા, રાજા પીંડાલેના મંત્રીઓ તેના ભાઇ ફયે પાસે મદદ માગવા ગયા, અને ફયેએ તરત જ રાજાને એની રાણી, પુત્ર તથા પૌત્રસહિત ચીંદવીન નદીને ખોળે સુવાડી દીધો. આ કામ એણે દરબારીઓના દબાણને વશ થઇને કર્યું ખરું, પરંતુ એને તેનો ખૂબ પશ્ચાત્તાપ થયો. એણે રાજદરબારનો વૈભવ વધાર્યો, પરંતુ એક તરફથી દક્ષિણમાં સાયામનાં આક્રમણ છેક પીગુ સુધી કહેર વર્તાવીને હજારો માનવીઓને ગુલામ તરીકે રોજબરોજ ઉપાડી જતાં હતાં, અને બીજી તરફ ઉત્તરમાં ચીનાનું દદંતર આવ્યું હતું. આ પ્રમાણે બર્મીઝ રાજ- સત્તા સુડી વચ્ચેનું સોપારી બની રહી હતી.

ધીમે ધીમે ચીનમાં મંચુ કુળની સત્તા પાકે પાયે ઠરીઠામ થઈ. મીંગ કુળનો એણે પૂર્ણપણે ઉચ્છેદ કર્યો. ત્યાંથી નાસી આવીને બર્માને રંજાડી

ચ્હેનાં મોગલ વંશીઓના ટોળા પણ પરભૂમિમા અરતાય રખડી રવડીને કંટાળી ગયા હતા. ૧૬૬૨મા તો મંચુવંશી બાદશાહનો યુનાનનો સુબેદાર બર્મા ઉપર ચઢાઇ કરીને છેક માંડલે જીલ્લાના આઉમીન્ગે ગામ સુધી છાવણીનો પડાવ લઇ ગયો હતો.

૧૬૭૨મા ક્ષયે મરણ પામ્યો. એનો પુત્ર નરવર ગાદીએ બેઠો પણ પછી બીજે જ વર્ષે મરણ પામ્યો. એના અવસાનના સમાચારની જાહેરને જાણ થાય તે પહેલા તેના અંતઃપુરના કંચુકીઓએ એની ગેન નાથે તાગડો રચીને મીનરે ચોડીન (૧૬૭૩–૯૮) નામના બાપાતને ગાદીએ ચઢાવી દીધો અને તે સાથે બર્માના શિરસ્તા અનુસાર રાજમહેલમા કતલ ચાલી. એ ખૂનરેજીથી દીવાનખાનામા લોહીના રેલા ચાલ્યા, અને છાપરે ચઢીને નાસવાનો પ્રયત્ન કરનારા રાજકુટુંબના નબીરાઓની લાશોથી છાપરા ઉપર જવાના માર્ગો ભરાઇ ગયા. રાજકુટુંબ અગર તેની સાથે મેળ રાખનારા મનાતા માનવીઓની ગર્દનો ઉડાવવાની હત્યાની ના એવી ભયાનક થઈ પડી હતી કે લાંબા સમય સુધી લોકોના કાળજા એને યાદ કરીને થડકતા હતા. પરંતુ અવારનવાર વિગ્રહો, બંડ બળવા, રાજકુંવરીઓના ખૂન ઇત્યાદિ સામાન્ય ગામની (!) ઘટનાઓ બાદ કરતા, મીનરે ચોડીનના શાસનકાળ દરમ્યાન પ્રમાણમા સુલેહશાંતિ રહી હતી.

**રાજમહેલમા કતલના રેલા**

દરમ્યાન દેશની રાજધાની પીગુથી ખસીને ઉત્તરમા દૂર આવેલા આવા જવાથી દક્ષિણ પ્રદેશમા વસતી તલાઈ જનતાને જુલમમાથી જરા વિસામો મળ્યો, અને થોડાં વરસોમા એમની આબાદી પુનઃ સારા પ્રમાણમા વધી ગઇ. બર્મીઝ શાસકોના અસહ્ય કરવેરાના બોજાથી ઉશ્કેરાઇને વળી પાછું એમણે માથું ઉંચક્યું. પીગુનો બર્મીઝ સુબો ૧૭૪૦મા સ્વતંત્ર થઈ ગયો. બધા બળવાન હરીફોને એણે કાપી નાખ્યા, ને જોશમા આવીને સીરીયમ ઉપર ચઢાઈ કરી પરંતુ એનાં જ માણસોએ

**તલાઈ બળવો અને તેનો કરુણ અંજામ**

એનું ખૂન કર્યું. એટલામાં એના માલિક આવાપતિનો સેનાપતિ આવી પહોંચ્યો, અને એણે મરનારનાં સ્વજનોની હત્યા કરી. આવાએ મોકલેલા એ નવા સુબાની ચોખૂંટ ખૂનરેજીથી જીવ ઉપર આવીને તલાઈ લોકો વિફર્યા. ઉપર જેનો નિર્દેશ આપણે કરી ગયા એ ઓકોના "ગ્વે" રાન-કુળની મદદથી એમણે પીગુની ગાદીએ સ્મીમ ટો બુદ્ધકેતી નામના એક તલાઈ મંડલપતિને બેસાડી દીધો. અનેક ઠાકોર ઠકરાતોએ એનું આ આધિપત્ય સ્વીકારીને એને કન્યાઓ આપી. એ પરાક્રમી પુરુષ હતો; જોતજોતામાં એની તાકાત વધી પડી. ક્રમે કરીને પ્રોમ અને ટૌંગૂ એના કાબુમાં આવી પડયાં. ૧૭૪૨ માં છેક ખુદ આવાનગરીના કાંગરા સુધી એના બારવટીયા ઘૂમી વળ્યા હતા.

ઉપર આપણે સીરીયમમાં નેથેનીયલ હિગિન્સને મેળવેલા થાણાનો ઉલ્લેખ કર્યો છે. તલાઈઓએ (૧૭૪૩) સીરીયમ સર કરતે ત્યાંનું બ્રીટીશ કારખાનું જમીનદોસ્ત કર્યું, તેથી કંપની સરકારે લથાચા ઉઠાવીને પોતાની કોઠી નેગ્રેસમાં નાખી હતી. આ અરસામાં બાંકી બઝાર (બંગાળા) માથી હાકી કાઢવામાં આવેલી ઓસ્ટેન્ડ કંપનીની એક મંડળી તલાઈ અને બર્મીઝ રાજાઓને લડાવી મારીને પોતાનું કામ કઢાવી લેવા ત્યાં આવી હતી, તેની પીગુના કિનારા આગળ કત્લ થઇ હતી (૧૭૪૪).

**સીરીયમનું પ્રથમ તલાઈ – બ્રિટીશ સંઘર્ષણ**

પીગુનો તલાઈ નરેશ સ્મીમ ટો બુદ્ધકેતિ શાંત પ્રકૃતિનો અને દયાળુ સ્વભાવનો હતો. એક વખત હાથીના શિકારના શોખમાં ભાન ભૂલીને એ રાજધાનીથી એટલો લાંબો સમય ગેરહાજર રહ્યો, કે પીગુમાં નવો રાજા ગાદીએ બેસી ગયો અને મૃગયા રમતા એ ભાઈ રખડી પડયા! એ ધરાહાર થઇ પડેલા પીગુપતિનું નામ બિન્યાડલા (૧૭૪૭–૫૭) હતું. એના સમયમાં અગાઉની જેમ વળી પાછી બર્મી–તલાઈ વિગ્રહ પરંપરાએ દેશને કૃષિવિહીન, ઉજ્જડ અને ભૂખે મરતો કરી મૂકયો હતો. તલાઈ દળે

એકવાર ફરીથી ઇતિહાસનું પુનરાવર્તન કરીને છેક આવાની ભાગોળ સુધી બર્મીઝ વસતિને રંજાડી અને અંતે ૧૭૫૨માં આવાને પણ નિરંકુશપણે બાળ્યું, લૂંટ્યું, અને કેટલાય દસકાઓના વેરની પેટ ભરીને તૃપ્તિ કરી. એમને હાથે આવાનો ત્રુટક ત્રુટક પણ ચાલ્યો આવતો રાજવંશ પાંચ સદીઓની ચડતી પડતી પછી સાવ ઓલાઈ ગયો હતો.

**સંહારના મૂલ્યરૂપે સ્વનાશ**

પરંતુ બર્મીઝ લોકોની થતી હાર પાછળનાં કારણો તપાસવા જેવાં છે. તેમાં નબળાઇ સૈન્યની નહિ પરંતુ તેમના સરદારોની હતી. એમની નસોમાં તો એવું એ લોહી વેગથી ધબકતું હતું કે જેના ઝનૂન વડે એમણે એક વખત શાન, તલાઇં, ચીના અને છેક સાયામીઓને પણ પરાસ્ત કરીને આસામથી ટેવોય તથા આરાકાનથી યુનાન સુધી એકછત્ર સત્તા સ્થાપી હતી. પરંતુ પ્રત્યેક રાજા ગાદીએ આવતાં તેમજ એક અગર બીજું બહાનું હાથ લાગતાં તેમના માર્ગમાં કંટકરૂપ લાગે તેવા પાણીદાર પુરુષોની ઉપરા છાપરી કતલો થયા જ કરતી હતી. એ, તથા નિરંતર ચાલતા નિરર્થક વિગ્રહોમાં સહસ્રાવધિ વીર સેનાનાયકો અને શૂરા સૈનિકોનો સંહાર થતો હતો. આ ઉચ્છેદથી બર્મીઝ જનસમાજ થોડો સમય હતવીર્ય બનીને નાસીપાસ થયો હતો. અને તેવેજ સમયે તલાઇં-બ્રહ્મી વિગ્રહે ઉગ્ર રૂપ ધારણ કરતાં દેશ એવો સફાચટ થઇ ગયો, કે કોઇ નવી સત્તાની સ્થાપના માટે ત્યાં અનુકૂળ ભૂમિકા બની રહી હતી. બ્રહ્મીઓની હાર, તલાઇં વિજય અને આવાની આખરી અવદશા પાછળ આ તત્ત્વો કામ કરી રહેલાં હતાં.

**વીર પુરુષનું પ્રાકટ્ય**

બિન્યારદ્લાના સમયમાં, ઉપર કહ્યું તેમ, તલાઇં ઝપટ છેક પાટનગર આવા સુધી પહોંચતી હતી, તે છતાં ટૌંગૂના બર્મીઝ વંશના એ છેલ્લા રાજકર્તાની ઉંઘ ઉડતી નહોતી. પલટાતા સમયને એનો પાટવી કુંવર પરખી શકયો નહિ. તે સમયમાં એવો રિવાજ હતો, કે રાજા પોતાના શાસન નીચેનાં ગામોએ

અમુક વિધિપુરઃસર જળ મોકલતા, અને તેનો આદર કરનારા ગામો રાજાની આણ કબુલ ગણે છે, એવી સત્તા મનાતી મિન્બાડલાના પાટવીએ પણ એવું જળ ફેરવ્યુ પરંતુ આજે શ્વેબોને નામે ઓળખાતા તે સમયના મોસો-ઓમ્બો ગામે તેના દૂતનો વધ કર્યો મહાન ઘટનાઓના આરંભ ઘણી વાર કેવા ક્ષુદ્ર હોય છે તેનુ દૃષ્ટાંત આ બનાવમાંથી મળી આવે છે એજ મોસો-મોમ્બો ગામના પટેલીયાને ઘેર ૧૭૧૪ની સાલમા અલૌંફ્યા નામે પુત્રનો જન્મ થયો હતો આ ગામડીયો છોકરો છેક બાળપણથી દક્ષિણથી તલાઇ અને ઉત્તરથી મણિપુરીઓને હાથે સળગતા દાવાનળો જોતો અને મનમાં બળતો ઉછર્યો હતો અને એ બાળકે આગળ જતા બર્માની તવારિખની આખી સૂરત બદલી નાખી હતી.

આ સમયના બર્માની સ્થિતિ કેવી હતી? ધીમે ધીમે પીગુ બંદરની

**૧૮મી સદીના બર્માનું સ્વરૂપ**

ખાડી સાવ પૂરાઈ ગઈ હતી દરીયા કાંઠા ઉપર મજબુત સત્તા કાયમ રાખવાની આવશ્યક્તાને નહિ સમજતા ઉત્તર બર્માના રાજકર્તાઓએ આગળ વધીને સીરીયમ બંદરને ખીલવવાને બદલે સમુદ્ર તજને પડતો જ મૂકયો, એ મૂર્ખાંતાનો લાભ પરદેશીઓ લઈ ગયા એ વસ્તુ સ્થિતિ સાથે બર્માની એકછત્ર રાજસત્તાનો નાશ સંકળાયેલો છે એ તજત્યાગના સમયથી બર્માંનું રાજ્ય ઉત્તર બર્માના અંતર્ભાગમાં બંધાઇ ગયુ, તે એજ ભૂમિમા કે જ્યા કૃષ્ણ અને શાનના મિશ્રણ રૂપે એ જાતનો પ્રથમ ઉદ્ભવ થયો હતો!

પરંતુ આપણે વેગમા તણાઇને જરા વધારે પડતા આગળ નીકળી ગયા, હજી સત્તરમી સદીના અંત અને અઢારમીના આરંભની કેટલીક મહત્વની વાતો કહેવી રહી ગઈ છે

---

## જ્ઞાન-તલાઈ દીપકનો છેલ્લો ચમકારો  મકરણ ૧૧મું

સત્તરમી સદીની છેલ્લી પચ્ચીસીના અરસામાં મરગુઈ ફરીથી સાયામના હાથમાં હતો. ગોલકોન્ડા રાજ્યની ફક્તેમારીઓની ત્યાં વેપાર અર્થે મોટી સંખ્યામાં અવરજવર થતી હતી. એના ધીકતા વાણિજ્યે વલંદ લોકોની લોભવૃત્તિને ઉશ્કેરી. વળી ઇસ્ટ ઇન્ડીયા કંપનીની અદેખાઇ તથા હરીફાઇમાં ઉતરતા અને રખડી ખાતા કેટલાક અંગ્રેજોએ કંપનીના વાણિજ્યમાં વિઘ્નો નાખ્યા કરવા વલંદા ટોળીઓ ઉભી કરી હતી. પરંતુ ઇસ્ટ ઇન્ડીયા કંપની ગોલકોન્ડાની રાજસત્તાની ઓથ અને તેના આશ્રય નીચે વેપાર ખેડતી હતી. ૧૬૮૭ની સાલમાં એ હરીફ અંગ્રેજોમાંના કેટલાકે મરગુઇના દ્વિપ સમૂહને હાથ કરવા ધાર્યો, અને એમણે એના ઉપર તોપંદાઝી ચલાવી. અંગ્રેજોને આ પ્રમાણે હુમલો કરતા જોઇને મરગુઈ ગામના લોકોએ પોતાની વચમાં વસતા સાઠેક અંગ્રેજોને કાપી નાખ્યા. આ સમયે પૂર્વ-એશીયામાં અંગ્રેજ અને ફ્રેન્ચ સત્તાઓ વચ્ચે ગજગ્રાહ ચાલતો હતો. પાછળથી અંગ્રેજ સરકારે હિન્દના રાજાઓ સાથે જે રમત માંડીને બે બીલાડી તથા વાંદરાના ખેલ ભજવ્યા હતા, તેજ રમત સાયામનો રાજકર્તા એ સમયે ચલાવતો હતો; એ વલંદા, ફિરંગી (અંગ્રેજ), ફ્રેન્ચ અને પોર્તુગીઝ ગોરી જાતોને અંદર અંદર ખૂબ લડાવતો.

**યુરોપીય સત્તાઓનો એશીયામાં ગજગ્રાહ**

અંગ્રેજોના મરગુઈ ઉપરના હુમલાએ સાયામને એમનાથી વિમુખ કરી નાખ્યું, અને સાયામે ફ્રેન્ચ કંપનીને ત્યાં કોઠી બાંધવાની પરવાનગી આપી (૧૬૮૮). પરંતુ થોડા સમય પછી પૌર્વાત્ય દેશોમાં

**પરાણે પ્રીતની ફેલાયલી માયા**

ચાલતી હુંસાતુંશીમા ફ્રાન્સ પાછું પડયું, અને ફિરંગીનું પ્રાબલ્ય વધતું આવ્યું, વલંદા પણ તે સમયે જોરમાં હતા. એમનો મુખ્ય પેશો ચાંચીયાગીરીનો હતો. છેવટે, આગળ આપણે નોંધી ગયા છીએ તે પ્રમાણે ફોર્ટ સેઇન્ટ જ્યોર્જના ફિરંગી-અંગ્રેજ વહિવટદારે આવાના ગાદીપતિને વિનમ્ર રીતે એક વિનતિ કરવાનો પ્રસંગ આવ્યો હતો બર્મીઝ રાજસત્તાએ પણ અગ્રેજોને પોતાને કિનારે વેપારે ચઢાવવા ઘણોયે પ્રયત્ન કર્યો. પરંતુ અંગ્રેજોને કડવો અનુભવ થઈ ગયો હતો. નિરંતર તથા ભયંકર પરિવર્તનોથી સદૈવ વ્યગ્ર રહેતા એ દેશનો વિશ્વાસ કરતા એ અનુભવે એમને ભૂલાવી દીધા હતા. તે સમયે એવો ક્રમ ચાલતો હતો કે કોઇ પણ યૂરોપીયન જહાજ કોઇ પણ કારણસર બર્માને કિનારે આવી લાગતુ, તો તરતજ તેને લૂટી લેવાતું અને તેના ખલાસીઓને પગે ગુલામીની બેડી પડતી. આવી રીતે અંગ્રેજોનુ પણ એક વહાણ ફસાઇ પડયું હતુ. ગવર્નર હિગિન્સને આ સંબંધમા આવા નરેશને અરજી કરી હતી. બર્મા એવી શરતે એ વહાણ પાછું સુપ્રત કરવા સમંત થયું, કે અંગ્રેજો ત્યા વેપારની કોઠી નાખે ' બર્મા સાથે અગ્રેજોને આ પ્રમાણે પરાણે પ્રીત કરવી પડી હતી. સીરીયમમા થાણું મૂકવાની એમને ફરજ પડી. પરંતુ એ જબરદસ્તીનો સોદો થયા પછી બર્મા અગ્રેજોને દાઢે લાગ્યું; જોતજોતામાં એની માયા કેલાઇ ગઇ. એ પણ ઇતિહાસની એક વિસ્મયકારક ઘટના છે!

**અંગ્રેજોની કોઠી અને કારખાનાની જમાવટ**

સને ૧૬૯૭મા અગ્રેજોને બર્મામાથી ઇમારાતી લાકડું, ચોખા તથા સીંધવલૂણ નિકાસ કરવાની પરવાનગી મળી હતી. ૧૭૦૭ની સાલમાં અગ્રેજોએ ત્યાં કારખાનુ નાખ્યુ, અને ત્યા યૂરોપ તથા એશીયામા ઉત્પન્ન થતી કેટલીક ખાસ વસ્તુઓ આયાત કરીને બર્માથી યૂરોપ તરફ હાથીદાત, લાખ, પીપર, એલચી, મીણ, રૂવાંટી, કપાસ, રેશમ, કીમતી રત્નો, ચાદી, ત્રાણુ, લોખંડ, કલઈ તથા ઘાસતેલ નિકાશ કરવાનો ધધો એમણે મોટા પાયા ઉપર જમાવ્યો.

સામાન્ય રીતે, બલ્કે વસ્તુત: બધી રીતે, છેક આપણા સમયની નજીકના તાજા ભૂતકાળ સુધી સર્વત્ર રાજ્યનો ઇતિહાસ એટલે રાજાઓનો–અને તે પણ તેમની અંગત વેરઝેર અગર લોભમોહની લડાઈઓ, ખટપટો, કલહઝગડા, કતલો તથા બહુબહુ તો એમણે બાંધેલી ઇમારતોનો–ઇતિહાસ હતો; બર્માના સંબંધમાં પણ એવી જ સ્થિતિ હતી. મીનરેચ્ચોડીન પછીના બે રાજાઓના અમલનો ગાળો ચાલીસેક વર્ષનો હતો; પરંતુ ઉત્પાત મચાવવાનાં રાજલક્ષણ એમનામાં નોંધવાલાયક પ્રમાણમાં નહિ હોવાથી તેમની કારકીર્દીનો મરૂપ બર્માના ઇતિહાસમાં નજીવું સ્થાન રોકે છે. છેવટે મહાધમ્મારાજ્યાધિપતિ–મહાધર્મ-જ્યાધિપતિ–(૧૭૩૩–૫૨) ના રાજઅમલમાં વળી પાછું તવારિખમાં કંઈક ચેતન આવ્યું જણાય છે. એ સમયે ભરતખંડમાંથી બૌદ્ધમત દેશવટો પામી ચૂક્યો હતો. છેક મણિપુરમાં પણ બ્રાહ્મણમતનો વિજય થયો આ ધાર્મિક વિજયના મદથી મગ્ન થએલા બ્રાહ્મણોએ નવા મુંડાયેલા મણિપુરી ચેલાઓને સમજાવ્યું કે જયપુર–સગાઈ–આગળની ઇરાવદીમાં સ્નાન કરવાનું મોટું પુણ્ય છે. મણિપુરીઓનો રાજા તે સમયે ગરીબનવાઝ નામે હતો. એમણે નવા ગ્રહણ કરેલા મતના ઝનનમાં ૧૭૨૪, ૧૭૩૫, ૧૭૩૭–૩૮ ૧૭૪૦માં એમ ઉપરાછાપરી આક્રમણો કરીને બર્માના છેક સગાઈ સુધીના પ્રદેશને આગ અને સમશેરથી તારાજ કર્યો હતો. ૧૭૪૯ની સાલમાં ગરીબનવાઝે છેલ્લી ચઢાઈ કરી, પરંતુ આ વખતે આવા પાસે પોતાના માર્ગ આડે ધાર્યા કરતાં ઘણું વધારે મોટું સૈન્ય પડેલું દેખીને એણે આગળ વધવાનો વિચાર માંડી વાળ્યો, અને સામો પોતાની બાર વર્ષની બાળક કન્યાને આવાના અંત:પુરમાં હોમીને વીલે મ્હોંએ એ પાછો વળ્યો. પણ મણિપુરીઓની મરતી બર્મીઝ લોકોના મનમાં ખટક્યા કરતી હતી.

**મણિપુરે માંડેલી બકરકુદીઃ બ્રાહ્મણોની ઉશ્કેરણી.**

**આવતા દાવાનળની ચીનગારી ચેત છે.**

નિર્વીર્ય રાજાઓની પરંપરા, ભીરુ રાજાઓને હાથે અમીર ઉમરાવોનાં ખાન્દાનોના વારંવાર થયા કરતા નિરવશેષ સંહાર, શૂરવીર ખમીરવાળા સેનાનાયકોનો થયા કરતો લોપ, વ્યવસ્થિત તથા કડક શાસનપદ્ધતિના અભાવને લીધે નિરંકુશ બનેલા સુબેદારોના જુલમથી જર્જરિત થઇ ગયેલા અને બંડખોર બનેલા રાજ્યખંડો; વારાંગના અને વારુણિવશ રાજવંશ, ઘાતકી સજાઓના પરિણામે સૈનિકગણમાં પ્રકટેલી ઘૃણાજન્ય નિર્મળતા– એ બધાંનાં તે સમયનાં મુખ્ય લક્ષણો હતાં. એ સર્વ ઉપર તે સમયે મોસેબોમ્બો ગામમાં ઉછરતા યુવાન અલૌંક્યાને તિરસ્કાર હતો. રાજ્યપદ કેવી વસ્તુ હોવી ઘટે, એ વિષે એના ચિત્તમાં ગડમથલો ચાલ્યા જ કરતી. રાજદરબારના ઘાટઘૂટની હકીકત એને કાને આવતી, અને તેના પ્રત્યે એને અણગમો થતો. અલૌંક્યામાં ઠાંસી ઠાંસીને મનોબળ ભરેલું હતું. કોઇનો પણ અંતરાય સહી શકે નહિ એવો એનો સ્વતંત્ર ખવાસ હતો. તેમાંયે તિરસ્કરણીય તલાઇ અગર સડી ગયેલા આવાના નિર્માલ્ય માલિકની ઓહતાજી એનો મગરૂર મિજાજ કેવી રીતે સહી શકે ?

અલૌંક્યા દૂરંદેશ હતો. દેશની અસ્તવ્યસ્ત દશા દેખીને એ પામી ગયો, કે આવે સમયે જીસકી લાઠી ઉસકી ભેંસ વાળો ઘાટ હતો. એણે તાડનાં હજારો વૃક્ષો કપાવીને એનો પોતાના ગામને ફરતો મજબૂત લાકડકોટ બાંધ્યો. એને ફરતી મોટી ખાઇ ખોદાવી ને તેને ફરતું જંગલ દૂર દૂર સુધી કપાવીને ખુલ્લું મેદાન કરાવ્યું, કે જેથી ગામ ઉપર ચઢાઇ કરનાર ખુલ્લી રીતે આવીને લાકડકોટમાંથી છૂટતાં શસ્ત્રોનો શિકાર બની શકે. એણે દૂર સુધી દરેક પ્રકારનાં જળાશયોનો પદ્ધતિપૂર્વક નાશ કરાવ્યો, કે જેથી ઘેરો ઘાલનારને અન્નજળવિહોણી દશામાં લાંબો સમય પડયા રહેવું પાલવે નહિ. આવી રીતે તૈયારી કરીને એ નિરાંતે અનુકૂળ સમયની રાહ જોતો બેઠો.

આ તરફ, ગયા પ્રકરણમાં આપણે જોયું તેમ તલાઈ ધાડાંએ

**પહેલો દાવ જીતાયો**

આવાનગરી લૂંટી. પછી એમણે સર્વત્ર ગામેગામ આણ કબુલાવવાનાં જળ મોકલ્યાં, પણ મોમોન્ઓસ્ચેસુને એમના કાસદને આરમાની સુલ્તાની બતાવી દીધી. અલૌકિયા દેશની રગ બરાબર પરખી બેઠો હતો. એ જાણતો હતો કે દેશભરમાં લાખો બર્મીઝ યુવાનો સમસમતા અને માત્ર યોગ્ય નાયકની રાહ જોતા બેઠા હતા. કાસદનું કાસળ નીકળતાં તલાઈ સૈન્યે ખીજાઈને અલૌકિયાના ગામને ઘેરો ઘાલ્યો, પણ પોતાના ખડતલ પારધિ સાથીઓને લઈને એ એવો ફરી વળ્યો કે વરાળ સામે કૌતરાંની જેમ એ વિજીગિષુઓ વેરાઈ ગયા. એમનો યુધ્ધસરંજામ અલૌકિયાને હાથ ચડયો, અને એના બળમાં વૃધ્ધિ થઈ. આ ઘટના બની કે તરત સમસ્ત દેશમાં વાયુ વેગે વાત પ્રસરી કે એક યુવાન સુભટ જાગ્યો છે, અને એને પડખે શ્વેતઅશ્વારૂઢ દેવદૂત ઓંઉરી સ્વયં એની વ્હાર કરતો રહે છે. રાજ્દરબારમાંથી હાંકી કઢાયેલા અમીર ઉમરાવો, શૂરા લડવૈયા, અને તલાઈ સુંદરીઓનાં જૂથ ઉપાડી લાવવાની લાલસા સેવતા લૂંટભૂખ્યા બ્રહ્મી યુવાનો દર્ષાવેશમાં આવી ગયા. ધિક્કારપાત્ર તલાઈ ઉપર અપરિમિત ક્રોધ વરસાવતા એ સર્વ પોતપોતાના શસ્ત્રો લઈને ઉપડયા. અલૌકિયા તરફ અલૌકિયાની દુહાઈ લાગી પડી. એને અનેક દેવદેવી તથા દેવદૂતોની વ્હાર હોવાની વાતો પ્રસરી અગર પ્રસરવામાં આવી. લોકો એને દૈવી સંપત્તિથી વિભૂષિત વીર લેખવા લાગ્યા.

તલાઈ અને શાનના સાર્વત્રિક ભય સામે બર્મીઝ લોકો પારસ્પરિક

**વિલક્ષણ વિજેતાની પાર્શ્વભૂમિ**

ભેદો ભૂલીને એક જથે થઈ ગયા. એમની એ ખાસીયત પહેલેથી હતી, અને હજી છે. ખાર અને ઝનુનથી ભરેલી એ જાત પરસ્પર ખૂની વેરઝેર રાખે છે, પરંતુ બહારના ભય સામે બધા એકસંપ બની

જાય છે. મોગાઉં, મ્યીચીના, સાલીં તથા અન્ય સ્થળોના બંડખોર સાંસ્થાનિકો પોતે રાજવંશી ખાન્દાનના નબીરા હોવા છતાં તેમણે આગેવાનીનો પોતાનો "જન્મસિધ્ધ હક" જતો કર્યો, અને પારધિપુત્ર અલૌંફ્યાના પરાક્રમથી મુગ્ધ થઇને તરત એની સરદારીને ઉત્સાહથી વધાવી લીધી. આ સંપ એ મોકા ઉપર જામી શક્યો નહોત તો બ્રહ્મદેશનો ઇતિહાસ જુદાજ રાહે લેખાયો હોત. આ પ્રકારે કતારબંધ થઈ આવેલા ચુનંદા સીપાઇઓની મદદથી અલૌંફ્યાએ ઉત્તર બર્માને સખ્ત નસીહત આપી, અને પોતાના ગામને આબાદ કર્યું. ત્યારથી એ ગામનું નામ બદલાઈ ને શ્વેબો એટલે કે "સુવર્ણ સુભટ" થયું.

---

વિજયભરત બનેના સ્વર્ગ સત્તાધારીઓની આંખે અંધકારનાં પડળ ચડ્યા હતા, પલટાતી બાજીને તેઓ પરખી શક્યા નહિ બલ્કે એ સમયપરિવર્તનના સ્પષ્ટ લક્ષણોની એમણે ઉપેક્ષા કરી ત્રે કુળના શાન તથા તલાઈના અધમ્યત્ન અવરોધને રગદોળતો, વિજયમ પન્ન પગલા માંડતો અલૌકયા અનેક નગરોના સામ્રાજ્યને જમીનદોસ્ત કરતો, શત્રુઓને સંહારતો, તેમની સ્ત્રીઓના ટોળાને પશુઓનાં ધણની જેમ આંતરીને પોતાને ગામ મોકલતો અને વીર ગર્જનાથી ધરણી ધમધમાવતો આગળ વધેજ ગયો ૧૭૫૩મા તો એના ડેરા તંબુ આવા દુર્ગના કાંગરા નીચે નખાયા એની છાવણી પડી, અને રાતોરાત આવાના તલાઇ કારભારીઓ નગર રેઢું મૂકીને વગે ભાગી ગયા! ૧૭૫૪ના વર્ષમા તો આખા ઉત્તર બ્રહ્મદેશમાથી પુન તલાઈ નામો નિશાન નાબૂદ થઈ ગયાં અલૌકયા બુધ્ધિશાળી હતો એ જ્યા જ્યા જતો ત્યા ત્યા પગોડામાં જઈને કયા-બુધ્ધપ્રતિમાના પૂજન કરતો, જીતાયેલા પ્રદેશની રૈયતના જાનમાલને હાની કરતાં પોતાનાં માણસોને રોકતો, અને નશાખોરીની સખ્ત મનાઈ કરતો એટલે એ રૈયત વર્ગને અળખામણો નહોતો થઈ પડતો એટલુજ નહિ પરંતુ તેમને સાનદાશ્ચર્યથી મુગ્ધ કરતો એવા વિજેતાનો અનુભવ રૈયતને પહેલોજ હતો એમ કરતા કરતા એના યશસ્વી કદમ ઈરાવદીને તટે તટે ઉપડ્યા

છેક આ તબકે તલાઈની ઉંઘ ઉડી એક પ્રચંડ સૈન્ય લાવીને ફરીથી એમણે આવાને તાબાજ કર્યું (૧૭૫૪) ચારે તરફ આગ અને અસિથી એમણે કાળો કકેર વરતાવ્યો એમ કરતા વર્ષા ઋતુ નજીક આવી. એટલે અલૌકયા સૈન્યોના ગઢમાથી બહાર નીકળ્યો. અને તલાઈઓ અનર્ગળ જળ રેળાતુ જોઈને ચોમાસુ એ પરભૂમિમાં

અંતરિયાળ ગાળવાના ખ્યાલ માત્રથી જ ત્રાસીને લડવા ઉભા નહિ રહેતાં દુમ દબાવીને નાઠા

ઉત્તરબર્મામા આવા ખેલ ખેલાતા હતા તે દરમ્યાન દક્ષિણમાં છેક નીચે ડેલ્ટાની તલાઈ ભૂમિમા વસતા બર્મીઝ લોકો બની રહેલી ઘટનાઓમાથી ધડો લેતા હતા.

**બર્મા બર્મીઝ બને છે.**

પીગુમા તલાઇઓને હાથે એમનો સંહાર થયો અને એ વાત અલૌંફ્યાને કાને પહોચી, એ શ્વેબો છાડીને દક્ષિણ તરફ ચાહોમ ધસી આવ્યો, એના આગમનની વાત સાળળીને ડેલ્ટાવાસી બર્મીઓ ખળભળી ઉઠયા ગામેગામ બંડ જગાવીને એમણે હાથ લાગ્યા તે તલાઇને કાપી નાખ્યા એમના ધાડા ગાડાતૂર બનીને પ્રોમ ઉપર ફરી વળ્યા, "શ્વેબો-થા" (શ્વેબો વીર) ની રણગર્જના ગજવતા એ પ્રોમમા ધુસી ગયા તલાઈ સૈન્યે એમને પ્રોમમા ઘેરી લીધા, પણ અલૌંફ્યા દડમજલ કરતો એમની કુમકે આવી પહોચ્યો લાબા સમય સુધી ચાલેલા ખૂનખ્વાર વિગ્રહને અંતે ૧૭૫૫ ની સાલમા અલૌંફ્યાના સૈનિકો ક્રોધથી કપાતા કેસરીયા કરીને દુશ્મનો ઉપર તુટી પડયા. અવર્ણનીય ખૂનરેજીના દરિયા ખૂદીને એમણે પ્રોમને પીખી નાખ્યુ આ પ્રમાણે મધ્ય બર્મા ઉપર બર્મીઓની આણ વરતી.

અલૌંફ્યાને હેઝાડા જીલ્લામા લૂંસે નામના ગામે મોટો વિજય મળતાં તેણે એ સ્થળનું નામ મ્યાનાઉ (ઝડપી ફતેહ) પાડયુ એ સ્થળે એણે ટૉંગૂ, હેઝાડા, મ્યાઉમ્યા, બસીન અને આરાકાનના સેન્ડોવેનુ શરણાગત મોટા ઠાઠમાઠ સહિત સ્વીકાર્યું. એ નામો આજે કેટલા સુપ્રસિધ્ધ અને સુપરિચિત છે! ત્યા ભારતીયોની વરતી તથા વ્યાપાર પ્રવૃત્તિ આજે કેટલી વ્યાપક છે!

**"રંગૂન"નો જન્મ-૧૭૫૫**

૧૭૫૫ના મે મહિનામા એણે ડગો ગામ સર કર્યું, અને એનું નામ યાગૂ-રંગૂ-એટલે "ઝગડાનો છેડો" રાખ્યુ એવી રીતે રંગૂન શહેર એ નામે પહેલીવાર હસ્તીમાં આવ્યું. ત્યાના શ્વેડગો પગોડામા એણે મોટો ઉત્સવ કરાવ્યો.

રંગૂન નદીના બંદરમાં લાંગરેલાં ત્રણ જહાજોનો દારૂગોળો એણે જપ્ત કર્યો. એ જહાજો અંગ્રેજ માલિકીનાં હતાં, અને એમાંનું એક ઇસ્ટ ઇન્ડીયા કંપનીનું હતું. એના કપ્તાને આંતર્દેશીય વિવેક તથા શિષ્ટાચારના ધોરણે વાધો ઉઠાવતાં અલૌંફયાએ મહેરબાની દાખલ એના જહાજને મહિસલામત રહેવા દીધું. એને ગોરા પરદેશીઓ સાથે લડવું નહોતું, કેમકે તે એમને એવા ક્ષુદ્ર સમજતો હતો કે મનમાં આવે ત્યારે તેમને ચાંચડવત ચોળી નાખવાનું એને મન સહેલ હતું. પણ ગોરા પરદેશીઓના વેપાર પ્રત્યે એને માન હતું. એમ છતાં ફ્રેન્ચ જહાજોએ આવીને રંગૂનને ઘેરો ઘાલ્યો ત્યારે અંગ્રેજ કમાન જેકસને બર્મીઝ રાજા સામે પોતાના એ મહજવેરીઓને મદદ કરીને તોપો ચલાવીને રંગૂનની ખાનાખરાબી કરી નાખતા પાછું વળીને જોયું નહોતું. એણે આ બધી મહેનત તલાઇ લોકને મદદ કરવા માટે લીધી હતી, પરંતુ અંતે તો એજ તલાઇઓને હાથે જેકસનને અપમાનિત થઇને સ્વદેશ ભેગા થવા વારો આવ્યો હતો. જેમ તલાઈ લોક અંગ્રેજ અને ફ્રેન્ચને મદદે લાવ્યા હતા તેમ બ્રહ્મીઓને એક ડચ ભામટા ટોળીની મદદ મેળવવી પડી હતી.

**અંગ્રેજ વાણીયો ફેરવી તોળે છે.**

આ ઘટના રંગૂનમાં બની હતી પરંતુ અંગ્રેજોનું મથક નેગ્રેસમાં હતું એમનો મોવડી બ્રુક સાહેબ જેકસનની દ્વિમુખી દગાખોરીથી નારાજ થયો. એણે બ્રહ્મો તરફ ભેટસોગાદો સહિત એલચી મોકલ્યો; તેની સાથે એણે મારી તોપો પણ મોકલી હતી. (આ ઘટના ૧૭૬૬ ના સપ્ટેંબર મહિનામાં બની હતી.) કાસદ સાથે પાઠવેલા પત્રમાં ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ અલૌંફ્યાને મદદ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. પરંતુ આપબળ ઉપર મુસ્તાક રહેતા અલૌંફ્યાએ એવી મદદની વાતને વિવેકથી પરંતુ તિરસ્કારની ભાવનાથી તુચ્છકારીને પોતાના બાહુબળમાં પોતાની પૂર્ણ શ્રદ્ધા જાહેર કરી.

આ વિગ્રહ–વિષ્ટિઓ ચાલતી હતી, તેવામા એની માનીતી રાણીનુ અવસાન થયુ રાજાએ શોકગ્રસ્ત થઇને અગ્રેજ એલચીને કરારખત ઉપર પોતાની મ્હોર માર્યા વગર જ પાછો વાળ્યો, પરંતુ અગ્રેજ ભારે અડીયલ-ટટ્ટુ હતા. ગમે તેમ કરીને ૧૭૫૭મા પોતાને જોઇતો પરવાનો મેળવીને એમણે નેગ્રેસની સપૂર્ણ અને બસીનબંદરના અમુક ભાગની માલેકી ત્યા કિલ્લેબંદ કોઠીઓ નાખવા માટે પ્રાપ્ત કરી, તેમજ પોતાના દેશ માટે સપૂર્ણપણે જકાતમાફ વેપારનો હક મેળવ્યો

**સમય સમય બલવાન**

હિંદમા દિલ્લી, પૂના તથા બીજા રાજદરબારોમા બનતુ હતુ તેમ બર્માના દરબારમા પણ રાજાની સાન્નિધ્યમાં પ્રત્યેક બ્રિટીશ એલચીને બધા બર્મીઝ આગતુકોની જેમજ "શિકો" (સાષ્ટાગ દડવત્) કરીને પોતાની રવાનગી થતા સુધી એજ સ્થિતિમા ઉધે મસ્તકે પડયા રહેવું પડતુ. આ જમાનામાં નાના સરકારી અમલદારને મોટા મોટા અમીરી ખાન્દાનના લહેરી નબીરા વિના કારણે "શિકો" કરીને પોતાને કૃતકૃત્ય માને છે।

અલૌંફ્યાના સમયથી અગ્રેજો સાથેનો વેપાર તથા અંગ્રેજ કાસદો, એલચીઓ, પ્રતિનિધિઓ અને વેપારીઓની અવરજવર બર્મામા વધતી ગઇ એમની લખાપઢી, કંપની, સરકારના દફતરો, તથા અન્ય અનેક પ્રકારનાં લખાણોને આધારે, એ સમયથી માંડીને આજ પર્યંતની બર્માની તવારિખ અંગ્રેજ દષ્ટિએ લખવાનો સામાન વિપુલ પ્રમાણમાં ભેગો થતો રહ્યો છે અને બીજે પાસે, બર્મી દષ્ટિબિંદુથી ઇતિહાસની મુખ્ય સામગ્રી અલૌંફ્યા વશના લહીયા પાસે રાજાજ્ઞાથી લખાવાયેલા વૃત્તાતોમાજ પ્રાય સમાઇ રહેલી હતી એ ગ્રન્થો રાજાના ભાટ ચારણોએ લખેલા હોઇ તેની રચના જે તે રાજાની પ્રશસ્તિ રૂપે જ થયેલી હોય એ સ્વાભાવિક છે પરતુ તે ઉપરાત ચીના, પોર્ટુગીઝ તથા અન્ય વિદેશી સમકાલીનો બર્માના સસર્ગમા આવ્યા હતા, તેમના આછા અધુરા પરંતુ વિવિધ દષ્ટિ તથા હેતુથી લખાયેલા વર્ણનો, તામ્રપત્રો, શિલાલેખો ઇ-

સાથે અંગ્રેજી સામગ્રીની સરખામણી કરીને તેમાંથી મધ્યસ્થ સત્ય તારવવાનો પ્રયત્ન કેટલાક ઇતિહાસકારોએ અંગ્રેજીમાં કરેલો છે. આ પુસ્તકના આરંભમાં જેનો ઉલ્લેખ છે તે "હ્માન્નાં રાજ્ગાથા" અર્થાત્ દર્પણાલયમાં રચાયેલી રાજગાથામાં અલૌંફ્યાના વંશનું વિગતે વર્ણન છે. પરંતુ તે સાથે તેમાં કરેલાં કથનોનો તાળો મેળવવાનાં પરદેશી સાધન પણ પુષ્કળ છે. આમાંથી એક વસ્તુ આગળ તરી આવે છે; તે ભારતીયોની ઇતિહાસ-વિમુખતા. બર્મામાં હજારો વર્ષથી રહેતા હોવા છતાં તેમાંના કોઇ ને હાથે ત્યાંના ઇતિહાસનું કોઇ પણ રૂપમાં આલેખન થયેલું હોવાનું જણાતું નથી, જ્યારે ચીના, વલંદા, ફ્રેન્ચ, પોર્ટુગીઝ આદિ મુસાફરો, વ્યાપારીઓ તથા વહિવટદારોએ લખેલાં વર્ણનો, પત્રો ઇ. જોઇએ તેટલા જથામાં ઉપલબ્ધ છે !

**યુરોપની સાઠમારીના પૌર્વાત્ય પડઘા**

યુરોપ તથા ભરતખંડનો તત્કાલીન ઇતિહાસ જાણનારાને તરત ખ્યાલ આવશે કે અલૌંફ્યાના સમયમાં પોર્ટુગીઝ અને ડચ સત્તાઓ એશીયા ખંડના સમુદ્રોમાં મંદ પડી હતી, અને ગોરા હરિફો વચ્ચેની સાઠમારીનું મુખ્ય દંગલ અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે થતું હતું. ઉંદર-બિલાડી જેવી એ સહજવૈરી પ્રજાઓ જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં પોતાનાં વેરઝેર પણ લઇ જતી. તલાઇના હાથમાં રહી ગયેલા એકજ લાકડાંના કોટ સીરીયમ ઉપર અલૌંફ્યાએ ચઢાઈ કરી ત્યારે અંગ્રેજો ૧૭૫૫ના પોતાના કરારનામાને લીધે એની કુમકે ગયા. તરતજ ફ્રેંચ લોકોએ એના પડઘા રૂપે તલાઈને મદદ પહોંચાડી. ફ્રેંચ મનવારોએ બર્મીઝ સંપાન ( નૌકા ) નાં પાટીયાં વિખેરી નાંખ્યાં. ફ્રેંચ મદદને લીધે સીરીયમનો બચાવ થયો અને બાર મહિના સુધી ઘેરો લંબાયો. બ્રહ્મીઓની ખુવારીનો સુમાર ન હોતો. પરંતુ રાજા અલૌંફ્યા બીજા રાજાઓ કરતાં જૂદી પ્રકૃતિનો હતો. એના શબ્દકોષમાં પરાજય શબ્દને સ્થાન જ નહોતું. જ્યારે બીજી કોઈ કારી ન લાગી ત્યારે એણે નેવું સુનંદા ઉમરાવજાદાઓને પડકાર્યા. એ વીર ટોળાએ છેલ્લી વારની મિજબાની

ઉડાની, ચામડાના કવચ ધારણ કર્યા, અને કારમી કીકીયારી સહિત યાહોમ કેસરીયા કર્યા (જુલાઈ ૧૬૫૭) લાકડકોટને ટેકો આપી ગેહેલા માગીના ડુગરા મરણીયા ઝનૂનથી વગાીને એ ગામમા કુદી પડ્યા અદરથી એમણે ગઢના દ્વાર ઉઘાડી નાખ્યા 'એમો–થા' ની ભીષણ ગણગર્જના સાથે એમણે તરવારો વીંઝી, અને પછી જે બન્યુ તેની કલ્પના વાચક પોતે કરી લે એ ઠીક છે

**સીરીયમની સમૃદ્ધિની સમાપ્તિ**

સીરીયમ આખા બ્રહ્મદેશની મુખ્ય વહાણગાહ દેશદેશાવરના બહુમૂલ્ય ખજાનાઓનો એ ગોયા ભડાર હતો અને તેમા ઘુસના પામેના બર્મનો ધનભૂખ્યા, લોહી તરસ્યા, છડેડાયેના વરૂ જેવા ઘાતકી હતા સીરીયમ ઉપર એ પ્રસગે કેવી રીતી હશે એની કલ્પના માટે આટલો ઇશારો પગતો હોવો જોઈએ

ગગી સીરીયમ નગરીનો તે દિવસે લોપ થયો તે એવો કે છેક આજ સુધી, મોટમોગી તેલ કપનીઓના કરોગે રૂપિયાના વ્યાપાર વ્યવસાયનુ કેન્દ્ર બનેલુ હોવા છતા, એ સ્થળ એક સામાન્ય ગામ કરતા વધારે ઉચી પાયરીએ ન્દી પણ પહોચવા પામ્યુ નથી તેમની મદદે પોડીરોગીથી ફ્રેન્ચ કુમક આવી ખરી, પણ તે મોડી પડી વિજેતા બર્મીઓએ એ કાફલાના ત્રણ જહાજો હાથ કર્યા અને પોતાના દેશના રિવાજ પ્રમાણે તેના ઉપરના ફ્રેન્ચ લોકોને રહેસી નાખ્યા અને ઘણો લડાયક સરજામ કેટલીક મોટી તોપો સહીત કબજે કર્યો પરતુ એ સહારમાથી તોપચીઓને જીવતા રાખીને તેમણે કિમતી તોપખાનુ તૈયાર કર્યું. અલૌંકિયાને બ્રહ્મદેશમા પોતાની એકાતરિત સત્તા જમાવવામા એ ફ્રેન્ચ તોપખાનાની મદદ અમૂલ્ય થઇ પડી હતી રગૂન બદરની મહત્તા વધારનારો એ પ્રથમ રાજા હતો સિરિયમ મ કરીને એણે પીગુ તરફ પગ વાળ્યા

**તલાઈ સમૂહનો કાયમી તેજોવધ.**

પીગુના તલાઈ રહીશો પોતાના બચાવ માટે એની સામે જીવ સાટે લડ્યા એક વખત તો રાજાએ એક તરાપા ઉપર એક હજાર તલાઈ ખોપરીઓનો ઢગ ખડકીને એ તરાપાને નદીમા એવી રીતે વહેતો મૂક્યો કે પીગુવાસીઓના જોવામાં તે આવ્યો. નદીના વહેણે તણાતો એ તરાપો તલાઈ વસ્તીવાળા પ્રદેશોમા થઈને ચાલ્યો ચિચિયારી પાડતાં ગીધડાની ઝપટો ખાતા એ લોહીયાળા મસ્તકઢગને જોઈને તલાઈઓ કમ-કમી ઉઠ્યા આવા કારમા ગુનાના કરનાર જુલમીઓના હાથમા સપડાતા પોતાની કેવી દશા થશે એનો ખ્યાલ આવ્યો; અને એવી દશામાથી બચવા તેમણે હુમલાખોરોના પ્રલયપૂર સામે કેસરીયાં કરીને ઝુકાવ્યું. પીગુ પાસે ૪૦ ખૂનખાર સંગ્રામ ખેલાયા તલાઈ સૈનિકોના પથ્થરભીત શા અવરોધને, સીરીયમવાળી પેલી વીર ટોળીના અસહ્ય આક્રમણે અંતે તોડ્યો એ અટકી ભૂતાવળની "ખેબો થા"ની ભરમી કીકીયારી હમેશાં શત્રુની સત્તાના નાશની અચૂક પ્રસ્તાવના હતી પીગુની ખાડીમાં જળને બદલે રુધિરના પૂર ઉભરાયા. તેનું પરિણામ એ આવ્યું કે પીગુના પતિએ વાજતે ગાજતે પોતાની કુંવરી અલોંફ્રયાના અંતપુરમા પધરાવી, અને એનુ શરણુ માગ્યું એમ કરવા છતાંએ બર્મનોની કત્લખોરી અસહ્ય હતી. આબાલવૃદ્ધ, સ્ત્રીપુરુષ, સાધુ ગૃહસ્થ–દરેકને નિર્દયપણે ઘાસની જેમ કાપતા એ ખીજાયલા વરુઓએ મુડદાના તથા બળતી ઇમારતોની ખાકના જ્યા ત્યા ઢગલા ખડકી દીધા અલોંફ્રયાએ ૨૦૦૦ ભીખ્ખુઓને હાથીના પગ તળે કચગાવ્યા, મહેલો બાળી મૂક્યા અને પીગુના એક સમયે અભેદ્ય ગણાતા ગઢને ભોંય ભેગો કર્યો.

**એક સમર્થ સંસ્કૃતિનો લોપ થાય છે.**

બસ, દક્ષિણ ભારતીય રક્તમાથી મુખ્યત્વે જેનો ઉદ્ભવ થયો હતો એવા તલાઈ વંશીઓની એ સ્થળે કબર ખોદાઈ. બર્મામા તેમનો એ છેલ્લો ઝબકારો હતો. એ સંહારમાથી જે ઉગર્યા તેમાના કેટલાક બર્મનોમાં ભળી ગયા, અને બાકીના સાયામનુ શરણ શોધવા

પલાયન કરી ગયા. તેમનું વતન ડેલ્ટા—એક સમયનું નંદનવન—આવ વેરાન, ભયંકર વગડો બની ગયું. બર્માંઝ જાતમા જે કંઇ ઉમદા તત્ત્વો દેખાય છે તે—તેમનો ધર્મ, નીતિ, સ્મૃતિ, કલા કૌશલ, —એમાંનું ઘણુખ્ખ તે સમયની ઉત્તમ લેખાતી દક્ષિણ ભારતની સંસ્કૃતિના સંતાન રુપ તલાઈ સમાજ પાસેથી પ્રાપ્ત થયું હતું. તેમ છતાં બર્મનોએ એમને હાડના દુશ્મન ગણીને એમના ઉપર જે જુલમ ગુજાર્યો હતો તેનો જોટો ઇતિહાસમાં તપાસતા ફક્ત અમેરિકાના રેડ ઇંડિયનોની તથા ઓસ્ટ્રેલીયાના બુશમેનની ગોરાઓના હાથે થએલી નાબૂદી જેવા પ્રસંગોમાં મળી શકે ખરી! તલાઈ નામ સાથે સંબંધ રાખનારી બધી વસ્તુઓ—એમણે રચેલી સુંદર મજબુત ઇમારતો, એમનુ સભ્યતાપૂર્ણ સાહિત્ય, એમની ભાષા, એ સર્વનો વિજેતા બરમનોએ આશ્ચર્યકારક ખારીલાપણાથી નાશ કર્યો છે. આજે રહ્યા સહ્યા બર્માવાસી તલાઈ અગ્રણીઓ કેટલોક સમય થયાં એક મંડળરૂપે સંગઠન સાધીને, જેમા ભારતીય તત્ત્વ પ્રધાન છે એવાં તલાઈ સભ્યતા અને સંસ્કારોના પુનરુત્થાન કાજે પ્રયત્ન કરી રહ્યા છે.

શસ્ત્રાર અલૌંફ્યામા મોગામા મોટી એબ સંહારક વૃત્તિની હતી.

**તે સમયના બર્મન સૈનિકો.**

બાકી એ ખરો વિજેતા ખમીરવાળો દોલા દિલનો સેનાપતિ હતો. એના સૈન્ય પાસે હથિયારમાં મુખ્યત્વે અણી કાઢેલા નક્કર વાસ રૂપી ભાલા, ધા (ટૂંકી તલવારો), હથોડા, મોગ ખીલા અને લાકડી—એવા શસ્ત્રો હતા છતા એવા સાધનો વડે પણ તેણે ગન્યમાથી સલતનત સર્જી હતી. એની કૂચકદમો હગધડા વગરની નહિ પરંતુ વ્યવસ્થાસર થતા, શિસ્ત અને કર્તવ્ય પાલન એ સાથા માટે પળાવતો પ્રત્યેક સૈનિકે પોતાની સાથે શું સામાન રાખવો એ તેણે કડક રીતે મુકર્રર કર્યું હતુ ૧૮૦૦ ની સાલ પછી જે બર્માઝ સેના કાતર, ભાગેડુ, અને નાટકના વિદુષકોના પાત્રો સમી હાસ્યાસ્પદ થઇ પડી હતી, લોહીનો ટશીયો પણ ફૂટવા દીધા વગર જેણે અંગ્રેજોને સંગ્રામો જીતવા દીધા હતા, પોતે મોટી સંખ્યામા હોવા

છતા જેમણે મુઠીભર પરંતુ શિસ્તપરસ્ત ગોરા તથા ભારતીય સૈનિકોના આક્રમણ આગળ ઉભી પુંછડીએ દોટ મૂકી હતી એ જ બર્મને અલૌંફયાના સમયમાં અને એના પ્રભાવશાળી નેતૃત્વ નીચે ધીરવીર, અંધશ્રદ્ધાની છતા સ્થિર મગજ રાખીને ચીવટપણે લડનારા, અવર્ણનીય કષ્ટપરંપરાઓને તુચ્છ લેખીને મહિનાઓ સુધી સતત વિગ્રહો ચલાવનારા લડવૈયા હતા, એ હકીકતની સાક્ષી તત્કાલીન યુરોપીયનો લખાણો સારી રીતે પૂરે છે. અલૌંફયાએ પાલીમા તેમજ બર્મીઝ ભાષામા કેટલુંક ધાર્મિક સાહિત્ય લખાવ્યુ હતુ, અને વિદ્વાનોને સમયોચિત રાજ્યાશ્રય આપ્યો હતો એ દર્શાવે છે કે તેનામાં શાન્તિના સંસ્કારો હતા તો ખરા, પરંતુ સમયના પ્રભાવે કરીને એનું સંહારક પાસું વધારે પ્રમાણમા ઉપયોગમા આવ્યુ હતુ.

**મણિપુર ઉપર ઉતરેલો કોપ ચાદીની કારીગરી ક્યાંથી આવી**

એ રાજાએ મણિપુરીઓના (૧૭૧૪–૫૪) આક્રમણોનો વ્યાજ સાથે બદલો લીધો હતો. ઈ. સ. ૧૭૫૮માં છિંદવીન નદી વાટે થઈને વહાણોમા એ મણિપુર પહોચ્યો, અને ત્યા જે પ્રલયના તાંડવની રમઝટ બોલાવી, તેની સરખામણી ફક્ત મણિપુરીઓએ આવામા ગુજારેલા સિતમ સાથેજ થઈ શકે ગ્રામ ગ્રામ ઉપર આદરેલા સંહાર ઉપરાત આ રાજાએ ૪૦૦૦ કેદીઓનાં માથા કાટ લોહીએ વાઢી નાખ્યા હતા મણિપુર ઉપરના આક્રમણો છેક ૧૮૧૯ની સાલ સુધી ચાલુ રહ્યા તેના ફળ સ્વરૂપ એક સમયનુ એ સમગ્ર રાજ્ય ધરાશાયી થઈ ગયું. ત્યાના કારીગરોને બર્મામા ઉપાડી જવામા આવ્યા. એ કારીગરોએજ બર્માની ચાદીની કારીગરીને જગ-વિખ્યાત બનાવી છે મણિપુરી બ્રાહ્મણોની વસતિઓ આજે પણ "પૌના" ને નામે દેશભરમા સ્થળે સ્થળે પડેલી જોવામા આવે છે. એમનો વ્યવસાય બહુધા નૃત્ય, સંગીત અને જ્યોતિષનો છે.

અલૌંક્યાએ કેટલાક આર્મીનીયન રહીશોની ઉશ્કેરણીથી ૧૭૫૭ ની સાલના ઑક્ટોબરની ૬ તારીખે અંગ્રેજો ઉપર પોતાના દુશ્મનો પ્રત્યે સહાનુભૂતિ ભરી વર્તણૂંક ચલાવ્યાનો શક લાવીને એ બહાને

**અયુધ્યા એને પાઠ ભણાવે છે**

નીગ્રેસમાં તેમની કતલ ચલાવી, તેમાં ૬ ગોરા અને સેંકડો હિંદીઓ કપાઈ ગયા. આ પ્રમાણે એનો દુહાઈ માર્ટાબાન તથા છેક ટેવોય અને સાયામની સરહદ સુધીનાં શાન સંસ્થાનોએ પણ માની હતી. બર્મામાં હવે એની સામે કોઈ બાથ ભીડનાર ન હતું. પણ આ રાજાને લડ, નહિ તો લડનાર આપ એવા યુધ્ધોન્માદની મસ્તી ચઢી હતી. નજીવાં બાનાં કાઢીને ૧૭૬૦ ની સાલમાં એણે માર્ટાબાન અને ટેવોય થઈને છેક સાયામ ઉપર પોતાનાં કટકદળ ઉતાર્યાં. રસ્તામાં તેનાસરીમ જીત્યું અને આડા પડેલા પહાડો પાર કરીને અયુધ્યા ઉપર એણે ઝપટ મારી. ત્યાંની નિર્દોષ રૈયતને હજારોની સંખ્યામાં કાપી નાંખીને ત્યાંની નદીઓના પ્રવાહોને એણે સ્ત્રીઓ, બાળકો અને પુરુષોની લાશોથી ઉભરાવી દીધા. સાયામે એમની સામે લડવા પોતાના આશ્રયે આવેલા તલાઈ જનો તથા ફિરંગી અને મુસલમાન ખલાસીઓને છોડી મુકયા. અયુધ્યાને ફરતી નદીઓની જાળ ગુંથણીમાં એ અનુભવી લોકો ફરી વળ્યા અને પછી અયુધ્યાએ રીતસર કેસરીઆં માંડ્યાં. અલૌંક્યાની સેના રોગચાળા, સંહાર અને હાડમારીઓથી જર્જરિત થઈ ગઈ હતી તેમાં વળી ત્યાંની પ્રલયપૂર ઉભરાવતી વર્ષા બેઠી. અંતે નાસીપાસ થઈને અલૌંક્યાએ પોતાના જીવનની પહેલીજ, મોટા પાયા ઉપરની અને સર્વતોમુખી પીછેહઠ કરી. એ પલાયનનું વર્ણન મોસ્કોને મોખરે નેપોલીઅનની થયેલી દુર્દશાની યાદ આપે છે. રાજાને મોત નજર સામે ઉભેલું દેખાયું. નાસતાં નાસતાં છેવટે તથાઉં જીલ્લાના કીની કસ્બે કીન્યુઆ ગામે એનો દેહ પડયો. એના રાજાને એના સ્વામિભક્ત અનુચરો એને વતન શ્વેબો લઈ ગયા અને ત્યાં એને માનપુરઃસર ભૂમિદાહ દીધો.

---

# ઉથલપાથલની આવીશી — પ્રકરણ ૧૩

**સેનાપતિનાં કેસરી- યાં કારોજી ૧૭૬૦-૬૩**

આઠ જ વર્ષના ટૂંકા અરસામાં રણજોદ્ધા અલૌંફિયાએ ઝંઝાવાત શાં જે પરાક્રમોનો ઢગ વાળ્યો, તેની બરોબરી બીજા વિજેતાએ તેનાથી બમણા સમયમાં પણ ભાગ્યે જ કરી હશે. પરંતુ સંસારમાં "બાપ તેવા બેટા" ની કહેવત અપવાદ રૂપે જ સાચી પડે છે. અલૌંફિયાના પાટવી કુંવર ડારોજી (૧૭૬૦–૬૩)એ અવિચારીપણાના તોરમાં નિષ્કારણ શંકાના માર્યા ઉશ્કેરાઈ જઈને પોતાના બે સમર્થ સેનાપતિઓનો વધ કરાવ્યો. આ અત્યાચારથી ખીજાઈને તેના શ્રેષ્ઠ સેનાનાયક મીંખાઉંનોરાથાએ બળવાખોરીનો ઝંડો ઉઠાવીને એક સપાટે આવાનો ગઢ સર કર્યો. પરંતુ ડારોજીએ પારાવાર સૈન્ય ભેગું કરીને આવાને ઘેરો ઘાલ્યો. અલૌંફિયાના ૧૨,૦૦૦ સુનંદા સેનાનીઓ સહિત બળવાખોર સીપેહસાલારે નિર્ધાર કર્યો, કે રણભૂમિ ઉપર લડતાં ખૂટી જવું પણ રાજાને તાબે ન થવું. બચવાની બધી આશા ગઈ ત્યારે પોતાના મૂઠીભર વીરોને ભેગા કરીને એ યોદ્ધાને છાજે એવા ઝનૂનથી શત્રુદળ ઉપર તૂટી પડ્યો, અને એમની ભીડમાં તરવાર વીંઝતો માર્ગ કરતો પલાયન કરી ગયો. પરંતુ અંતે ભટકતાં ભટકતાં ચાઉસેના જંગલમાં એ કોઈની બંદૂકનો શિકાર થયો હતો.

**ફીરંગીનો બસીનમાં પગપેસારો**

એ અરસામાં "કંપની સરકાર" નો એક પ્રતિનિધિ નામે કૅપ્ટન આલ્વેઝ નેગ્રેસવાળી કતલ (૧૭૫૭) નો બદલો માગવા બર્માને રાજદરબાર આવ્યો. રાજાની સવારી તે વખતે સગઈં ગામે ઈરાવદીને તીરે હતી. રાજાએ એને રોકડું પરખાવી દીધું કે અમે જે કંઈ કર્યું છે તે અમારા

દેશના રિવાજને અનુસરતું જ કર્યું છે, અને તને તારો જીવ વહાલો હોય તો મૂંગે મોઢે પાછો વળ. આવો ઉત્તર આપ્યા છતાં રાજાએ તેને અંગ્રેજો માટે બસીન બંદર આગળ કેટલાક કીમતી વેપારી હક્ક આપ્યા હતા. કૅપ્ટન આલ્વેસે આ તોરી રાજાની ઘણી સંહારલીલાઓ જોઇ હતી, અને એની આંધળી યુદ્ધપરંપરાથી પાયમાલ થતાં ગામડાં દેખ્યાં હતાં આવા રાજકર્તાના અમલ દરમ્યાન પણ કાવ્યસાહિત્યનો વિકાસ ઠીક થયો હતો. ૨૯ વર્ષની વયે એનું અવસાન થયું.

**સીંબ્યુશીં ૧૭૬૩–૭૬ ભારે પડેલી ભૂલ.**

ડાઁડૉજી પછી એનો ભાઇ સીંબ્યુશીં (૧૭૬૩–૭૬) ગાદિપતિ થયો. એના મનમાં કીડો સળવળ્યો, અને "શ્વેબોથા"ની દુશ્મનોનાં દિલ ધડકાવનારી રણગર્જનાને જન્મ આપનાર શ્વેબો છાંડીને રાજ-ગાદી ફરીથી આવા લઇ ગયો. શ્વેબો છોડયું તે યોગ્ય હતું, કારણ એક વિશાળ રાજતંત્રનું કેન્દ્ર બનવાની યોગ્યતા તેનામાં ન હતી. પરંતુ ત્યાંથી ખસેડીને ગાદી વેપારવણજના સમુદ્રતટે વહેતા ધોરી માર્ગોમાં સ્થાપવાને બદલે નિરુપયોગી થઇ પડેલા આવાને પાટનગર કરવામાં એણે ગંભીર ભૂલ કરી હતી. એ સ્થળ માત્ર નિરુપયોગી નહિ બલ્કે રાજ્યસત્તા માટે આપત્તિરૂપ હતું. કારણ તે સમયે કેપ ઑફ ગુડ હોપના જળમાર્ગે પૌરસ્ત્ય દેશો સાથેના વ્યવહાર અર્થે પાશ્ચાત્ય દુનિયા માટે ખુલ્લા થઈ ગયા હતા; તેથી વેપાર તથા વેપારને પગલે વહી આવતાં સંપત્તિ તથા આબાદીનાં વહેણ પહેલાંની જેમ આસામથી ઉતરી આવતી નદીઓ વાટે નહિ પરંતુ માર્ટબાન તથા ડેલ્ટાને કિનારે સમુદ્રવાટે વળતાં હતાં. એટલે કે, વેપારને જે અનુકૂળ થતા હતા તે પ્રદેશોનો વિકાસ સાધવા ઉપર ખાસ લક્ષ આપીને દેશની સમૃદ્ધિ વધારવાની જ્યારે વિશેષ જરૂર હતી તેવે સમયે અવળી મત વાળો શીંબ્યુશીં એ પ્રદેશોની અવગણના કરીને એવે સ્થળે જઇ બેઠો કે જ્યાંની ભૂમિ સંજોગોને લીધે વિકાસ અને વ્યાપારના માર્ગોથી વેગળી પડી ગઇ હતી. આ સ્થિતિ એ વંશના અંત સુધી ચાલુ રહી. બર્માને જીતવામાં અંગ્રેજોને પડેલી સરળતાનાં મુખ્ય કારણોમાં એક એ પણ ખરું. અને

ભારતીય જનપ્રવાહો સાથેના બર્માના સંસર્ગના રાહોરસમમાં પણ વ્યાપાર વાણિજ્યની થયેલી કાયાપલટે ગંભીર તથા ધરમૂળનું પરિવર્તન કર્યું હોય, એ માની શકાય એમ છે.

**કાશીના પંડિતો પુરોહિતપદે સ્થપાય છે**

આ રાજાએ જીર્ણ આવવાને ફરી સમૃદ્ધ બનાવવા માટે ફરીથી મણિપુર લૂટયું હતું (૧૭૬૫), અને ટૅગૂ વંશના રાજકર્તાઓની આત્મહત્યારી ભૂલની વિનાકારણ પુનરાવૃત્તિ કરી હતી. આવી રીતે ભારતીય જનસમાજના પૂર્વસીમાડા સમા મણિપુર સાથે બાપમાર્યાના વેરની પરંપરા ચલુ રાખીને ભારતીયો પ્રત્યે વિમુખતાની ભાવનાને બર્માના રાજાઓના અવિચારી તોરે પોષણ આપ્યા કર્યું હતું, એમ કદાચ કહી શકાય પરંતુ એ હાલની બીજી બાજુ પણ છે. ગમે તેવો તોયે સીંબ્યુશી સાહિત્યવિલાસી હતો, અને "શાક્યકુલોત્પન્ન મહારાજાધિરાજ"ની ઉપાધિમા ગર્વ લેનાર રાજાની દૃષ્ટિ ધર્મ કે સાહિત્યના વિષયમા 'જબુદ્વિપ' તરફ નહિ તો બીજે કયા પડે? એણે કાશીથી દ્વિજો તેડાવ્યા, અને એમને રાજ્યપુરોહિત પદે સ્થાપ્યા એમની સહાયથી એણે અનેક સંસ્કૃત ગ્રંથોના ભાષાતર બર્મીઝ ભાષામાં કરાવ્યા હતા એ ગ્રંથો વ્યાકરણ, ભિષજ, જ્યોતિષ—અને "કામશાસ્ત્ર"ના પણ હતા

**મનુસ્મૃતિ એટલે "બર્મનબુદ્ધિસ્ટ લૉ"**

બર્મીઝ જીવનમા આ કારણે કરીને ભારતીય સંસ્કાર તથા સંસ્કૃતિની છાયા વધારે ઘેરી થવા પામી છે, અને તે એટલે સુધી, કે ભારતથી બર્માનો ગમે તેટલો વિચ્છેદ થવા છતા બર્મનના જીવનના માત્ર સંગીત અને નૃત્ય શિવાયના પ્રાય પ્રત્યેક અંગમાથી ભારતીયતાનો લોપ તો કોઈ કાળે નથી થવાનો એમ કહેવામાં કશી અત્યુક્તિ નથી. સીંબ્યુશીએ અનેક ધર્મપોથીઓ પણ રચાવી છે, અને તે સર્વનો આધાર મનુસ્મૃતિ ઉપર રહેલો છે આજે પણ બર્મીઝ બુદ્ધિસ્ટ કાયદો એક્ એક પ્રકારે મનુસ્મૃતિનું જ રૂપાન્તર હોઈ તેમાં એનો વારંવાર ઉલ્લેખ આવે

છે, એ બર્મામાં વકીલાત કરતા બધા ધારાશાસ્ત્રીઓને સુવિદિત છે. સીંબ્યુશીંની એક રાણી કવયિત્રી હતી, અને એ જાતે પણ કાવ્ય રચવાનો રસિયો હતો.

બર્માના રાજકર્તાઓમાં પેઢી દર પેઢી એક ઉન્માદ અચૂક ઉતરી આવતો—તે સાયામની રાજ્યધાની અયુધ્યાને જીતવાની તમન્નાનો. બર્માની જેમ સાયામ પણ ભારતનું મંસ્કારસંતાન; આ બે ભાંડુઓ સદીઓ સુધી સતત માથાવાઢ્યાના વેરે લડયાં છે. શાંતિના સદ્‌ગુણોથી અલંકૃત સીંબ્યુશીં પણ આ ઉન્માદમાંથી ઉગર્યો નહિ. ફરી ફરીને સાયામ જીતવાના પ્રાણઘાતક કોડ બર્માના રાજાઓને આકર્ષતા હતા. સીંબ્યુશીંએ ત્રણ કિંમતી વર્ષ (૧૭૬૪–૬૭) અયુધ્યાનગરીને હાથ કરવામાં વીતાવ્યાં અવર્ણનીય ખંતથી એ લાગ્યો રહ્યો, અને અનેક સંહાર કર્યા ને કરાવ્યા, છેવટે બર્મનોએ ગઢ તોડયો. લોકોમાં એમણે અત્યંત ત્રાસ વરતાવ્યો. નગરની રૂપગર્વિતાઓનાં જૂથ અમૂલ્ય આભરણો સહિત ખંડણી રૂપે આવાપતિને ચરણે ધરાયાં, તે છતાં વિજેતા સેનાએ જે કત્લેઆમ માંડી તેની આગળ નાદિર અને તૈમુરે દીલ્હીની કરેલી દુર્દશા પાણી ભરે છે. લોહીચૂતી ખોપરીઓના ઢગલા એણે સ્થળે સ્થળે ખડકી મૂકયા. શિષ્ટાચાર રૂપે ઉભય પક્ષના સેનાપતિઓએ યુદ્ધવિરામ કબુલીને હાથ મીલાવ્યા, અને સંધી પણ કરી. તે છતાં યુદ્ધ અટકયું નહિ. અલૌંફયાએ સીરીયમના ઘેરા વખતે ફ્રેન્ચ આરમારો ઉપરથી કબ્જે કરેલા તોપખાનાએ અયુધ્યાના ગઢના કાંગરા ઉડાવી દીધા, અને દુર્જય મનાતી એની દીવાલોને જમીનદોસ્ત કરી મૂકી; અને પછી જે સંહાર-તાંડવ ચાલ્યું એનું વર્ણન કરવા ભાગ્યેજ કોઈ લેખિની સમર્થ હોય. અયુધ્યાપતિની લાશ પાછળથી રસ્તે રવડતી હાથ લાગી હતી.

**અયુધ્યાનગરીનો લોપ**

આ પ્રમાણે અંતે બર્મીઝ ઝનૂને અયુધ્યાનો નાશ કર્યો. અને ત્યાર પછી એ કદી આબાદ થયું નહિ. એ દિવસથી રામચંદ્રજીના

જન્મસ્થાનનું સ્મરણ કરાવતા નામવાળું સાયામનું પુરાણું પાટનગર કાયમ માટે મટી ગયું, અને એની અઢળક ધન સંપત્તિએ બર્મીઝ ખજાનાને તર કરી દીધા. સાયામનાં કળા કૌશલ અને નુપ્પત્વે સંગીત નૃત્ય લૂંટાઇને બર્મા તણાઇ ગયાં, અને એ ક્રમ સેંકડો વર્ષો સુધી ચાલુ રહેવાને કારણે બર્માની એ લલિત કલાઓ ભારતીય નહિ પરંતુ સાયામી ઢબની થઇ ગઇ હોય, એ દેખીતું છે.

**ચીનાઓની સવારી અને હાર**

પરંતુ સીબ્યુશીં અયુધ્યા તોડતો હતો ત્યારે ઉત્તરમા દાટ વળતો હતો ચીના લોકોનાં ટોળાં સરહદ ઓળંગીને બર્માંમા ઉતર્યાં હતાં અને તેમણે ભાવાને ઘેરો નાખ્યો હતો. સ્વેન્સી, ભામો, મોગાઉં અને કેન્ટુન્ગ, એ સરહદનાં શાન સંસ્થાનોના સોબ્વાઓ પણ આ આક્રમણમાં સામેલ હતા. ગોટેઇકની ખાઇ ઓળંગીને એમનાં ધાડાં ધસ્યાં આવ્યાં પણ બર્માનો રાજા દઢ મનનો હતો. મજલ દડમજલ કરતી સાયામથી પાછી ફરેલી એની અપરાજિતા સેનાએ ચીનાઇઓને સખ્ત ખુવારી સાથે મારી હઠાવ્યા. ચાર વર્ષ સુધી એ ગજગ્રાહ ચાલ્યો અને અંતે ૨૦,૦૦૦ માણસો ખપી ગયા ત્યારે ચીના તાબે થયા. એમની પાસેથી પ્રાપ્ત થએલી યુદ્ધ સામગ્રીએ બર્મીઝ સૈન્યને વધારે યુદ્ધક્ષમ બનાવ્યુ. એટલે ચીનાઓના પ્રશ્નનો નિકાલ કરીને એ લશ્કર ફરીથી ઉપડ્યું મણિપુરના રાહે. ઈ. સ ૧૯૭૦ મા એ અભાગી નગરને બર્મનોએ પુન. તારાજ કર્યું.

ચીનાઓ સાથેના વિગ્રહનુ એક પરિણામ એ આવ્યુ કે ત્યારથી યુનાનના રાહે બર્મા અને ચીન વચ્ચે ખુશ્કી વેપાર થયો

બર્મામાં બળવાખોરી ઘડીયાળના લોલકની ઢબે ચાલતી હતી.

**રંગૂનમાં ઉછ્ળો તલાઇ ચમકારો**

દક્ષિણમા અયુધ્યા જીતવાની પ્રવૃત્તિ ચાલતી હતી, ત્યારે ઉત્તરમા દવ લાગ્યો, અને ઉત્તરમાં એ ચિનાઇ દવને હાગ્યો ન હાગ્યો, ત્યાં દક્ષિણમાં ભડકો વળ્યો. બર્મીઝ લશ્કરમાં બળજબરીથી દાખલ કરેલી તલાઈ પલટણોએ

લાગ જોઈને બંડનો ઝંડો ઉપાડયો, ને રંગૂન ઉપર ધસી જઈને એને ભસ્મસાત કર્યું. તરતજ બર્મીઝ સૈન્ય આવી પહોંચ્યું. રંગૂનની બંદરગાહમાં લાંગરેલા એક ડચ જહાજને પકડીને તેના તોપખાનાથી એણે રંગૂનનો લક્કડકોટ ઉરાડી મુકયો, અને એ કામ પત્યું એટલે જહાજને તળિયે બેસાડી દીધું ! રંગૂન ભાંગતાં તલાઈ બંડખોરો જીવ લઈને સાયામ તરફ નાઠા. પરંતુ બર્મનોએ તેમનાં સ્ત્રી બાળકોનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. રંગૂન બંદરમાં કેટલીક ફ્રેન્ચ સ્ત્રીઓ રહેતી હતી, તેમને એમણે અંદર અંદર વહેંચી લીધી અને તેમના પુરુષોને નદીમાં ડુબાડી દીધા (૧૭૭૩). બીજે વર્ષે મહારાજાધિરાજની છડી સવારી મોટા ઠાઠથી નદી વાટે નીકળી. વૈભવ, દોરદમામ, નાટારંગ, ઝાકઝમાળ નૌકાઓ, લખલૂટ ખર્ચ, અને માર્ગમાં આવતા પગોડાઓને શણગારવાના સમારંભો ઉજવતો એ રસાલો ભવ્ય દેખાતો હતો, એ રાજાએ રંગૂનના શ્વેડગોં સ્તૂપની ઉંચાઈ વધારીને ૩૨૭ ફીટ કરી હતી, અને તે અત્યારે કાયમ છે. એણે ૧૭૧ રતલ સોનાના વરખ ઘડાવીને તેના વડે એ પહાડસમા સ્તૂપને છાઈ દીધો. એ પગોડાનું છત્ર ૧૭૬૯ના ભૂકંપથી તુટી પડયું હતું, તેને સ્થળે એણે નવું કરાવ્યું.

**સાયામની નવી રાજધાની બેન્કોકનો ઉદ્ભવ**

આ બધો સમય સાયામ સમસમતું હતું. એ દેશ હાર્યો હતો ખરો, પરંતુ તાબે નહોતો થયો. ત્યાંના એક પાણીદાર સરદારે ૧૭૬૮માં કેમ્બોડીયા (કંબોજ) દેશની કુમક લઈને બર્મીઝ દળને ઘાસની જેમ વાઢી નાખ્યું, અને આજે દુનિયા જેને સાયામના પાટનગર તરીકે ઓળખે છે તે બેન્કોક વસાવ્યું. એને એની ગુસ્તાખી બદલ નસીહત આપવા વારંવાર બર્મનોએ હુમલા કર્યા, પરંતુ એ બધું પત્થર સાથે માથું ઝીકવા જેવું નીવડયું. ૧૭૭૪ની સાલ સુધીમાં સાયામ તો શું પરંતુ બર્મીઝ સરહદ ઉપર આવેલા ચ્યેંગમાઇ સંસ્થાનમાંથી પણ બર્મનોની ટાંટીઓ ટળી ગયો હતો. પોતાના કર્યા કરાવ્યા ઉપર આ પ્રમાણે પાણી ફરી વળેલું જોઈને બીજે વર્ષે સંમ્પુરાએ

ફાની દુનિયાથી વિદાય લીધી, અને ૪૧ સંતાનનો કાફલો પોતાની પાછળ મૂકતો ગયો.

એનો પાટવી સીંગુ (૧૭૭૬–૮૨) શાંત વૃત્તિવાળો હતો પરંતુ એને નશીબે ઘણા હત્યાકાંડ લખાયા હતા. મણિપુર તરફ એને એટલાં યુદ્ધો ખેલવાનાં હતાં કે સામાયથી લશ્કરને બોલાવી લઈને એ દેશની લત એણે છોડી.

સીંગુ–૧૭૭૬–૮૨

સીંગુને ટંટા ઝગડા નહોતા ગમતા. જ્યાં બની શકે ત્યાં એણે સંગ્રામો સંકેલવા માંડયા. આ યુદ્ધવિમુખતાનું મુખ્ય કારણ સ્વભાવની સાલસાઈ કે સૌમ્યતાનું નહોતું. હકીકત એ હતી કે સીંગુ મદિરાનો પૂરો વ્યસની હતો અને લડવાના એનામાં હોશજ નહોતા. એણે પણ પરાપૂર્વની પરંપરા અનુસાર માત્ર શક ઉપરથી સેંકડો ભાઈ, બોજાઈ, બેનો, પીતરાઈઓ અને અમીર ઉમરાવોની કતલ કરી હતી. પોતાની લાડીલી પટરાણીનેજ એણે સ્હેજ સંદેહથી ઉશ્કેરાઈને નદીમાં ડુબાડી મારી હતી. રણનો રસિયો નહિ છતાં એ લોહીનો ભયંકર તરસ્યો હતો. આ પ્રવૃત્તિઓને પરિણામે એક દિવસ એક ભાયાતે રાજાની ગેરહાજરીમાં મહેલમાં ધીંગાણું જગાડયું અને તેમાં રાજા પોતાનાજ એક મંત્રીને હાથે રામશરણ થયો.

પેલો ભાયાત ગાદી પચાવી પડયો, પરંતુ સાત દિવસ સાજખી ટકી નહિ. અલૌંફ્યાના જીવતા રહેવા પામેલા પુત્રોમાંના એક બોડોફ્યા નામના તેજસ્વી પુરષે એની ગર્દન ઉડાવી દીધી અને એના નામથી બ્રહ્મદેશ વળી પાછો ગાજી ઉઠયો.

લોહીની નદીઓ, અને આગના લાગ

ઓડૉફયા ! અલૌફયાના એ પોલાદી પુત્રના નામોચ્ચાર માત્રથી ભલભલા ચમરબંદીના કાળજાં કંપી ઉઠતાં હતાં. ૧૭૮૦ થી ૧૮૧૯ સુધીના એના રાજઅમલનો સમય ધીખતા જ્વાલામુખીની કારકીર્દી જેવો છે. ગાદી મળી કે તરત એણે કુળના રિવાજ અનુસાર આખા રાજકુટુમ્બની કતલ કરાવી. એના પુરોગામી સીંગુની અગણિત રાણીઓ તથા તેમની અમીરજાદી સાહેલીઓને એણે જીવતી બાળી નંખાવી એ સર્વના નોકરચાકર, બાળબચ્ચા, બધાજ આગમાં હોમાયા રાજકુળનુ એક પણ માનવી એ સહારમાથી બચ્યુ નહિ પોતાના દરબારીઓમાથી જેના વિષે એના ચિત્તમા સંદેહ પ્રગટયો, તે સર્વને એમના રસાલા સહિત એણે નામશેષ કરી નાખ્યા સગઈ જીલ્લાના પાકિગા નામના એક રહીશે બડ કરતા એ ગામમા ઓડૉફયાએ પુરુષ, સ્ત્રી, વૃદ્ધ કે બાળ, એક પણ માનવીને જીવતું છોડયુ નહિ. એ પ્રદેશના બાગબગીચા એણે ઉજાડયા, અને સાધુસંતસહિત વસતિના સર્વ મનુષ્યોને જીવતાં બાળી મૂકયા, એણે ત્યાં એવો ભયાનક નરમેધ માડયો કે જેવો જગતે અન્યત્ર કદીયે નહિ દીઠો હોય એના બેજામા ફાંકો ભળવળ્યો, અને એણે રૈયતને અપાર ત્રાસ આપીને આખી રાજધાની તેની વસ્તિ સહિત ફેરવીને અમરાપુરામા સ્થાપી જાણે ગુજરાતના ગાંડા સુલતાન મહમ્મદનો બર્મીઝ અવતાર !

૧૭૯૩મા ત્રણમો તથાઈ બળવાખોરોએ રંગૂન લૂંટયું, બાળ્યું અને ત્યા ગેરો માડયો. પણ બર્મનોએ નહીંમા લાગરેલા યૂરોપીયન

જહાજોના ખલાસીઓની બળજબરીથી મદદ લઇને એમને હાંકી કાઢ્યા. તલાઈઓની લાશોના ઢગના ઢગ નદી કિનારે ખડકાયા; કાગડા, કૂતરાં અને ગીધડાંને મોટી ઉજાણી થઇ પડી.

**આરાકાનનો 'માધવ પ્રધાન': માંડલેનો "મહામણી"**

આ અરસામાં આરાકાનમાં એક "કવીસ્લીંગ" પેદા થયો. એનું નામ હરિ હતુ અને એ રાજ્યનો એક સરદાર હતો. પોતાના કોઇ અંગત વેરની તૃપ્તિ અર્થે એણે બોડૉફયાને પોતાની જન્મભૂમિ જીતવા નોતર્યો. બસ; આરાકાનનું આવી બન્યું. ૧૭૮૪ થી એના ઉપર બોડૉફયાની ઘાતકી ઝાપટો ઝીંકાવા માંડી. એની ત્રણ સેના ખુશ્કી માર્ગે અને એક નૌકાસૈન્ય ધૂમીને જળમાર્ગે નીકળી પડી. વાત વાતમાં મ્રોહાઉં શહેર ભાંગ્યું. એ અભાગી નગરનાં નરનારીઓનો પદ્ધતિપૂર્વક સંહાર થયો. અવર્ણનીય ક્રૂરતા વડે આરાકાનની સ્વતંત્ર હસ્તીનો નાશ થયો અને એ બર્માનો એક ઇલાકો બની ગયો. આગળ આરાકાન વિષે ચર્ચા કરતાં આપણે નોંધ લીધી છે તે પ્રમાણે એ સમયથી બર્મા અને આરાકાનનુ સંધાન થયું છે. આરાકાનમાંથી બોડૉફયા જે મૂર્તિઓ ઉઠાવી લાવ્યો તેમાંની કેટલીક હજી માંડલેના સ્તૂપોમાં સ્થાપેલી જોવામાં આવે છે. માંડલેનો "આરાકાન પગોડા" એણે રચાવ્યો, અને તેમાં આરાકાનની પ્રાચીન મહામણિની બુદ્ધમૂર્તિને એણે પધરાવી, જે હજી વિદ્યમાન છે. એ મંદિરમાં રાખેલો ૬૦૦ લેખોનો સંગ્રહ ખાસ ધ્યાન ખેંચે એવો માહિતીદાયક છે, અને ભારતીય સંસ્કાર અને સંસ્કૃતિ સાથેની બર્માની ધર્મભાવનાની સંકલના એમાં સળંગ જોવામાં આવે છે.

**ખૂની, ધૂની, છતાં ગુણી**

બોડૉફયા ડૉકટર જેકીલ અને મીસ્ટર હાઇડ જેવી દ્વિધા પ્રકૃતિનો હતો. ઉપર જેનો સહેજ ઇશારો કર્યો છે એ પૈશાચિક રક્તપિપાસાવાળો એ રણઘેલો રાજવી લલિત કલાઓનો પણ ઉપાસક હતો. ખાસ કરીને કાવ્યોને એ ખુબ આદર અને ઉત્તેજન આપતો. વળી રાજશાસન

અને વ્યવસ્થાની કળામાં પણ એ નિપુણ હતો. મહેસુલી આકારણીનો પ્રથમ પ્રમાસ બર્મામાં એણે ૧૭૮૪માં, અને પછી ૧૮૦૩ માં કર્યો હતો. ગામેગામના "તજી" (મુખી) પટેલીયાઓ પાસે માપણી પત્રકો કરાવીને એણે દરેક સ્થળની ભોંય તેમજ પાકની જાત, મહેસુલના પ્રકાર, વસ્તી ઇત્યાદિની વિગતો તૈયાર કરાવી હતી. પરંતુ આ હિસાબ કિતાબનો ઉપયોગ એણે લાક્ષણિક રાહે જ કર્યો હતો! બર્મા આવો વિશાળ દેશ હોવા છતાં, પરાજિત દેશોમાંથી હજારો કુટુંબોને ઉપાડી લાવીને બર્મીઝ રાજાઓએ સેંકડો વર્ષો સુધી વસાવ્યાં હતાં તે છતાં, એ તે સમયે કેવો નિર્જન હતો, એ આશ્ચર્યની ઘટના છે. એના વિશાળ વિસ્તારોમાં કુલ વસ્તી માત્ર વીસ લાખ મનુષ્યોની જ હતી. આ બધી ગણતરીઓનો ઉપયોગ એણે પોતાના અવિરત સંગ્રામોને પોષવા માટે રૈયત પાસેથી દ્રવ્યનું શોષણ પદ્ધતિપૂર્વક થાય તે માટે જ કર્યો હતો.

**સાયામ વેર વસુલ કરે છે.**

સીંગુએ સાયામનો પીછો છોડયો હતો, પરંતુ લડકારા બ્રોડૉફ્યાનો જીવ ઝાલ્યો રહે એમ નહોતું. ૧૯૩૫માં સાયામમાં ક્રાંતિ થતાં જે બાળરાજાએ રાજપાટ છોડયાં હતાં તેના વંશનો આદિપુરુષ તે સમયે સયામ પતિ હતો. એણે બર્મીઝ આક્રમણનો બરાબર સામનો કર્યો. સ્વાંગ શહેરની જૂની શાન રાણીઓ જાતે રણમેદાને પડી અને બર્મીઝ ફોજ સામે મોર્ચા માંડયા. ડગલે ને પગલે સર્વત્ર એવો ઉગ્ર વિરોધ નડયો કે ટૂંક સમયમાં બર્મીઝ સેનાને નાસતાં ભોંય ભારે થઈ પડી અને તે નામશેષ બની ગઇ. બ્રોડૉફ્યાને ત્યાંથી જીવ લઇને નાસવું પડયું, અને એ શીખ્યો કે यः पलायति स जीवति । તે પછી દસ વર્ષ સુધી એણે એ તરફ સૈન્યોની પરંપરા મોકલ્યા કરી, પરંતુ સરવાળે મોટી શૂન્ય. ઉલટ પક્ષે સાયામીઓએ જૂની કિન્નાખોરી સંભારીને ટેનાસરીમ ઇલાકને છેક ૧૮૨૮ સુધી ધાડધાંવજો વડે રંજાડયા કર્યો.

આ બધી સંગ્રામોની અવિરત ઝડીએ દેશને પાયમાલ કરી નાખ્યો હતો. એજ કારણે દુકાળ પણ ઉપરાછાપરી પડ્યા.

**કલ્પના કામ કરે છે?**

૧૮૧૨ માં દુર્ભિક્ષ અને વિગ્રહોના બમણા મારાથી દેશમાં ભૂખમરાની એવી કપરી સ્થિતિ થઇ પડી, કે ભૂખે મરતા મરણીયા થયેલા ચોર ડાકુઓની ટોળીઓથી બર્મા છવાઇ ગયો. બોડોફ્યાના ઘાતકીપણા આડે આંક નહોતો. એક નજીવી કસુર માટે એણે ૧૫૦૦ સૈનિકોની પલટણના પ્રત્યેક માણસના હાથ પગ બાંધીને બાઠાના પાણી ઓસર્યાં હતાં એવે સમયે એ બધાને દરીયા કિનારે નાખ્યા, અને એવી વ્યવસ્થા કરી કે જુવાળનાં પાણી તેમને તાણી જાય; અને તેમ છતાં પોતાની એકાદ રખાત મરી જતાં એ દુઃખથી વિહ્વળ બની જતો. રૈયતનાં રહેંસાયેલાં સ્ત્રીબાળકોની કંકણકલ્લીઓના ઢગલા, તથા એમનાં શબોનાં તડકે સુકાઇને સફેદ ઝાંય મારતાં હાડકાંથી છવાયેલી ભૂમિ નીરખીને એ પોતાના સેનાપતિની શૂરવીરતા ઉપર વારી વારી જતો; છતાં સહેજ વહેમ આવતાં એવા એક અત્યંત કૃપાપાત્ર સાથી માટે એણે ઠંડે કલેજે એવી આજ્ઞા આદેશી હતી, કે " એને ધીમા તાપે જીવતો શેકજો, અને ખાસ ધ્યાન રાખજો કે શેકતાં એક પણ હાડકું ભાગે કે ઉતરી પણ જાય નહિ, કેમકે નહિ તો એની પીડા એટલી હળવી થશે."

**મીંગૂનનો ઘંટ અને પગોડા**

માંડલેથી ઇરાવદી નદી વાટે નૌકામાં મીંગુન જવાય છે, ત્યાં મુસાફરને એક પ્રચંડ ઘંટ બતાવવામાં આવે છે. રશિયાના પ્રખ્યાત ઘંટ પછી એ બીજે નંબરે આવતો કહેવાય છે. એ ઘંટરાજ બોડોફ્યાએ ઢળાવ્યો છે. એ ઘંટની સમીપમાં મોટા વિસ્તારમાં પથરાયેલો અર્ધ-બાંધ્યા પગોડાનો રાક્ષસી કદનો ખંડેરરાશિ પડ્યો છે. એ ઈંટ પત્થરનો ડ પણ એણે ખડકાવ્યો છે. સંસારભરમાં મોટામાં મોટી ગણાય એવી ારત રચવાનો એનો એ પ્રયત્ન હતો. એની યોજના ૫૦૦ ફીટ ઉંચો સ્તૂપ બાંધવાની હતી. પણ કામ શરુ થયા પછી કોઇ ભવિષ્યભાખુએ એ

ઈમારતનું અમંગળ ભવિષ્ય ભાખ્યુ, એટલે રાજાએ તરત કામ પડતું મૂકયું. પરિણામે ઈંટાનો એ પ્રચંડ ઢગલો ઢંગધડા વગરનો પડગોજ રહ્યો, તે હજી પડયો છે.

ઓડોક્યાના ચિત્તમાં એક સમયે એવી ભ્રમણા થઈ કે પોતે સ્વયં ભગવાન બુદ્ધનો અવતાર છે. એટલે એ રણવાસ અને રાજકાજ છોડીને ભિખ્ખુ બની ગયો પરંતુ ભિખ્ખુઓ બધા તેના આ દાવાની સામા થયા.

**ભ્રમચિત્તની વિસ્મય-કારક ઘટમાળ**

વળી એટલામાં એને અંતઃપુરનો વિયોગ પણ સાલવા લાગ્યો. એટલે બુદ્ધાવતારનો વેશ એણે એકાએક પડતો મૂકયો. પણ ફૉંજીઓ ઉપર કિન્નોર રાખીને એમની એણે આકરી કસોટી કરવા માંડી પરંતુ થોડા પગોડાઓની જમીનો જાત કરીને એ ધાધલ પણ એણે પડતી મૂકી એક વાર એને વિચાર આવ્યો કે મુસલમાનો સુવરનું માંસ ખાવા કરતા મરવુ વધારે પસંદ કરતા કહેવાય છે, માટે ઇસ્લામ અંગીકાર કરવો. પરંતુ તે પહેલાં મુસલમાનોના એ દાવાની પરીક્ષા તો થવીજ જોઇએ. એ માટે અમરાપુરીથી એણે ખાસ મૌલવીઓને તેડયા, અને એમની આગળ સુવરનુ માંસ મૂકીને એ ખાઈ જવાની આજ્ઞા કરી. ઇતિહાસકાર હાર્વે લખે છેઃ " એમણે સુવરના ગોસ્ત તરફ જોયું. પછી રાજા સામે જોયું. પછી બહાર તૈયાર ઉભેલા જલ્લાદને યાદ કર્યો—અને પછી સુવરનું ગોસ્ત ખાઇ લીધુ ' આથી ઇસ્લામનો એનો શોખ પણ ઉતરી ગયો.

આ મનમોજી રાજાએ વિદ્વાન બ્રાહ્મણો સહિત પોતાના ગ્રહવેત્તાની એક મંડળી બુદ્ધગયા મોકલી, અને ત્યાંના મહાબોધિવૃક્ષની પૂજા કરાવી તેની બે ડાળીઓ બર્મામાં રોપવા કપાવીં મંગાવી હતી.

**બુદ્ધગયા અને મહાબોધિવૃક્ષ.**

રંગૂનને જે જાણે તે ત્યાંના અમેરિકન બૅપ્ટીસ્ટ મીશનથી અજાણ્યો હોઇ શકે જ નહિ મી. જડસન નામના ગૃહસ્થે એ મીશનની તથા રંગૂનની જડસન કૉલેજની સ્થાપના કરી હતી. મી. જડસને ૧૮૧૩ની

**" એ. બી એમ " અને જડસનસાહેબ**

સાલમાં રંગૂનમાં પ્રવેશ કર્યો હતો. બોડૉફ્યા તરફથી એ પાદરીને અને તેના ધર્મપ્રચાર કેન્દ્ર–મીશનને પણ અમુક સમય સુધી ઉત્તેજન મળ્યું હતું. એના સમયમાં જ ચીન સાથે પદ્ધતિસરના વેપારનો વિકાસ થયો હતો. એમાં મઝા એ હતી કે ચીનનો બાદશાહ બોડૉફ્યાને પોતાનો ખંડીઓ માંડલિક ગણતો હતો, અને બોડૉફ્યા વળી–ચીનને પોતાનો તાબેદાર લેખતો હતો! આ સમજપૂર્વકની ભ્રમણા નિર્વિઘ્ને ચાલ્યા કરી, અને અરસપરસ ભેટ સોગાદોની આપ–લે વડે એમની મૈત્રી દૃઢ થતી ગઈ.

**બ્રિટિશસત્તા સાથે પ્રથમ ગંભીર ઘર્ષણ**

બોડૉફ્યાએ આરાકાન ઉપર સખ્ત વેરો નાખીને ત્રાસ ગુજાર્યો હતો. વળી દેવાલયો બાંધવામાં અને લશ્કરની ભરતીમાં હજારો આરાકાનીઓને એવી ઘાતકી રીતે એ ખપાવી દેતો કે છેવટે એ ઇલાકાએ બળવો ઉઠાવ્યો. (૧૭૯૭) વરસો સુધી એ વિગ્રહ ચાલ્યો અને તેને લીધે એ દેશ વેરાન વગડા સમો બની ગયો. એ સમયે અંગ્રેજોની હકૂમત ચિટેગોંગ ઉપર ચાલતી હતી. બર્માના રાજા સામે બળવો કરનારા આરાકાનીઓ બ્રિટિશ હદમાં મોર્ચા નાખીને આરાકાનમાં મૂકાયેલા બર્મીઝ થાણા ઉપર છાપા મારતા હતા. આ સંગ્રહ દરમ્યાન એક બર્મીઝ સેનાપતિએ બ્રિટીશ હદની અંદર છાવણી નાખીને ત્યાં લશ્કરી કોટ બાંધ્યો. તરત જ કલકત્તેથી ગોરી ફોજ ઉતરી આવી. તેણે બર્મનોને બ્રિટીશ હદ છોડી જવા સમજાવ્યા. અંગ્રેજ ઇતિહાસકારો લખે છે કે બર્મનોના જુલમથી ત્રાસીને ૫૦,૦૦૦ આરાકાનીઓએ બ્રિટિશ હદનું શરણ લીધું હતું અને "કૉક્સીઝ બઝાર" Cox's Bazar એમનાથી વસાયેલ છે.

**આસામનો કબ્જો**

૧૮૧૩માં બોડૉફ્યાએ ફરીથી મણિપુરમાં કતલ ચલાવી હતી. તે સમયે આસામમાં 'અહોમ' નામના શાન કુળની રાજસત્તા હતી. આસામની રાજધાની શીલસાગર રંગપુર ગામે હતી. એની જાહોજલાલીની પડતીનો એ કાળ હતો. આ દેશદ્રોહી અમાત્ય મંત્રીના કારસ્તાનના ફળ સ્વરૂપ ૧૮૧૬ માં બર્મીઝ

ફોજે મણિપુર વાટે આસામમાં ઉતરીને એને પરાસ્ત કર્યો, અને ભારે ખંડણી સાથે અહોમ વંશી રાજાની એક કુંવરી બર્માના રાજદરબારે આવી. બર્માના ઇતિહાસમાં પ્રથમ વાર એ દેશ હિંદની રાજસત્તા સાથે આટલા મોટા પ્રમાણમાં સંસર્ગમાં આવ્યો હતો. ઇંગ્લેન્ડ એ સમયે ફ્રાન્સ સાથે જીવ સાટેની લડાઇ લડતું હતું, અને તેને વહાણો બાંધવા માટે બર્માના સાગવાનની અત્યંત જરૂર હતી. બર્મા તરફ ફ્રેન્ચ સરકારનો પગવસીલો મજબૂત હતો, અને એમનો પગ ત્યાં જામી જાય તે પહેલાં પોતે પહોંચી જવા માટે અંગ્રેજોએ બર્મીઝ રાજદરબારમાં ખૂબ યુક્તિપ્રયુક્તિઓ લડાવી હતી; પરંતુ તેમાં એમને ફાવટ આવી નહોતી. દરમ્યાન હિંદમાં એમના મહારાજ્યની માયા ફેલાતી હોવાથી તેમની સત્તા વધી ગઇ.

**અંગ્રેજોના છ ધરમ ધક્કા.**

મોગલ તથા પેશ્વાના દરબારમાં દર્શાવવી પડતી નમનતાઇ પોતાનું જોર જરા વધી પડતાં જેમ તેમણે પડતી મૂકી હતી તેવી રીતે ૧૭૯૫ પછી જે કાસદો બર્મા ગયા તેમણે અગાઉની કદમબોસીની રીત પડતી મૂકીને જરા વધારે રુવાબથી કામ લેવા માંડયુ હતું. કેપ્ટન સાઇમ્સ પછી કૅપ્ટન કૉક્સ ( ૧૭૯૭ ), અને તે પછી ૧૮૦૨ માં ફરીથી સાઇમ્સ બર્મા ગયો. પરંતુ તેમની વિષ્ટિ સફળ થઇ નહિ. તે પછી ૧૮૦૩, ૧૮૦૯ અને ૧૮૧૧ માં પણ એવા પ્રયત્નો થયા. છેલ્લા પ્રયાસનો નેતા કૅનિન્ગ હતો. એણે રાજા પાસેથી જવાબ મેળવવાની હઠ લેતા રાજા ખીજાયો, ને એને જીવ લઇને વંજો માપવો પડયો. તે પછી હિંદના વાઇસરોયે પ્રતિનિધિઓ મોકલવાનું માંડી વાળ્યું, અને લખાપઢીનોજ વહેવાર રાખ્યો.

**બોડોફયાનો બારમો અંદમા-મરાઠા સાથે ખટપટ?**

આ ગોરા એલચીઓએ બર્માના રાજદરબારમાં પોતા પ્રત્યે ચલાવતી વર્તણુકના સંબંધમાં અનેક ફરીયાદો નોંધી છે. એ નોંધોને આધારે અંગ્રેજ લેખકોએ તે સમયના ઇતિહાસની તુલના કરી છે. વળી બ્રિટિશ હકુમત નીચેના ચિટેગોંગમાંની પદ્ધતિસરની

રાજ્ય વ્યવસ્થા, ડાક, કોર્ટ કચેરીઓ, દફતરો, ગોરા અમલદારો તથા શિસ્ત-બધ તાલીમવાળા સીપાઇઓને દેખીને બર્મનો કેવા વિસ્મય પામતા, કેવા ખીજાતા, મુંઝાતા એ બધાનાં પણ અંગ્રેજ પદાધિકારીઓએ ટાંકેલાં વર્ણનો મળી આવે છે. અંગ્રેજ અમલદારોને હાથે લખાયેલાં હોવાથી તેમાં અમુક પ્રમાણમાં પક્ષપાતનો અંશ હોય, તો નવાઇ નહિ. ઇતિહાસકારો લખે છે કે તે સમયે બર્માના રાજદરબાર તરફથી હિંદના વાઇસરૉયને લખાતા લખોટામાં નર્યો ક્રોધ અને ખીજવાટ ભરેલાં રહેતાં. એવા દસ્તાવેજો સરકારી દફતરોમાં થોકબંદ પડ્યા છે. બોડૉફયા ઉપર અંગ્રેજ પક્ષે એનો આરોપ મૂકાય છે કે હિંદમાંથી અંગ્રેજોને હાંકી કાઢવા માટે એણે મરાઠા રાજ્યો સાથે પણ સંદેશા ચલાવ્યા હતા. એ સર્વનો ટૂંક સાર એ, કે બોડૉફયા અંગ્રેજોનો ચાહક નહોતો, અને એ તેમનું ધાર્યું થવા દેતો નહોતો. અને સામે પક્ષે પણ તેવું જ હતું અંગ્રેજો તેને ધિક્કારતા, અને એમનો અણગમો એ રાજાની કારકીર્દીના અંગ્રેજોએ લખેલાં વર્ણનોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

**બે-લગામ બાદશાહ બાજીડૉ ૧૮૧૯-૩૭**

આડત્રીશ વર્ષ રાજ કરીને બોડૉફયા મરણ પામ્યો તે સમયે તેને સંતાનોમાં ૧૨૨ પુત્રો અને તેમનાં ૨૦૮ સંતાન હતાં! બર્મામાં પધ્ધતિ અને વ્યવસ્થાનું ધોરણ શાસનપ્રથામાં લાવનાર એ પહેલો રાજકર્તા હતો. પોતાની હયાતીમાંજ એણે પોતાના વિદેહ પાટવીના પુત્રને ગાદીનો વારસ ઠરાવ્યો હતો. એ વારસનું નામ બાજીડૉ (૧૮૧૯–૩૭)

રાજા બાજીડો ભલો, મોજીલો, હોડીઓની શરતોનો શોખીન અને મમતાળુ સ્વભાવનો હતો. પરંતુ બર્મન હોવાથી જરા જરામાં ખીજાઇ જવું એ એને સહજ હતું. અને ખીજાય ત્યારે એની ઝાંઝ એવી હતી કે હિંસક પશુને પણ શરમાવે એવા ઝનૂનનું એ પ્રદર્શન કરતો. એણે પણ ગાદીએ આવતાં કુળના રિવાજ પ્રમાણે રાજકુટુંબનો યથાશક્તિ ઘાત કરાવ્યો હતો એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. એ એનું એક પાસું. બીજું પાસું એ, કે દરેક વર્ષના જેઠ મહિનાની પુનમે આવતા બર્માના

કૃષિઉત્સવ વખતે પરાપૂર્વના રિવાજને અનુસરીને વિધિપુર સર જાતે ભોય ખેડવાની ક્રિયા કરતો

૧૮૨૩ની સાલમા બાજીડૉનુ મગજ ફર્યું અને ફરીથી એણે રાજ્ય-ધાની આવામા લાવીને નાખી. એને નાગરંગ, રંગ-નૃત્ય સંગીતના અખંડ જલસા અને દાકટેરાથી ભરેલા સનાર બોનો ઘણો ગોખ હતો. એણે લેખનસાહિત્યને સારુ ઉત્તેજન આપ્યુ હતુ.

**વળી પાછી અ-ગ્રેજોની નડતર**

પોતાના રાજાના અભિષેક પ્રસંગે હાજરી નહિ આપ્યાના અપરાધ સર બર્મનોએ મણિપુરના રાજા સામે ૧૮૧૯મા પુનઃખ્વાર ચઢાઇ કરી હતી, પરંતુ આ સમયે અંગ્રેજોની માયા ત્યા સુધી વિસ્તરી ચૂકી હતી અને મણિપુરનુ કચાર ગામ એમની પાંખ નીચે હતુ બર્મનોને એમણે મણિપુરથી આગળ વધતા અટકાવ્યા, અને રાજકુટુંબને આશ્રય આપ્યો. બર્મનોએ અપમાનભર્યો દાવાખત લખીને ૧૮૨૧મા અંગ્રેજ હદમા કદમ લબાવ્યા

**આસામ ઉપર અકથ્ય યાતના-"મ્યાનાર ઉપદ્રવ'**

બર્મનોની એ ચડાઇનુ વર્ણન કર્યું જાય તેમ નથી તેઓ ફક્ત આસામમાથી જ ૩૦,૦૦૦ મનુષ્યોને બાધી લઇ ગયા હતા લોકોમા ત્રાસ ફેલાવવા એમણે અનેક માનવીઓની જીવતા ચામડી ઉતારી, ઘણાને ઉકળતા તેલમા તળ્યા, અને ટોળેબંધ મનુષ્યોને જીવતા બાંધીને બાળી મૂકયા ઘણીવાર બર્મન "મો' (બહુરે) પોતાના કેદીઓના શરીરોમાથી માસ કાપી કાપીને તેમના દેખતા જ કાચુ ને કાચુ ખાઈ જતા આસામમા એમનો રંજાડ સાત વર્ષ સુધી ચાલ્યો. સાત વર્ષમા એ કામરુદેશને એમણે વેરાન નિર્જન કરી મુકયો વર્ષો સુધી "મ્યાનાર ઉપદ્રવ" (મ્યા = બર્મા)ના ઉચ્ચાર માત્રથી આસામમા રહતા બાળકો છાના રહી જતા છેક હજી પણ આસામનો એ "કોઈ કહે હાઉ આ યો વિકરાળ" છે. બર્મનોએ એકંદરે ૬૦ વર્ષ સુધી મણિપુરમા તો

આ ક્રમ ચલાવ્યો હતો. આ વિજયોના મદમાં છકેલા બર્મનો પોતાને દિગ્વિજયી અને ચક્રવર્તી માનતા.

**મહાબંદૂલાની વિકરાળ કીર્તિ.**

આવી ફતેહોના મદમાં મસ્ત બનીને વિચરતા, બર્મીઝ સમાજના આદર્શવીર મહાબંદૂલાએ ઇતિહાસમાં પોતાનું ખાસ સ્થાન પ્રાપ્ત કર્યું છે. બર્માની પ્રચલિત કથા વાર્તાઓ, કાવ્ય કલ્પના અને રંગભૂમિનું એ કેન્દ્ર બની રહેલો છે. એ પ્રતિભાશાળી પુરુષનો જન્મ ૧૭૮૦માં મનુઆ જીલ્લાના ડનકાયી ગામે થયો હતો. એની કીર્તિ ભીષણતાના પાયા ઉપર સ્થપાઈ છે. એનું ઘાતકીપણું વર્ણનાતીત હતું. એના નામોચ્ચારનો જ એવો ત્રાસ હતો કે ઘણાં યુદ્ધો એ વિકરાળ કીર્તિના જોરે જ જીતાઈ જતાં હતાં. " નાસ બિલાડી ઘોઘર આવ્યો ", એવો ક્રમ ઘણી વાર થતો. અત્યંત સખ્તાઈથી શિસ્ત પાળતો અને પળાવતો એ સેનાની એના સૈનિકોને મન આદર્શ નાયક હતો. એની ખરેખરી કસોટી આરાકાનમાં અંગ્રેજો સાથેના વિગ્રહમાં થઈ હતી.

**ટોપીવાળાનાંટોળાં ઉતર્યાં ! ઇ ૧૮૨૪**

તા. ૨૪–૯–૧૮૨૩ના યાદગાર દિવસે બર્મીઝ સૈન્યે અંગ્રેજોની માલેકીના ટાપુ નામે શાહપુરી ઉપર રાતના સમયે હુમલો કર્યો, અને ત્યાં રાખેલા હિંદી સીપાઈઓને કાપી નાખ્યા. આ બાબતની અંગ્રેજ સરકારે બર્માના રાજા પાસે રાવ ખાધી, પણ તેને કશી દાદ મળી નહિ, બર્માના રાજાની આ બાબતમાં એવી ગણતરી હતી, કે અંગ્રેજોએ અમારા કરતાં વધારે સલ્તનત જમાવવાની ધૃષ્ટતા કરી છે ખરી, પણ જ્યારે અમે એને રણમેદાનમાં ખેંચીને એમને પરાસ્ત કરીશું ત્યારે કલકત્તા લૂંટીશું, અને એ ધૃષ્ટતાનો બદલો કલકત્તાની લૂંટમાં વળી રહેશે. એ મીયાં શેખચલ્લીની ગણતરીમાં, એક બર્મન ચાર ગોરા માટે બસ હતો; અંગ્રેજો ગમે તેવા તોયે મામુલી વેપારી, બકાલ હતા, જ્યારે બર્મનો પાસે મહાબંદૂલા જેવો દૈવી સંપત્તિવાળો અદ્વિતીય સેનાપતિ હતો. બર્મનોના પોતાની શ્રેષ્ઠતા માટેના

અંધ, અનુભવહીન અને અજ્ઞાનજન્ય ઘમંડને લીધે ૧૮૨૪ના જાન્યુઆરી મહિનામાં બાજીડૉની બહેકેલી ફોજે આક્રમણનાં મંડાણ કર્યાં અને તેના ઉત્તરમાં દક્ષિણ બર્માના રળિયામણા કિનારે લાલ ક્રોધભર્યાં મુખવાળાં તથા ભયાનક, લાલ ડગલા પહેરેલા, કતારબદ્ધ, ડંકા નિશાન સાથે દઢ પગલે કૂચ કરતાં, એવાં "પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં" શ્રી રંગૂન બંદરે શુભસ્થાને એજ સાલના મે મહિનાના ધૂમ તાપમાં ઉતર્યાં.



## પડતીનો પ્રારંભ—પ્રથમ વિગ્રહ     પ્રકરણ ૧૫મું

**સામ્રાજ્યની પરાણે થયેલી પ્રાપ્તિ**

શાહપુરી ટાપુ ઉપરના આક્રમણે અંગ્રેજોના હાથમાં બર્માને રમાડી દીધો, એમ કહીએ તો ચાલે. બર્મનો હુમલો કરીને જાતે વાંકમાં આવ્યા, એટલે તેના પ્રતિકારની આવશ્યકતાની ઓથે બર્માને પણ ગોરી દુનિયાની શેહના વર્તુલમાં લાવવાનો માર્ગ ખુલ્લો થયો. શાહપુરમાં પડેલી પોતાની પૂંછડી અમળાતાં બ્રિટીશ સિંહ છંછેડાયો, એણે યાળ ખંખેરી, ને હુંકાર કર્યો. તે સમયના બ્રિટીશ હિંદનો વાઈસરોય લૉર્ડ એમ્હર્સ્ટ નવો સવો આવીને કલકત્તાને કિનારે ૧૮૨૬ના ઑગસ્ટની પહેલી તારીખે ઉતર્યો. અંગ્રેજ ઇતિહાસકારોની એવી દલીલ છે કે પહેલો બર્મીઝ વિગ્રહ અંગ્રેજોના ગળામાં પરાણે ભેરવાઇ ગયો હતો; અંગ્રેજોને નહોતું લડવું. પરંતુ બર્મનો બળજબરીથી તેમને રણમેદાનમાં ખેંચી લાવતા હતા, અને અંગ્રેજ સરકારને ન છૂટકે સ્વમાન કાજે લડવું પડ્યું હતું. એમને બર્મા સર કરવો પડ્યો, તે તદ્દન નામરજીથી. અઢળક સંપત્તિથી ઉભરાતા અને સોનાના કટકા જેવા દેશના માલિક બનવું પડ્યું, એ પણ જબરદસ્તીને લીધે, અને પોતાની મરજી વિરુદ્ધ હિંદનું સામ્રાજ્ય અંગ્રેજોના ગળામાં આપ મેળે જઇને ભરાઇ પડ્યું હતું, તેવું બર્માના સંબંધમાં સૌએ સમજવું!

**એ વિગ્રહોનો હિંદ પર થયેલો પ્રત્યાઘાત**

કેટલાક લેખકોનાં વર્ણનો વાંચતાં એમજ લાગે છે કે અંગ્રેજો ઉદાર, બહાદુર, ધીરગંભીર, ક્ષમાશીલ, સહનશીલ, પરમાર્થી, પરગજુ, ભોળા અને તે સાથે અજેય બળવાળા હતા, જ્યારે બર્મનો લબાડ, ડરપોક, શેખીખોર, "કમજોર ગુસ્સા બહુત," દગલબાજ, જુલમી

અને નાલાયક જીવો હતા; અને ખૂબી એ છે કે તે સમયના બર્મન લેખકોની ગણતરીમાં મામલો તેનાથી ઉલટોજ હતો ! પણ આપણે ઉભયમાંથી કોઈ પણ એકને વાર્તાના નાયક અને અન્યને વાર્તાના બદમાશનાં લક્ષણોથી નહિ નવાજતાં બંનેને બધા જનસમૂહો હોય છે તેવા સામાન્ય માનવસહજ ગુણદોષવાળા માણસો જ માની લઈને, બને તેટલી તટસ્થ દૃષ્ટિએ આ મહત્વના બનાવોની ટૂંકી નોંધ લઈશું. કારણ એ ઘટનાઓની ઘટમાળે ભારત અને બર્માના સંસ્કાર સંબંધમાં તલસ્પર્શી પરિવર્તન કર્યું હતું બલ્કે એ સંબંધોની કાયાપલટ કરી નાખી આજના કજીયાનાં બીજ એણે વાવ્યાં છે.

**આસામમાં અંગ્રેજોને માર: કલકત્તાનો ગભરાટ**

ઉપર કહ્યું તેમ, મણિપુર અને આસામને જીતીને બર્મનો મદોન્મત્ત થઇ ગયા હતા. અજબ ચાલાકી અને સાહસિકતાના જે અંગ્રેજ મિશ્રણે ભરતખંડને જેર કર્યો હતો, તેનો એમને અનુભવ નહોતો. અલૌંપ્યાની વિજય યાત્રાઓનાં સ્મરણ એમને સુરાની જેમ બહેકાવી રહ્યાં હતાં. તેથી શાહપુરીવાળી ઘટના પછી પણ એમણે ઘોંચપરોણા કરવાનું ચાલુ રાખ્યું હતું. છેવટે તારીખ પાચમી માર્ચ ૧૮૨૪ના રોજ રીતસર યુદ્ધની ઘોષણા થઈ. વિજયોન્મત્ત બર્મનો બંગાળાને ચાંચડવત ચોળી નાખવા સુસવાટાભેર નીકળી પડયા. સીલ્હટ પાસે એમણે અંગ્રેજ લશ્કરને શિકસ્ત આપી. આસામમાં પણ એમના ઝનૂને એક આખી ગોરી ટુકડીનો સંહાર કરી નાખ્યો. કલકત્તાને ગભરાટ છૂટયો. ત્યાં વસતા ગોરાઓને રાતે ઊંઘમાં મહાબંદૂલાના સ્વપ્નાં આવવા લાગ્યાં. બર્મન તરવાર એમની આંખો સામે ચમકી રહી. બર્મન ઓ આવ્યા... ઓ આવ્યા...એમ હોકારો થઇ પડયો. સરકાર ઉપર સખ્ત દબાણ થયું, અને છેવટે સર આર્ચીબાલ્ડ કેમ્પબેલની સરદારી નીચે બંગાળ અને મદ્રાસના યોધ્ધાઓની પલટણો દક્ષિણ બર્માના કિનારા તરફ તા. ૩ મે થી ૨૪ ના રોજ આંદામાન ટાપુથી મનવારોમાં રવાના થઇ. સાત દિવસ પછી, તા. ૧૦મીએ એ કાફલાએ રંગૂનની નદીમાં લંગર નાખ્યું.

પરંતુ લશ્કર કિનારે ઉતરીને જોય છે તો ત્યાં કાળો કોશીયોયે ન મળે ! એમના મનથી, કે આખો લાડવો મોઢામાં આવી ગયો. આગળ વધીને રંગૂનના લામ્ડકોટમાં પ્રવેશ કર્યો, તો ત્યાં પણ સર્વત્ર સમસમાગર,

**કીમી ડાઈનુ યુધ્ધ-અંદુક તોપની જીત**

અરેબીયન નાઈટ્સની વાર્તાઓમા જીનના ત્રાસથી નિર્જન થયેલાં નગરોનાં વર્ણન આવે છે, એવુ ! ઘરબાર, રાચરચીલા, બધુ જેમ ને તેમ પડ્યુ હતુ, પણ જીવતુ નામ નહિ ગઢના વિજેતા ઘણો સમય કોઇના આવવાની રાહ જોતા થાકયા છેવટે કંટાળીને થોડી સંપાનોમા માણસો નદીને ઉપર-વહેણ તપાસ કરવા મોકલ્યા, કે કોઇનો પત્તો લાગે છે ખરો રંગૂનથી લગભગ છ માઇલ દૂર આવેલા કીમીડાઈ નામના ગામમા એમને લશ્કરના મોર્ચા દેખાયા તરત પલગણ એ તરફ ઉપડી ખૂનખાર યુદ્ધ પછી બર્માની ફોજ ગોરાઓના તોપગોળાથી હારી છેક એ સમય સુધી બર્મન સૈન્ય દારૂ ગોળામા સમજતુ નહોતુ, અને એ પ્રકારના હથીયારો તેમની પાસે નહિ જેવા હતા જયારે આગંતુકો એ શસ્ત્રોથી પૂર્ણપણે સજ્જિત હતા તેની સામે ગમે તેટલી અગંત બહાદુરીને નશીબે પણ હાર રહેતી કીમીડાઈ પડ્યા પછી ગોરી પલગણને રંગૂનના સુમાની ભેટ થઈ, ને ત્યાં પણ એજ ઘટનાનુ પુનરાવર્તન થયુ

**ચઢાઈ ચોથી પડી ગઇ**

આ બનાવોનો અનુભવ થયા પછી દેશીઓને ગોરી સત્તાનો ખ્યાલ આવ્યો હોય એમ જણાય છે પરંતુ બર્મન જાત એમ મીન ખોસે એવી નહોતી, ને નથી એણે શિવાજીની રીત અખત્યાર કરી અચાનક છાપા મારવા, રાતના લાગ જોઇને હુમલા કરવા, એકલી અટૂલી ટુકડીઓની ખબર લઇ નાખવી, દુશ્મનને મળતા સરંજામ અને તેના બીજા વ્યવહારોમા ખલેલ પહોંચાડવી, અને હરકોઇ પ્રકારે સામે મોઢેના મોર્ચાબંધ મુકાબલાથી વેગળા રહેવુ—આ પ્રકારે એમણે પરદેશીઓની પરોણાગત આદરી અઠવાડીયા પર અઠવાડીયા વીતતા ચાલ્યા તેમા જાણે અધૂરૂ રહેતુ પૂરું કરવુ હોય તેમ મેઘરાજાની પધરામણી થઈ અને દક્ષિણ બર્માનો વરસાદ;

પછી કંઇ મણા રહે ? આંખના એકજ પલકારામાં બર્માને તાબે કરવાના મનોરથના માર્યા અંગ્રેજ સાહેબો આવ્યા હતા. લાંબા વિગ્રહ માટે તેમની કશી તૈયારી નહોતી. કપડાંલત્તાં, છાવણીનો અસબાબ, ખોરાકી સામાન, દાક્તરી સાધન, એ બધું ક્યાંથી લાવવું ? થોડા દિવસમાં રોગચાળાએ દેખા દીધી. આ બધો સમય લડાઇ ચાલુ હતી. પાંચ મહિના સુધી એમની અવળી અહદશા ચાલી.

અંગ્રેજોએ કિનારે ઉતરીને પોતાની છાવણી શ્વેડગોં પગોડાના ઢોળાવ ઉપર નાખી હતી, કેમકે ત્યાંથી માઇલો સુધી આસપાસનો પ્રદેશ જોઇ શકાતો હતો. અનેક પ્રકારે પ્રિય થઈ પડેલા એ પવિત્ર મંદિરનો વિયોગ

**હિંદી સીપાહીઓ ઝીક ઝીલે છે**

ધર્મઘેલા બર્મનો ક્યાં સુધી સહી શકે ? એમણે જૂન મહિનાની આખરમાં ધીરજ ખોઇ, ને સીધો હુમલો કર્યો. એમને લાગ્યું કે ભૂખમરા, ઉજાગરા અને દુઃખથી થાકી ગયેલા દુશ્મનોને જેર કરતાં વાર નહિ લાગે. પરંતુ મદ્રાસ અને બંગાળના રીઢા રહીશોની સહનશક્તિનો ક્યાસ એમણે નહોતો કાઢ્યો. મુઠી ચોખા અને અર્ધનગ્ન અવસ્થામાં પણ પોતાનું લડાયક ખમીર અને કર્તવ્યભાન ટકાવી રાખનાર એ ગરીબ હિંદી સીપાહીઓ શિસ્ત અને નિમકહલાલીમાં અચળ હતા. એમણે એ હુમલાની ઝીક ઝીલીને તેને પાછો વાળ્યો અને તે પણ એવી સચોટ રીતે, કે રાજાની ફોજ થાકી ગઇ. એનાં માણસો મદ્રાસી પલટણના ધસારા સામે ફોતરાંની જેમ ઉડી ગયાં. ઉપરાછાપરી ત્રણ વાર રાજાએ પોતાના ચુનંદા લડવૈયાને આગળ કર્યા, પણ મરણીઆ મદ્રાસી સીપાઇઓએ એમના હાથ ભોંય પાડ્યા.

આ પ્રમાણે બર્માને જીતવા માટે પહેલી જ વાર અંગ્રેજ સરકાર મદ્રાસ અને બંગાળથી હજારો હિંદીઓને સિપાહી રૂપે ત્યાં લઇ ગઈ. સંજોગવશાત, તેમાંના ઘણાખરાને ત્યાંજ રહી જવું પડ્યું. હિંદીઓને પોતાની મરજી વિરુધ્ધ આવા દુશ્મનદાવાના નાતાથી

**સંસ્કારસબંધોના પરિવર્તનની નેખાચેલી જડ**

બર્મામાં વસવાટ કરવા વારો આવ્યો. તેથી બર્મા સાથેના ભારતીયોના

સંબંધમાં પરિવર્તન એ થયું કે તેણે સંસ્કાર અને સંસ્કૃતિના ક્ષેત્રમાંથી ખસીને નરી વ્યાપારી ઢબની આર્થિક હરિફાઈ, રાજતંત્રના સંચાલન, હકુમત ઇ. ના જોખમી ક્ષેત્રોમાં પ્રવેશ કર્યો—અને તે પણ વિજેતાઓના હથીયાર તરીકે. એક શતાબ્દિને અંતે બર્મામાં જે હિંદવિરોધી ઉશ્કેરણીનો ઉગ્ર જુવાળ ઉભરાયો, તેનાં મૂળ તરીકે આમ પ્રથમ બર્માંઝ વિગ્રહ નોંધ ગ્રોગ્ય છે. આ વિગ્રહ દરમ્યાન જ ઇરાવદીમાં ઉપર વહેણુ જવા માટે સરકારે હિંદથી લગભગ એક હજાર સુથાર લુહાર તથા બીજા કારીગરોને તેડી મંગાવ્યા, અને કામ થઈ ગયું એટલે ત્યાંજ છોડી દીધા હતા. અને તે પછી પોતાના કારકુન, નોકર, મજુર ઇત્યાદિ તરીકે બીજા હજારો ભારતીઓની આયાત કરી. લગભગ બે વર્ષ સુધી લંબાયેલા આ પહેલા વિગ્રહના આખા ગાળા દરમ્યાન આ ભરતી ચાલુ રહી.

પોતાની રામકહાણી અંગ્રેજ સેનાપતિએ કલકતે પહોંચાડી હતી.

**મહાબંદૂલા અને છેલ્લોર સંગ્રામ**

આખો જળતરબોળ ઑગસ્ટ મહિનો અંગ્રેજોની છાવણી ઉપર હુમલા ચાલ્યા. તેમાં ફાવટ નહિ આવવાથી બર્મનોએ ખીજાઈને ઉત્તરમાંથી પોતાના સુભટશિરોમણિ મહાબંદૂલાને તેડાવી મંગાવ્યો. આસામ અને સીલ્હટમાં એજ ગોરાઓને છક્કડ ખવડાવનાર એ સીપેહસાલાર હતો. બંદૂલા ધરતી ધમધમાવતો ધસી આવ્યો. દક્ષિણમાં બર્માંઝ ચાણું દનુબ્યુ ગામે હતું. ઇરાવદીને તીરે એ વસેલું છે. રંગુનના ગજગ્રાહ દરમ્યાન અંગ્રેજ સૈન્ય બેસી રહ્યું નહોતું. અન્યત્ર એમણે યુદ્ધો ખેલ્યાં હતાં અને ટેવોય, મરગ્વી તથા ટેનાસરીમના જીલ્લા સર કર્યા હતા. હિંદથી બોલાવી મંગાવેલા કારીગરોએ રાતોરાત મોટાં નાવ બનાવી આપ્યાં અને પાંચ પાંચ મહિના સુધી રૂંધાઇ પડેલા પરદેશીઓને ઇરાવદીની અવર જવર સહેલી થઈ પડી. છેક ડીસેંબર મહિનાની પહેલી તારીખે મહાબંદૂલા અડધા લાખ મરજીવા યોધ્ધાને લઇને હિંદથી આવેલી પલટણો ઉપર તુટી પડ્યો. એમ કહેવાય છે કે સાત દિવસ અને સાત રાત ઘોર સંગ્રામ ચાલ્યો. છેવટે ફરીથી શિસ્ત, દારૂગોળા, સહનશક્તિ અને હિંદી ટુકડીઓનાં

કેસરીયાંનો વિજય થયો. પરંતુ બંડૂલા બીજા સેનાપતિઓ જેવો નહોતો. એણે વિસ્મયકારક કુનેહ અને ચતુરાઇથી ફરીથી વ્યૂહ રચ્યા. એની આવડત જોઇને અંગ્રેજ સેનાપતિ આર્ચીબ પોકારી ઉઠ્યો. પણ દરમ્યાન હિંદી સૈન્યને તાજી કુમક મળી હતી. તેમનાં સાધન સરંજામ પહેલાં કરતાં ઘણાં વધી ગયાં હતાં. એમણે ફરીથી બંડૂલાને પાછો હઠાવ્યો. એજ વખતે કલકત્તેથી આવેલી વરાળથી ચાલતી મનવારે નદીમાં પ્રવેશીને બર્મીઝ કાફલા ઉપર હુમલો કર્યો. વરાળથી ચાલતાં જહાજ બર્મનોએ કદી દીઠાં ન હોતાં. વગર હલેસાંએ માર્ગ કાપતા આ જળરાક્ષસને જોઇને જ એમનાં હાંજાં ગગડી ગયાં, અને નદીમાં પડતું મૂકીને એમાંના ઘણાખરા નાશ પામ્યા.

**અંગ્રેજોના પદ્ધતિ-પુરઃસર આગેકદમ**

આ વિજયો પછી અંગ્રેજોએ પૌર્વાત્ય વિજેતાઓની જેમ લૂંટ અને બહુ બહુ તો સંહાર કરીને દેશને પોતાના નશીબ ઉપર છોડીને ચાલી ન જતાં પોતાના સ્વભાવ પ્રમાણે ત્યાં ધામા નાખ્યા. એમણે પોતાના લશ્કરના બે ભાગ પાડ્યા. એક જમીન વાટે અને બીજો ઇરાવદીના પ્રવાહ વાટે; એમ ઉપરવાટ ઉપડ્યા. બંને દળનો ઇરાદો દનુબ્યુ તોડવાનો હતો, પણ નદીવાળી પલટણ ત્યાં પહેલી પહોંચી. રસ્તામાં મળેલા નાના મોટા વિજયોથી જરા બેફામ થયેલા તેના સેનાપતિ જનરલ કૉટને દનુબ્યુના ગઢને ઘેર્યો; પણ બંડૂલા તેની અંદર હતો. એણે મહેમાનોની વસમી પરોણાગત કરી, અને એમને પાછા પોતાની હોડીઓમાં ચઢી જવાની ફરજ પાડી. છેક ૨૫મી માર્ચ (૧૮૨૫) ના દિવસે ખુશ્કી માર્ગે નીકળેલી સેના આવી પહોંચી. બંનેએ મળીને કોટ ઉપર તોપો માંડી. એક ગોળો કર્મસંજોગે મહાબંડૂલાને વાગ્યો, અને એ પરાક્રમી યોદ્ધો ખપી ગયો. વહેમનાં પૂતળાં જેવા બર્મનોએ આ ઘટનામાં અપશુકન દીઠા, અને રાતોરાત ગઢ છોડીને તેમણે પલાયન કર્યું. બંદુકના એક પણ બાર વગર દનુબ્યુનો ચોર્ચો અંગ્રેજોને હાથ પડ્યો. બસ; ત્યારથી બર્માના રાજાની પનોતી બેઠી.

અંગ્રેજોએ આગળ વધીને પ્રોમ સર કર્યું. ત્યા રાજાએ મોકલેલા સુલેહના સંદેશવાહકો એમને મળ્યા અંગ્રેજો કહે છે

**પ્રોમનુ પતન**

કે બર્મનોએ સુલેહની વિષ્ટિના અંધારપીછોડા નીચે લશ્કર ભેગુ કરવાની પેરવી કરી હતી, અને બર્મનો કહે છે કે ગોરાઓએ એમને દાદ દીધી નહિ ગમે તે કારણે પણ વિજયયાત્રા ચાલુ રહી પ્રોમ પડ્યુ, અને ત્યાથી અંગ્રેજોને મનગમ ધન-ધાન્યની પ્રાપ્તિ થઇ પ્રોમની બાદશાહી મળી, પરંતુ વાટીગુન આગળ એમને માર ખાવો પડ્યો હતો ૧૮૨૫ના ડીસેબરમા બાજુલાએ પ્રોમને ઘેર્યુ. પણ સર આર્ચીબાલ્ડ કેમ્પબેલે નદી વાટે આવી પહોંચેલા કાફલાની મદદથી એનો સંપૂર્ણ પરાજય કર્યો આ ઘેરામા ત્રણ બર્મીઝ યુવતિઓએ દર્શાવેલા પરાક્રમે પરદેશીઓને પણ મુગ્ધ કર્યા હતા એ ત્રણમાની બે રમણીઓ લડતા લડતા રણમા જ પડી હતી

આ બનાવ પછી મજલદડમજલ કરતી સેના બર્મામાં ઉપરવાટ આગળ ધપતી રહી. માલાઈ કસ્બા આગળ ફરીથી

**૨૪-૨-૨૬ ના યાંદા-બુના કરાર કેમ થયા**

સુલેહનુ કહેણ લઇને રાજાના કાસદો આવ્યા અને ૧૮૨૬ની સાલના બેસતા વર્ષની મુબારક સવારે વિષ્ટિનો પ્રારંભ થયો બ્રિટીશ સેનાપતિએ માગણી કરી કે બર્મા અંગ્રેજ સરકારને યુદ્ધદંડના એક કરોડ રૂપીઆ આપે, આરાકાન જીલ્લો સોંપી દે, અને બીજો પણ અમુક પ્રદેશ એમની હુકમત નીચે મૂકે. સંતોષ-કારક ઉત્તર મળવામા વિલંબ થતાં સર આર્ચીબાલ્ડે માલાઈ ઉપર ચઢાઈ કરી (તા ૧૯-૧-૧૮૨૬), અને ત્યાંથી પાટનગર આવા તરફ હંકાર્યા એમને તો નદીને વહેણે જ ચાલ્યા જવાનુ હતુ બર્માપતિએ વધાદાર પ્રજાને છેલ્લી હાકલ દીધી, કે તમારા રાજાને બચાવો પ્રજાજનોએ પણ હામ ભીડીને લુંટારાખોરોને આતર્યા, પણ એ હારનો માર ખાઇ ગયા. પ્રારબ્ધના ચક્ર જેવા અનિવાર્ય આક્રમણના વેગનો અવરોધ અશક્ય થઇ ગયો, અને છેવટે તા ૨૪-૨-૨૬ના ચિરસ્મરણીય દિવસે યાદાબુના પ્રસિદ્ધ કરાર થયા રાજાએ તેમાં ગોરાઓની માગણીને માથે ચઢવી

એ સંધીએ અંગ્રેજ સરકારને આસામ, કચાર, આરાકાન, માર્ગાબાન, ટેવાઇ અને ટેનાસરીમના જીલ્લા મેળવી આપ્યા. બર્માનો નકશો જોતા જણાઇ આવશે કે આ પ્રદેશો મેળવીને અંગ્રેજોએ બર્માને કેવો ચોતરફથી ઘેરી લીધો તેની જીવનદોરી સમા સમુદ્રકિનારા બધા હાથ કર્યા, અને એવો વ્યૂહ બાધ્યો કે જેના કોઇ અભિમન્યુ પણ ન તોડી શકે. વળી એ જમીનો કાચા સોના જેવી હતી

**રાજતંત્રનું પોલાદી ચોકઠું ગોઠવાયુ**

અને મુલક મળ્યો, એટલે અલબત્ત, હિંદની જેમ ત્યાં પણ, અંગ્રેજ સરકારે રાજતંત્રના પોલાદી ચોકઠા બાધ્યા રાજવહિવટના કામ માટે જોઇતા હિંદી કારકુનો કારીગરો, મજૂરો અને વેપારીઓની ભરતીને એમણે પ્રત્યક્ષ તેમજ પરોક્ષ રીતે અનેક પ્રલોભનો વડે આકર્ષી.

રાજા બાજીડૉને આ સંધીથી થોડો સમય શ્વાસ ખાવા મળ્યો. પરંતુ બર્માની પરાધીનતાનુ એ પહેલુ પગથિયુ હતુ યાદાબુની સંધીમા એક કલમ એવી હતી કે બર્મા દરબારે પોતાને ત્યા એક અંગ્રેજ વજીરની નીમણુક કરવી આવી રીતે બર્માના દેહમા તાબેદારીની ક્ષયરે પ્રવેશ કર્યો

આ લડાઇના ખર્ચનો લગભગ એક કરોડ પૌંડનો બોજો હિંદની તિજોરી ઉપર ચઢાવવામા આવ્યો, ને બર્મા પાસેથી ૬૬ લેખે એક કરોડ રૂપીયા તેમા જમા થયા આ વિગ્રહમાથી હિંદને ત્રણ "ફાયદા" થયા (૧) એક કરોડની કર્જદારી, (૨) બર્માને કાયમની પરાધીનતામા ધકેલવાના કામમા કુહાડાના હાથા બનવાનો "યશ", (૩) અંગ્રેજો માટે નવી અને અત્યંત ફાયદાકારક સલ્તનત મેળવી આપ્યાનો તથા તેમને અજેયતાની કીર્તિ અપાવ્યાનો "સંતોષ"।

**હિંદને થયેલા "ફાયદા"**

આ વિગ્રહે અંગ્રેજ સરકારને ન્યાલ કરી નાખી મ્હીએ તો ખોટું નથી તેમની દિગ્વિજયીપણાની પ્રતિષ્ટા જામી બર્મા દરબારમા રેસીડન્ટ રાખ્યાનો એને યશ મળ્યો, અને અત્યંત રસાળ પ્રદેશો લાધ્યા આ બધી ગોઠવણો અંગ્રેજ સરકારને ભવિષ્યના વિજય માટે ઉતારેલા વીમા જેવી હિતકારક નીવડી.

---

ખાતર સરકારને છેવટે થારાવાડી સામે યુદ્ધ જાહેર કરવું પડયું. બર્માના રાજકર્મચારીઓએ બે બ્રિટીશ આગબોટોના કેપ્ટનોને સતાવ્યાનો ઉલ્લેખ પણ ઇતિહાસમાં છે.

**રંગૂનના હિંદીઓને 'બ્રિટિશ સંરક્ષણ'ની પહેલી જરૂર**

હિંદના ગવર્નર જનરલ લૉર્ડ ડલહાઉસીએ એક કાફલો રંગૂન બંદર તરફ રવાના કર્યો. સત્તાવાળાઓ સાથે કેટલીક વાટાઘાટ થયા પછી અંગ્રેજ અધિકારીએ રંગૂનના બધા બ્રિટિશ વેપારીઓને બ્રિટિશ સ્ટીમરો ઉપર ચઢી જવાની ચેતવણી આપી રંગૂનમાં તે સમયે વેપાર કરતા સેંકડો હિંદુસ્તાનીઓ, મોગલો, ગોવાનીઝ, અંગ્રેજો વગેરેના ટોળા ગાસડાંપોટલા બાંધીને સંપાનો ભરી ભરીને આગબોટો તરફ નીકળી પડ્યા. એમની ભીડ એવી સખ્ત હતી કે નદીમાં એમનાં સંપાનોની ગિર્દી થઇ ગઇ, અને જે રહી ગયા તે બર્મનોના હાથમાં કેદી થઇ પડયા. આ રીતે પ્રથમ વાર બર્મામાં હિંદી વેપારીઓને પોતાની સલામતી માટે પરદેશીઓનું શરણ શોધવાનો અર્થસૂચક પ્રસંગ આવ્યો.

અંગ્રેજ કાફલાએ એક બર્મીઝ સરકારી વહાણ હાથ કર્યું, અને અનવારો સિવાયના બધાં જહાજોને લઇને તા. ૮–૧–૧૮૫૨ના રોજ બંગાળના સમદ્ર તરફ અંગ્રેજ નૌકાધિપતિ હંકારી ગયો. એનું નામ હતું કોમોડોર લૅમ્બર્ટ. લૅમ્બર્ટ બહુ કડક અમલદાર હતો. તા. ૧૦મીએ એણે જાહેરાત કરી કે રંગુન, બસીન અને સાલ્વીન નદીનાં મુખ અંગ્રેજ સરકારના હુકમથી બંધ કરવામાં આવ્યા છે; અને ત્યારથી રીતસર યુદ્ધ મંડાયું. બર્મીઝ લોકોએ કાફલાને રોકવા નદીમાં લાકડાની આડો બાંધી હતી. લૅમ્બર્ટે તેને તોડી નાખીને બર્મીઝ નૌકાઓની ઘણી ખુવારી કરી, અને સહિસલામત કલકત્તા પહોંચી ગયો.

**પુનઃ આક્રમણ: ૧ પલટણનો**

દરમ્યાન હિંદના ગવર્નર જનરલને બાતમી મળી કે થારાવાડી આરાકાન ઇલ્લા ઉપર હુમલો કરવાનો ઇરાદો રાખે છે તેણે તરત મેજર જનરલ ગૉડવીનને એનો પ્રતિકાર કરવાનું કામ સોંપ્યું. ગૉડવીને બંગાળી અને મદ્રાસી પલટણોમાંથી આઠ હજાર સિપાહીઓ પસંદ કર્યા. તરી માર્ગે આક્રમણ માટે એણે મુંબઇથી હિંદી

ખલાસીઓવાળો કાફલો બોલાવ્યો. આ પ્રસંગે બંગાળની પલટણે બર્મામાં લડવા જવાની આનાકાની કરી. તેમની સામે શિસ્તાનાં સખ્ત પગલાં લેવાયાં અને તેમને બદલે શીખ સિપાહીઓને ઉભા કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૫૨ની ૫ મી એપ્રીલે એ પલટણ રંગૂન પહોંચી, અને ત્યાંથી માર્ટબાન જઇ, એ સ્થળને સર કરીને તા. ૮મીએ પાછી ફરી. પહેલા વિગ્રહે બર્મામાં બંગાળી અને મદ્રાસીઓની મુખ્યત્વે ભરતી કરી અને આ વિગ્રહે પંજાબી તત્ત્વ તેમાં ઉમેરવાનું કામ કર્યું.

**બીજો વિગ્રહ–૧૮૫૨ રંગૂન ભસ્મસાત**

શીખ પલટણ પાછી ફરે તે દરમ્યાન બર્મનોએ રંગૂનમાં લશ્કર કોટ અને ખાઈઓના વ્યૂહ બાંધ્યા હતા. પરંતુ મનવારોના તોપમારાએ તેના ધૂર્જા ઉરાડી દીધા. તા. ૧૨મીએ લશ્કર કિનારે ઉતર્યું. બર્મનોએ તેમનો હિંમતથી અવરોધ કર્યો પણ એમને લલાટે પરાજય લખાયેલો હતો. રંગૂનનો કોટ પડયો. પરંતુ ગૉડવીનને આ વિજય બહુ ભારે થઇ પડયો, કેમકે તેમાં એના સૈન્યની એવી સખ્ત ખુવારી થઇ કે કુમક આવે નહિ ત્યાં સુધી તેનાથી એક ડગ પણ આગળ ભરાય તેમ નહોતું દરમ્યાન રંગૂન નદીમાં ફરતી મનવારોની તોપો શહેરનો ખુર્દો કરતી હતી. તેમનો ખાસ મારો શ્વેડગોં પગોડાની ઉપર હતો. બે દિવસમાં શહેરના ભુક્કા ઉડી ગયા, અને બાકી હતું તે આગે પૂરું કર્યું. તા. ૧૪મીએ અંગ્રેજ સરકારના લશ્કરે પગોડાના ગઢ ઉપર ધસારો કર્યો. બર્મન ફોજના રહ્યા સહ્યા અવશેષ એ મંદિરના વિશાળ ચોગાનમાં એકત્ર થયા હતા. હુમલાખોરોની તોપબાજીનો એમણે હિંમતથી ઉત્તર વાળ્યો એમની દૃઢતા એવી અડગ હતી કે તેમના ઉપર સીધું આક્રમણ કરવાનો વિચાર ગોરા સેનાપતિએ માંડી જ વાળ્યો, અને છેવટે કૅપ્ટન લૅટરની સલાહ લઇને ચકરાવો ખાઇને પગોડાના પૂર્વાભિમુખ સિંહદ્વાર વાટે બે ટુકડીઓ અંદર ઘુસી, અને તેનાં પગથીયાંની લાંબી હાર ઉપર સર્પાકારે ઉપર ધસી. તેમની બૅગ્નેટોનો મુકાબલો બર્મનોથી થઇ શકે એમ નહોતું. સાચા શરાતનની આબીની

આપીને તેમનામાંના ઘણાખરા પવિત્ર "ફ્યા" ના ચરણ આગળ મરણ પામીને संघं शरणं गच्छामि, बुद्धं शरणं गच्छामि કરી ગયા.

**ભસ્મમાંથી નવા રંગૂનનો પ્રાદુર્ભાવ-હિંદીઓનો ફાળો**

એમનામાંના ઘણા ફીમીંડાઈ તથા નદી વાટે બીજાં ગામો તરફ નાસી છૂટયા. હિંદથી હિંદી સીપાહીઓની પલટણો આવવા લાગી, ને રંગૂનમાં એમનો મોર્ચો જામ્યો. ગોઠવીને રંગૂનની ફરી પણ રોક ટોક વગર નગરરચના કરી, અને રંગૂન શહેર તથા તેની બંદરગાહની આજની રોનકનો પધ્ધતિસર પ્રારંભ થયો. હજારો હિંદી વેપારીઓ, શરાફો, કારીગરો, કારકુનો, મજુરો, સીપાહીઓ અને અન્ય પ્રકારના વસાહતીઓને ત્યાં ભેગા કરવામાં આવ્યા અને કૅપ્ટન લૅટરે રંગૂનમાં ન્યાયની અદાલત માંડી, અને ત્યાં લશ્કરી ઢબે ઇન્સાફ તોળવા માંડયો.

**ગવર્નર જનરલનું આગમન**

૧૮૫૨ના જ જુલાઇ માસમાં પ્રોમ સર થયું. તે પછી તરત ગવર્નર જનરલ લૉર્ડ ડલહાઉસી રંગૂન આવ્યો. વેપાર માટે રંગૂનની અસાધારણ અનુકૂળતા ચકોર અંગ્રેજ આંખો તરત પરખી ગઈ. ગવર્નર જનરલ આખો જુલાઇ મહિનો રંગૂન રહ્યો, અને એણે પુરવાર કરી આપ્યું કે રંગૂનમાં હવે રીતસર રાજશાસનની સ્થાપના થઈ છે.

દરમ્યાન નદી વાટે ફરતા કાફલાએ પ્રોમ, માર્ટાબાન, બસીન વગેરે મહત્વનાં સ્થળો હાથ કર્યાં હતાં. ખુશ્કી રસ્તે પીગુનગર પણ પડયું હતું. ૧૮૫૩માં પીગુને ખાલસા કરીને રીતસર બ્રિટિશ હકુમત નીચે મૂકવામાં આવ્યું.

**પગાન, ૧૮૪૬-૫૩ વિચિત્ર અંત**

આ સમયે થારાવાડીનો પુત્ર નામે પગાન રાજગાદીએ હતો (૧૮૪૬–૫૩). પગાન પછી તેનો ભાઇ મીન્ડોમીન ગાદીએ આવ્યો. એણે અંગ્રેજ સરકારને સુલેહના સંદેશા મોકલ્યા. આ વખતે અંગ્રેજો પણ જુસ્સામાં ને જુસ્સામાં પોતના ગજા બહાર આગળ વધી ગયા, અને

છછુંદર ગળી બેઠેલા સર્પ જેવી તેમની સ્થિતિ થઇ હતી. તેમના સદ્ભાગ્યે આ વિષ્ટિનાં કહેણુ આવ્યાં ને તેમનો હાથ ઉપર રહ્યો. બ્રિટિશ હદ આ રીતે ટૅાગૂથી પણુ થોડે દૂર ઉત્તરમાં બંધાઇ ગઇ હતી.

લૅાર્ડ ડલહૌસીએ તા. ૨૦મી ડીસેમ્બર ૧૮૫૨ના રોજ ઢંઢેરો બહાર પાડયો, અને લડાઈનો અંત જાહેર કર્યો. એક તરફથી મન્ડો મીન સાથેના સંદેશા ભાગી પડયા હતા અને સંધી થવા પામી નહોતી, છતાં યુધ્ધનો આવી રીતે અંત આવ્યો. નેપોલીઅને વર્ણવેલી "વાણીયા જાતે" આ રીતે પીગુ હાથ કરીને બંગાળી ઉપસાગરનો આખો કિનારો કબજામાં લઈ લીધો, અને રંગૂન બંદર રૂપી સોનાના ઇંડા મુકનારી મરઘી મેળવી.

આ વિગ્રહના થોડા સમય પહેલા જ થારાવાડીએ રંગૂન જઇને શ્વેડગોનને ફરતો કોટ બંધાવ્યો હતો, અને એ મંદિરના ચોગાનમા ઉભો કરેલો આજે જોવામાં આવતો પ્રચંડ ઘંટ "મહાગંડા" ઢળાવ્યો હતો. થારાવાડી પણુ એના ભાઇ બાજીડૉની જેમ ગાડો થઇ ગયો હતો. એના પુત્ર પગાને બે મુસલમાન મંત્રીઓની ઉશ્કેરણીથી બે વર્ષમા છ હજાર મનુષ્યોનો સંહાર કરાવ્યો હતો એમ કહેવાય છે. ૧૮૫૨ વાળા વિગ્રહનાં મૂળ પણુ એનાં કૃત્યોમા હતા એવું મનાય છે.

**મીંડોન ૧૮૫૩-૭૮. ધર્મચર્ચા અને સત્કાર્યો**

પગાનને ઉઠાડીને એનો ભાઇ રાજા મીન્ડોન ગાદીએ આવ્યો. (૧૮૫૩-૧૮૭૮) એને રક્તપાતનો અત્યંત અણગમો હતો. ગુનેહગારો કે બંડખોરોનો પણુ એ વધ થવા દેતો નહિ. બર્માની તવારિખમાં આ પ્રકાર પ્રથમ વાર જ જોવામા આવે છે. મીંડોનને વિદ્વત્તાનો ઘણો શોખ હતો. એણે ખ્રીસ્તી પ્રચારકેન્દ્રો-મીશનને પણુ કેટલોક સમય સારૂં ઉત્તેજન આપ્યું હતું, અને અમેરિકન બૅપ્ટિસ્ટ પંથના પાદરી બીશપ બિગેન્ડેટ તથા ડૉ. માર્કસ તેની પાસેથી ઘણો લાભ ખાટયા હતા.

જેમ હિંદુ ધર્મ અને બૌદ્ધ પંથે બર્મામાં કેવી રીતે પ્રવેશ કર્યો તેનો કંઇક ખ્યાલ આપણે પાછલાં પાનામાં મેળવી ગયા, તેમ ખ્રિસ્તી ધર્મે પણુ એ

દેશમાં કેવી રીતે પગ જમાવ્યો એ જાણવું પણ રસપ્રદ થઇ પડશે. મીશનરીઓને આશ્રય અને સ્થાન મળ્યું તે મીંડીં રાજાને આભારી છે. ૧૯૩૨ની સાલના માર્ચ મહિનામાં રંગૂનમાં ક્યાપોન વિભાગના ડેપ્યુટી કમીશનર મી. ડબ્લ્યુ. એલ. બૅરેટોએ ધર્મોપદેશક અને શિક્ષણપ્રચારક ડૉ. જે. ઈ. માર્ક્સની બર્મામાં ૪૦ વર્ષની પ્રવૃત્તિઓ ઉપર A King's Saya-રાજ શિક્ષક—ની સંજ્ઞાવાળા લેખમાં કેટલુંક અજવાળું પાડયું હતું. તેમાંનું નીચેનું અવતરણ આ ખ્રિસ્તી પાદરીઓની પ્રારંભની પ્રવૃત્તિ સંબંધી સૂચક માહિતી આપણને આપે છે. માંડલેમાં ડૉ. માર્ક્સને રાજાની અવિધિસરની મુલાકાતનું ૧૮૬૮ ના ઑક્ટોબરમાં માન મળ્યું, એ પ્રસંગ હતો. રાજમહે પહોંચીને શુભ્ર હાથીનું દર્શન કરીને પાદરી આગળ ચાલ્યો:

"ધર્માચાર્ય તરીકે એક છોકરા પાસે એને માથે મોટો પંખો ધરાવવાનો અધિકાર એને આપવામાં આવ્યો હતો. મંડળી મ્યે-ના-ડૉ (દીવાનખાના) નાં પગથીયે ચઢી, પરંતુ ચઢતા પહેલાં પગરખાં નીચે કાઢી મૂક્યાં. દીવાનખાનાનો શણગાર અત્યંત સુંદર હતો. વિશાળ કદના સાગના સ્તંભોને સોના તથા લાલ રંગથી ખાપી દીપેલા હતા. ફ્રાન્સથી આણેલા મોટા મોટા અરીસાથી ભીંતો આચ્છાદિત હતી, અને ભોંય ઉપર મનોહર ગાલીચા બીછાવેલા હતા. લાંબા ઝભ્ભાવાળા રાજમંત્રીઓએ અંગ્રેજ પાદરીનાં સ્વાગત કર્યાં. ત્યાં ધીમેથી કોઇ બોલ્યું: મહારાજ પધારે છે. બધાં ઘુંટણ અને કોણીને ટેકે નીચાં પડીને હારબંધ ગોઠવાઇ ગયાં. અંગ્રેજ પાદરીને આગલી હારના એક ખૂણામાં સ્થાન મળ્યું હતું, અને ત્યાં પોતાના પગ દેખાય નહિ એવી રીતે બેસવાનો એ પ્રયત્ન કરતો હતો. રાજાએ પ્રવેશ કર્યો એટલે સમગ્ર મંડળીએ શીષ ઢાળી દીધાં. અંગ્રેજ પાદરીએ રાજાને આવતા દીઠા. એ કહે છે કે રાજા ઉંચો અને પ્રભાવશાળી હતો. લાલ કપડે ઢાંકેલા સિંહાસને એ બેઠો.

" પછી મીંડીંએ આશ્ચર્યમુગ્ધ આંખે માંડીને દરબારને નીરખ્યો. અંગ્રેજ પાદરી અને એના શિષ્યો ઉપર દૃષ્ટિ પડતાં છડીદારે કહ્યું કે મહા-

રાજની આજ્ઞાનુસાર અંગ્રેજ પાદરી મંડળી સહિત રંગૂનથી આવેલા છે, મહારાજને સુવર્ણચરણે મસ્તક ઢાળ્યાં છે, અને મહારાજની આજ્ઞા માટે ઉત્સુક છે. રાજાએ કહ્યું કે પાદરીની જે ઇચ્છા હોય તે કહ્યા પહેલાં પૂરી ચર્ચેલી સમજવી છતાં એ જે કહેવા માગતા હોય તે કહે. પાદરીએ અરજ ગુજારી કે (૧) પાટનગરમાં તેમજ દેશમાં ખ્રિસ્તી ધર્મપ્રચારક તરીકે પ્રવૃત્તિ કરવાની, (૨) ઈંગ્લૅન્ડના રાજધર્મ અનુસાર ધર્માચરણ માટે માંડલેમાં ખ્રિસ્તી દેવળ બાંધવાની, (૩) અંગ્રેજોના કબ્રસ્તાન માટે થોડી જમીન મેળવવાની તથા (૪) મહારાજની સહાયથી, બર્મીઝ કુમારો માટે ખ્રિસ્તી વિદ્યાલય બાંધવાની પરવાનગી મળે.

" રાજાએ કહ્યું કે મારા રાજ્યમાં ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવાની પાદરીને પૂરી છૂટ છે. અને તે સાંભળવા અગર ખ્રિસ્તી ધર્મ અંગિકાર કર્યા બદલ પણ કોઇને સતામણી કરવા દેવામા નહિ આવે. એક હજાર છોકરાના વસતિગૃહવાળું વિદ્યાલય રાજાને ખર્ચે બંધાશે તથા નીભાવાશે, તેની રચના બર્મીઝ ઘાટઘુટે થશે પરંતુ પાદરીની જરૂરત પ્રમાણે તેમાં ફેરફાર કરી શકાશે. રાજાએ પૂછ્યુ કે પાદરી મારા કુંવરોને શિક્ષણ આપશે? પાદરીએ ખુશીથી હા પાડી, અને ૧૨ થી ૧૪ સુધીની વયના કુંવરોને શીખવવા તૈયારી બતાવી. એ વયના કુંવરોને બોલાવતા નવ આવ્યા.

" કોઇ બૌદ્ધ જુવાનીયો ખ્રિસ્તી બની જાય એવી મીંડોંની ખાસ ઇચ્છા નહોતી ( ડૉ. માર્કસે સ્થાપેલી ) સેન્ટ જોન્સ એસ. પી. જી. કૉલેજના જે વિદ્યાર્થીઓ તેની સાથે આવ્યા હતા તેમને રાજાએ સલાહ આપી કે તમારા પૂર્વજોનો ધર્મ ભૂલશો નહિ. છોકરાઓ તરફથી પાદરીએ તરત ઉત્તર આપ્યો કે ખ્રિસ્તી ધર્મ સર્વ શકિતમાન (કૃપા) નું પૂજન તેના કાયદાકાનૂનો(તયા)નું પાલન અને ધર્મગુરુઓ પાસેથી જ્ઞાન સંપાદન (સંઘા) શીખવે છે. રાજાએ કહ્યું કે મને ખ્રિસ્તી ધર્મનો દુશ્મન લેખશો નહિ. જો એમ હોત તો હું તમને અહિં શહેરમાં બોલાવત જ નહિ. બર્મીઝ લોકોને તમે ભણાવો, અને પછી એમને ખ્રિસ્તી ધર્મ

અંગિકાર કરવો હોય, તો તેમ કરવાની મારા તરફથી છૂટ છે. મારા પોતાના કુંવરો અંગ્રેજ પાદરીના શિક્ષણને લીધે ખ્રિસ્તી થવા માગે, તો જરા પણ ગુસ્સે થયા વિના હું તેમને થવા દઉં.

" કલાવું ( રાજકર્મચારી ) એ કહ્યું કે રવિવારે દેવળમાં મહારાજ તથા રાજકુટુંબના સુખ સંપત્તિ અને દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના કરતા મેં પાદરીને સાંભળ્યા છે. પાદરીએ એ પ્રાર્થનાની બર્મીઝ ભાષામાં લખેલી નકલ રાજાને આદર કરી. રાજા તેમાંનો કેટલોક ભાગ મોટેથી વાંચીને રાજી થયા.

" એક વખત રાજમંત્રીઓના ભરચક દરબારમાં પ્રસંગ પડતાં રાજાએ પૂછ્યું કે બે પાદરીઓ બીશપ બિગૅન્ડેટ અને રેવ. જે. ઇ માર્ક્સ વચ્ચે ફરક શું છે. જરા ખંચાઇને બિગૅન્ડેટે ઉત્તર આપ્યો કે અંગ્રેજ પાદરીથી લગ્ન થઇ શકે, પણ મારાથી પરણાય નહિ. રાજાએ હમીને કહ્યું કે " બસ, એટલું જ? એટલા માટે તમારે ધર્માચરણ કરવા બે દેવળો જોઇએ છે ? અંગ્રેજ પાદરી તરફ ફરીને રાજાએ પૂછ્યું : " તમે કેમ પરણ્યા નથી?" અંગ્રેજે ઉત્તર આપ્યો : " કેમકે મહારાજ, કોઇ બાનુએ મારું માગું કર્યું નથી." બધાને હસવું આવ્યું. સાથે રાજા પણ હસ્યો. રાજાએ કહ્યું : " તો મારી કુંવરીઓમાંથી એકાદને પરણવા શું વાંધો ?" અંગ્રેજ પાદરી છોભીલો પડ્યો, અને છેવટે એણે કબુલ કર્યું કે મહારાજની કૃપાનો અવધિ નથી, પણ મારે વાંઢા રહ્યા વિના ચાલે એમ નથી !"

રાજાએ ૧૮૭૧ મા માડલેમાં ૨૪૦૦ સાધુઓની વિરાટ પરિષદ બોલાવીને ધર્મચર્ચા કરાવી હતી. માત્ર શાસ્ત્રોના વાચનમાં જ પાંચ માસ વીત્યા. ધર્મપુસ્તકોની તારવણી કરાવીને એણે ૭૨૯ શિલાલેખો તૈયાર કરાવ્યા. એ સંગ્રહ એણે કુથોડૉ ( પુણ્ય સંગ્રહ ) પગોડામાં પધરાવ્યા. એને બૌદ્ધોની પાંચમી પરિષદ કહે છે. ચોથી પરિષદ ૧૯૦૦ વર્ષ પહેલાં સીલોનમાં મળી હતી, તે સમયે બૌદ્ધ શાસ્ત્રોનો તાડપત્ર ઉપર સંગ્રહ થયો હતો. સીંબ્યુશીએ એક સો વર્ષ પહેલા અંગ્રેજોને ચઢાવેલું છત્ર ઉતારીને

મીંડોમીંએ ૭ લાખને ખર્ચે નવું ચઢાવ્યું. *

વિલાયતનો સંસર્ગ: માંડલે રાજધાની, ૧૮૫૭

૧૮૭૨માં પોતાના સુપ્રસિદ્ધ મંત્રી ખીન્વું મીંજીની સરદારી નીચે મીંડોએ એક પ્રતિનિધિ મંડળ યૂરોપ મોકલ્યું હતું, જે ઇટાલી, ફ્રાન્સ અને ઇંગ્લેન્ડના રાજદરબારોમાં ફરી આવ્યું. આ રાજાએ બર્મામાં ધાતુના સિક્કા પહેલી વાર દાખલ કર્યા. વળી એણે મહેસુલી પદ્ધતિમા સુધારણા કરી. વીસમી સદીના આરંભથી જ જેના નામે બર્મામાં સરકાર વિરુદ્ધ નાના મોટા અનેક આંદોલનોનો વિષય બનેલો મુડકી વેરો ચાથામેડા એણે પ્રથમ નાખ્યો હતો. તેનો પુરોગામી થારાવાડી રાજગાદી આવાથી અમરાપુરા લઈ ગયો હતો. મીન્ડોને માંડલેને પાટનગર બનાવ્યું (૧૮૫૭).

એ વર્ષ હિંદના "૧૮૫૭ના બળવા" માટે અવિસ્મરણીય છે. એ બળવામાં બતાવેલી વફાદારી બદલ અમુક શખ્સોને બર્મામા મોટી જાગીરો અંગ્રેજ સરકારે આપી હતી. એ જાગીરો ગીચ જંગલોથી ઘેરાયેલી હતી, તેને સાફસુફ કરીને વસવાટ યોગ્ય બનાવવા અને ત્યા વસીને એ સ્થળોને આબાદ કરવા બિહાર ઓરીસા ઇ. સ્થળોએથી હજારો ગામડીયાઓને નાનાવિધ પ્રલોભનો વડે બર્મામા આવી વસવા લલચાવવામાં આવ્યા હતા. એમના હજારો કુટુંબો ત્યા હજી વસે છે. એમણે ભોગવેલી અને હજી ભોગવાતી યાતનાઓની કહાણી આખું અલગ પુસ્તક માગી લ્યે છે. તેવી જાગીરોમા ઝયાવાડી અને ચાઉટગા ખાસ આગળ તરી આવે છે. સાડેક ગામની રિયાસત જેવા ઝયાવાડીના "ગ્રાન્ટી" ઉત્તર હિંદના એક મોટા જમીનદાર "રાજા" છે, અને ચાઉટગાની ૯૦ ગામની જાગીરના જનાબદાર એક અંગ્રેજ છે, જે વિલાયતમા વસે છે. આવી ગ્રાન્ટોએ બર્મામાં પ્રલોભનો વડે ઘણા હજારો હિંદીઓને ઘમડી આણ્યા.

મીંડોને અંગ્રેજો સાથે બે વેપારી કરારનામાં કર્યાં પરંતુ એમને સંતોષી શક્યો નહિ, કારણ સાગ, માણેક અને તેલના ઇજારા આપી દેવા

* ૧૯૩૦ના ભૂકંપમા એ તૂટી પડયું અને તેને સ્થળે અ પગોડાના ટ્રસ્ટીઓએ મોટા સમારંભ સહ નવું છત્ર ચઢાવ્યું હતું. (જુઓ ખંડ ૨)

એને નહોતા ગમતા. ગમે તેમ પણ એણે પોતાના રાજઅમલ દરમ્યાન અંગ્રેજો સાથે સુલેહ જાળવી રાખી હતી.

**"બ્રિટિશ બર્મા"ની સંસ્થાપના**

૧૮૬૨માં અંગ્રેજ સરકારે આરાકાન, પીગુ અને ટેનાસરીમ જીલ્લાઓને એક સુબાગીરી નીચે એકત્ર કર્યા. એવી રીતે પહેલીવાર રચાયેલા બ્રિટિશ બર્માનો પહેલો ચીફ કમીશનર કર્નલ ફેર બન્યો હતો. આ અમલદારે મીંડન પાસે એવા કરાર કરાવી લીધા હતા કે જેનાથી બ્રિટીશ રૈયતને બર્માના ગમે તે ભાગમાં વેપાર કરવાની છૂટ મળી, અને માંડલેના દરબારમા બ્રિટિશ રેસીડેન્ટ જામી પડ્યો. ૧૮૬૭માં ફેરની જગાએ લેફટેનન્ટ જનરલ આલ્બર્ટ ફાઇચ આવ્યો. એણે અપર બર્માના ખનીજોના કુદરતી ખજાના અંગ્રેજોના વેપાર માટે કોઇ પણ પ્રકારે ખુલ્લા કરાવવા કમર કસી હતી. આ હેતુની સિદ્ધિ અર્થે બર્માના રાજદરબારમાં વારંવાર સંદેશા, હુઝુરમાં પેશગીઓ તથા બીજી નાનાવિધ યુક્તિ-પ્રયુક્તિઓ ચીવટતાથી એ કર્યા કરતો હતો. છેવટે ભામો થઇને ચીનની સરહદ સુધી એક શોધખોળ મંડળી મોકલવાની પરવાનગી મેળવવામાં એ સફળ થયો હતો.

**અમુલ્ય ઈજારા અને સાહસ : સોનાની ચકલી**

રાજાએ આ પ્રવાસ મંડળીનાં માણસોનાં બાદશાહી સ્વાગત કર્યાં હતાં, એ પ્રસંગનો લાભ લઇને ફાઇચે રાજાને સમજાવીને તેની પાસે ઘણા જ લાભકારક ઈજારા લખાવી લીધા, અને બ્રિટિશ માલની આયાત ઉપરની જકાત લગભગ કઢાવી નાખી. ફાઇચ પોતાના લખાણોમાં મીંડાનની ભારોભાર પ્રશંસા કરે છે. એ ચતુર અંગ્રેજ અમલદારની ચાલાકીના ફલ સ્વરૂપ બર્મા સાથેનો અંગ્રેજોનો વેપાર વિદ્યુત-વેગે આગળ વધ્યો. એણે ઇરાવદી વાટે ઉત્તર તરફ પાઠવેલી ઉપર્યુક્ત સંશોધન મંડળીઓએ છેક યુનાન સુધી જઇને અંગ્રેજ સરકારના હકમાં કિંમતી માહિતી મેળવી હતી. એ ફોસલાવવાની તરકીબ એટલે સુધી ફાવી કે ૧૮૬૯માં છેક ભામોમાં પણ અંગ્રેજ રેસીડન્ટ બેસી ગયો.

આ રીતે શાન સંસ્થાનોના કિંમતી નૈસર્ગિક ભંડારોથી છલકાતા પ્રદેશમાં અંગ્રેજનો પગ પડયો. પછી તો શોધખોળ મંડળીએ ઉપરા-છાપરી મોકલાઈ, અને છેક પેકીંગ સુધી એમણે પગ લંબાવ્યા. આ સાહમો દરમ્યાન મી. માર્જરી નામે એક અંગ્રેજનું ખૂન થયું હતું, અને તેને પગલે અંગ્રેજ સરકારે રૌદ્ર રૂપ ધારણ કરીને ૧૮૭૬માં ચીનની સરકાર પાસેથી દંડ વસુલ કરીને માફી મંગાવી હતી.

**તીબૉ ! શુકનમાં સંહાર**

રાજા મીંડોન તા. ૨ ઑક્ટોબર ૧૮૭૮ના રોજ પરમપદ પામ્યો. એને ૩૦ પુત્રો હતા. તેમાંથી ન્યાઉંગ્યાં નામે એકને એણે ગાદી વારસ તરીકે પસંદ કર્યો હતો. પરંતુ રાજાનું અવસાન થતાં તરતજ તીબૉને ગાદીએ બેસાડી દેવામાં આવ્યો (૧૮૭૮–૮૫). આ રમત રમનાર મીંડોનની રાણીઓમાંની એક હતી એ રાણીની કુંવરી સુફયાલા પોતાના ઓરમાન ભાઈ તીબૉને પરણી ગઈ. ગાદીએ આવીને તરત નવા રાજાએ વળી પાછા પુરાણા શિરસ્તાને અમલ કરીને પોતાના બધા ભાઈઓ, અપરમાતાઓ, ભાભીઓ અને બાળ બચ્ચાનો નરમેધ ઉજવ્યો. આ સંહાર સામે તે સમયના બ્રિટીશ રેસીડન્ટ શૉએ અણગમો દર્શાવ્યો, પરંતુ તીબૉએ એ વાત પોતાના અધિકારની હોઇ કોઇની દખલ બરદાસ્ત નહિ કરવાનો પોતાનો નિશ્ચય એને રોકડો પરખાવી દીધો. એની સંહારલીલા આગળ વધી. અને લોકોમાં ત્રાસ ફેલાઈ ગયો.

**અંગ્રેજોને પ્રતિકૂળ રાજા**

અંગ્રેજ નોંધકારોએ રાજા તીબૉ વિષે જે લખ્યું છે તે અંશતઃ પણ સત્ય હોય, તો એ રાજા જીવતો જાગતો શયતાન, લંપટ, લોહીતરસ્યો પિશાચ, અને ચિત્તભ્રમિત પાગલ હોવો જોઇએ. પરંતુ બર્માંઝ લખાણો તેને જુદાજ પ્રકારનો ચીતરે છે. એમની દૃષ્ટિએ, તીબૉને હેતુપુરઃસર જુલ્મી નરાધમ આલેખવામાં આવેલો છે; એ મીંડોનની જેમ અંગ્રેજ મહાકાંક્ષાઓને અનુકૂળ નહોતો; અને વળી તે અરસામાં આખા બર્માને હસ્તગત
અંગ્રેજ સરકારની તૈયારી પાકી હતી ધાર્યું કરવાનું બહાનું ઉપ-
કરવાના હેતુથી તીબૉ ઉપર આ.ા ા આરોપણ કરવામાં આવ્યા હતા.

જેનો નાશ કરવો હોય તેને પ્રથમ બદનામ કરવો, એ ચાણાક્યનીતિ અનુસાર અંગ્રેજોએ તીબૉ વિરુદ્ધ આ પ્રચારકાર્યની જાળ બિછાવી હતી, એવું ઘણા બર્મીઝ તાર્કિકોનું માનવું છે.

**વિગ્રહનાં કારણો : તીવ્ર મતભેદ.**

તીબૉની કારકીર્દીના પ્રારંભમાંજ બ્રિટિશ સરકારે રંગૂનમાં લશ્કરની અને ઇરાવદીમાં મનવાગેની ભરતી મોટા પાયા ઉપર શરુ કરી હતી ત્રીજા બર્મીઝ વિગ્રહની તવારિખ અંગ્રેજોએ લખી છે અને તેનો ઘણો પ્રચાર થયો છે. પરંતુ બર્મીઝ લેખકો અને અન્વેષકોને હાથે લખાયેલા એ વિગ્રહના અહેવાલો રાજા તીબૉ વિષે જુદોજ ખ્યાલ આપે છે, અને એ વિગ્રહનાં જે મૂળ કારણો તેઓ પ્રમાણપુરઃસર રજુ કરે છે, તે વાંચતાં અયોધ્યા, બંગાળા આદિ હિંદના કેટલાક પ્રદેશોને હસ્તગત કરવામાં અંગ્રેજોએ ગોઠવેલી કરામતોની પુનરાવૃત્તિ બર્મામાં થયેલી દેખાય છે.

પરંતુ આ ગ્રંથનો પ્રધાન હેતુ આખા બર્માના ઇતિહાસનું સંશોધન અને અન્વેષણ કરવાનો નહિ, પરંતુ એ ઇતિહાસમાં બે-ત્રણ હજાર વર્ષોથી સળંગ ઉતરી આવેલા ભારતીય સંસ્કાર પ્રવાહોને યથાશકિત તારવી કાઢવાનો છે. તેથી અંગ્રેજ લેખકોને હાથેજ લખાયેલાં વર્ણનોને અહિં રજુ કરવા છતાં, એ પ્રધાન હેતુને લક્ષમાં રાખવાનો આપણે યત્ન કરીશું. એક વાત જરૂર સાચી છે કે જે પ્રસગો સાથે અંગ્રેજોના હિતસંબંધને પ્રત્યક્ષપણે લાગતું વળગતું ન હોય, અથવા જેને અંગે પોતાનું માહાત્મ્ય વધારવાને અવકાશ ન હોય, એવી બાબતોમાં અંગ્રેજ લેખકો પોતાની સમજ પ્રમાણે યથાસ્થિત હકીકત રજુ કરવાનો પ્રયત્ન કરે છે.

તીબૉના સંહારના ભોગ તેનાં લગભગ ૮૦ સગાં બન્યાં હતાં. એમની માલ મિલ્કત પણ એણે લૂંટી લીધી. અંગ્રેજ સરકારના પ્રતિનિધિની ચેતવણીની એણે કનવાર કરી નહિ. લોકો ભયભીત થઇ ગયા. વેપારીઓના વેપાર અને ધનમાલની કશી સલામતી નહોતી. ઘણા લોકો બ્રિટિશ હદમાં જતા રહ્યા. રાજાની કનડગત અને સ્વચ્છંદી પ્રકૃતિને લીધે માંડલેથી

૧૮૭૯ માં બ્રિટિશ રેસીડન્ટને સરકારે પાછો બોલાવી લીધો. એજ વર્ષે તીબૅાએ પોતાના એલચીને વાઇસરૉયના દરબારે જવા તરફથી વિદાય કર્યો, પરંતુ બ્રિટિશ કર્મચારીઓએ એને રંગૂનથી જ પાછો વળાવી દીધો.

**અંગ્રેજોની ફરિયાદ: તોહમતનામું**

તીબૅાની વર્તણુંકથી બ્રિટિશ સરકાર સતત નારાજ રહ્યા કરતી હતી. અને એને સીધો કરવાના માર્ગ કુશળતાથી શોધતી હતી. એ માટે એને નીચે દર્શાવેલાં કારણો પ્રાપ્ત થયાં હતાં:—

૧. બર્મા દરબારે બ્રિટિશ સરકાર સાથે કરેલા કોલકરારો પ્રત્યે તીબૅાની વલણ અમૈત્રીની હતી.
૨. બ્રિટિશ વ્યાપારીઓને મદદ કરવામાં તીબૅા નાપસંદગી દર્શાવતો અને મૈત્રીનો સંબંધ જાળવતો નહોતો.
૩. એ બ્રિટિશ એલચીને માંડલે રહેવામાં કનડગત કરતો, અને બ્રિટિશ એલચી અંગ્રેજ વેપારીઓને સહાય આપતો હોવાથી તેના પ્રત્યે તીબૅા કરડી નજર રાખતો.
૪. એ પોતાની પ્રજા તથા સગા સંબંધીઓનો ઘાત કરાવતો અને અત્યંત કઠોર વર્તન ચલાવતો.
૫. એકંદર અંગ્રેજો પ્રત્યે દ્વેષભાવ રાખતો.
૬. ફ્રેંચ લોકોને એણે ઇરાવદીને કાંઠે જકાત ઉઘરાવવાની સવડ કરી આપી હતી. આ ફ્રેંચ અંગ્રેજોના મોટામાં મોટા હરિફ અને શત્રુ હતા.
૭. એણે ફ્રેંચ લોકોને માંડલેથી ટૉંગૂ સુધી રેલ્વે નાખવાની સવડ કરી આપી હતી.
૮. ફ્રેન્ચ લોકોને માંડલેમાં બૅન્ક સ્થાપવાની રજા આપી હતી.
૯. "લે–દે" નામનો કાયદો એણે ઘડ્યો હતો, જેનાથી એને પોતાને ફાયદો થતો હતો જ્યારે બીજા પરદેશી વેપારીઓની તેનાથી સતામણી થતી.

૧૦. અમુક કદના થડવાળા સાગવાન કાપવાના સંબંધમાં અને બીજી કેટલીક બાબતોમાં બૉમ્બે બર્મા ટ્રેડિંગ કૉર્પોરેશન સાથે પડેલા ટંટામાં એણે એવો ફડચો કરી આપ્યો હતો કે જેથી એને પોતાને લાભ થાય, અને કંપની નુકશાનમાં જાય. એ કંપનીનો માલ જ્યાં જ્યાં પોતાની હદમાં હોય ત્યાં ત્યાં તેના ઉપર જપ્તી બેસાડીને કંપનીનો એણે ૨૩ લાખ રૂપિયા દંડ કર્યો હતો.

એ તો સહેજે સમજી શકાય છે કે આ "ગુના" ની ટીપમાંના પહેલા પાંચ કરતાં બીજા પાંચે મામલાને વિફરાવવામાં વધારે મોટો ભાગ ભજવ્યો હોય. ફ્રાન્સ સાથે બ્રિટનને યુરોપમાં ચાલતા ગજગ્રાહનો પડઘો હિંદમાં પડ્યો હતો. તેનોજ ધ્વનિ બર્મામાં પણ પહોંચ્યો, અને બર્માનો નિકાલ કરવામાં એજ તત્ત્વ પ્રબળ હોય, એ દેખીતું છે.

**દુખ્યું પેટ ને કૂટયું માથું!**

આ દસ મુદ્દાઓના નિરાકરણ માટે અંગ્રેજ સત્તાવાળાઓએ તીબૉને એક ખરીતો મોકલ્યો. તેમાં નીચેની શરતો એ પાળે એવી માગણી હતી.

૧. બૉમ્બે બર્મા ટ્રેડીન્ગ કૉર્પોરેશનનો દંડ કરવાનો હુકમ રાજાએ રદ કરવો. અને એ તકરારનો ઇન્સાફ એવા બર્મન અધિકારી પાસે કરાવવો કે જે અંગ્રેજ સરકારને માન્ય હોય, એટલું જ નહિ પરંતુ એ દાવાની સુનાવણી ઉપર અંગ્રેજ અમલદારની દેખરેખ રહે.

૨. રાજાએ માંડલેમાં બ્રિટિશ રેસીડન્ટને પૂરતી પ્રતિષ્ઠાપૂર્વક સત્કારવો, તથા બ્રિટિશ લોકોના વ્યાપારના વિકાસને મદદ આપવાની તેની નિરંકુશ સત્તા રાજાએ માન્ય રાખવી. બર્મા અને બ્રિટનના વ્યાપાર સંબંધોના વિકાસ અંગેની તમામ સત્તા રાજાએ તેના હાથમાં સોંપવી.

૩. પરદેશો સાથેના રાજા તીબૉના બધા સંબંધ–વ્યવહારોનો વહીવટ તથા તેનું નિયમન બ્રિટિશ સરકારની પ્રથમ સંમતિ લઇને થાય.

આ ખરીતો સ્વીકારવા રાજા તીબૉએ ખુલ્લી રીતે ના પાડી, અને ત્યાં છેલ્લા અધ્યાયના શ્રીગણેશ મંડાયા.

અથશ્રી અંતિમ અધ્યાય

તા. ૧૪-૧૧-૧૮૮૫ના ચિરસ્મરણીય દિને ગોરી તેમજ પંજાબી પલટણોએ ઉત્તર બર્મા તરફ પ્રયાણ કર્યું. ઇરાવદી ફ્લોટિલા કંપનીના સ્ટીમલૉન્ચ તથા "ફ્લૅટ"ના કાફલાની મદદથી નદી કિનારાનાં ગામો એણે એક પછી એક લેવા માંડ્યાં. ૭ દિવસમાં એણે યેનાન્જાઉંનો કબજો લીધો. બર્માનુ ભૂમિતેલના ઉત્પાદનનું એ કેન્દ્ર. તેજ અરસામાં એ લશ્કરે મીંલાના ગઢને ઘેર્યો, અને સર કર્યો. તા. ૨૨મીએ પગાન્, કુનીવા અને અન્ય કસ્બા કબજે કરીને લશ્કરે આવા તરફ કદમ વાળ્યા. આ વખતે બર્મીના રિવાજ પ્રમાણે એક યુદ્ધવહાણ ઉપર સંધીની યાચનાના પ્રતીકરૂપે વાવટો ચઢાવવામાં આવ્યો, અને મહામંત્રી પાંઞી દ્દ્રુ અને બીજા બે મંત્રીઓએ સુલેહની વિષ્ટિ પાડવી. બ્રિટિશ તરફથી સેનાધિપતિએ ઉત્તર આપ્યો. કે રાજા તીબૉ હથીયાર નમાવીને તાબે થાય, તથા પોતાનું રાજ્ય અંગ્રેજ હકુમતને સોપી દે, તો જ સગ્રામ રોકાશે. સરકારી કૂચકદમ આગળ વધી. તા. ૨૭મીએ એણે આવામાં પ્રવેશ કર્યો. ત્યાંથી વાતવાતમાં ઇરાવદી ફ્લોટીલાના કાફલા વડે એણે આગળ હંકાર્યું, અને તા. ૨૮મીએ માંડલે આવી ઉભું. બંદુકનો એક પણ બાર કરવાની જરૂર વગર છાવણી પડી, અને માંડલેના ગઢમાં બ્રિટિશ અમલદાર જનરલ સ્લેડન હથીયાર વગર ખુલ્લા હાથે રાજમહેલમાં દાખલ થયો. રાજા તીબૉ તરત એને તાબે થયો; પોતાનો ખજાનો એને હવાલે કર્યો, અને દેશના રાજકાજની લગામ એને સોંપી દીધી.

રાજા અને રાણી સુપયાલત ખાઉસ

બીજે મદિને તા. ૨ ડીસેંબરે તીબૉ તથા એના કુટુમ્બને નજરકેદ કરીને રાજ્યકેદી તરીકે રંગૂન લાવવામાં આવ્યાં. તા. ૧૦મીએ તેમને મદ્રાસ બંદર તરફ રવાના કર્યાં. હિંદના પશ્ચિમ સમુદ્રતટે આવેલા રત્નાગિરીના તીબૉ જીવન પર્યન્ત રહ્યો. અંગ્રેજ સરકારના પ્રબંધથી દીંગ્રીના

છેલ્લા બાદશાહ બહાદુરશાહ "ઝફર"ના રંગૂનમાં થયેલા નજરકેદ અને દેહાન્તનું જાણે તીબૉએ રત્નાગિરિમાં સાટું વાળ્યું !

તીબૉ પદભ્રષ્ટ થયો તે સમયના તેના મંત્રીઓ ટીનેડા મીંજી અને કીવું મીંજી હતા. ટીનેડાને કેદ કરીને કટક મોકલવામાં આવ્યો, અને કીવું મીંજીને માંડલેમાં જ રાખવામાં આવ્યો. બર્માની પ્રજા બ્રિટિશ રૈયત બની છે, અને તેમા જ શ્રેય છે, એવું લોકોને સમજાવવાનું એનું કાર્ય હતું એ વજીર બર્માના રાજકાજની ઝીણામા ઝીણી વિગતથી પૂર્ણપણે વાકેફ હતો અને આ કર્તવ્ય માટે યોગ્ય હતો.

**૧૮૮૬નું બેસતું વર્ષ: પરાધીનતાનું મુહૂર્ત**

ઇ. સ. ૧૮૮૬ના સાલમુબારકના દિને હિંદના વાઇસરૉયે જાહેરાત છપાવીને ઢંઢેરો પીટાવ્યો, કે હવેથી દક્ષિણ બર્મા તેમજ ઉત્તર બર્મા બ્રિટિશ સલ્તનતના તાબાના દેશ ગણાશે, એ પ્રદેશ ઉપરના રાજા તીબૉના હક્ક અધિકાર લઇ લેવામા આવ્યા છે, એના રાજ્યને મહારાણી વિક્ટોરીયાના રાજ્ય સાથે સમ્મિલિત કરવામા આવ્યુ છે, અને હિંદના વાઇસરૉય જે અધિકારી નીમે, તે બર્મા દેશનો રાજવહીવટ ચલાવશે.

બીજે મહિને તે સમયના હિંદના વાઇસરૉય લૉર્ડ ડફરીન તથા સર ચાર્લ્સ બર્નાર્ડ બર્મા પધાર્યા. એમણે હકુમત પૂર્ણપણે વ્યવસ્થિત કરી. સર ચાર્લ્સ બર્નાર્ડને માંડલેના ચીફ કમીશનર નીમવામાં આવ્યા.

આ ત્રીજા વિગ્રહ દરમ્યાન લૉર્ડ રૉબર્ટ્સે બર્મામા "કાયદા અને બંદોબસ્ત"ના પાલન અર્થે પહેલી વાર મોટી સંખ્યામા હિંદી પોલીસ ઉતારી હતી. ૧૮૮૭ સુધીમા તો એણે આખા બર્માને એક છેડાથી બીજા છેડા સુધી સીધો દોર કરી મૂકયો. લૉર્ડ રૉબર્ટ્સ પોતાના નિવેદનમા લખે છે:

**શાસનની હીકમતો- ધર્માધિકારીનો સાથ**

"આ સંતોષકારક પરિણામ લાવવામા મને સર ચાર્લ્સ બર્નાર્ડ અને તેમના સનદી અમલદારોની ખૂબ સહાય હતી. વળી બર્મન લોકોમા ધર્માન્ધતાના સંપૂર્ણ અભાવ અને તેમના ખુશ મિજાજી સ્વભાવને

ઇન્ડો-બર્મા વ્યાપારી કરારનામા વિષે વિવેચન કરતાં તા. ૧૨-૪-૪૧ ના અંકમાં ગોગ્ગજ લખે છે:—

" હિંદથી થતી આયાતો ઉપર જકાત નાખવાનો હક બર્માને મળ્યો છે, એટલે એ ત્યાંના રહેવાસી બનેલા હિંદીઓના હકો તથા દેશપ્રવેશના પ્રશ્ન પરત્વે તેની વૃત્તિ ઓછી અણનમ રહે, એવી ધારણા કદાચિત રાખવામાં આવતી હશે. પણ બર્મા તેમ કરે, એવો સંભવ નથી. હવેથી બર્માનું ભાવિ ચીન સાથે સંકળાવાનું છે, હિંદ સાથે નહિ. એ દૂરસ્થ પૂર્વનું અંગ છે. એ બે દેશો વચ્ચે બર્મા-ચીન સડકે માર્ગ મોકળા કર્યા છે, અને એમના વ્યવહાર સંબંધને રેલ્વે સડક ટૂંક સમયમાં વધારે દૃઢ બનાવશે.... સીલોન ઉપર આપણા જે હકદાવા છે તેની સરખામણીમાં બર્મા પ્રત્યેના આપણા દાવા કંઇજ નથી. બલ્કે આપણે તો કંઇક પ્રાયશ્ચિત કરવાપણું છે. બ્રિટિશ સલ્તનતની આપણી તાબેદારીએ જ બર્માની રાષ્ટ્રીય સ્વાધીનતાનો અંત આણ્યો છે. આ ( વેપારી ) સમજુતીને અમે છેવટની નથી ગણતા. સમયાનુસાર પસંદગીઓ અદશ્ય થશે, અને વેપાર પરત્વે હિંદની સ્થિતિ પૂર્ણપણે અન્ય કોઇ પરદેશના જેવીજ બની રહેશે. પૌરસ્ત્ય એશીયામાં ઘડાઇ રહેલી ઘટનાઓમાં સંપૂર્ણ પરિવર્તન નહિ થાય, તો હિંદ, બર્મા અને સીલોનનો ત્રિવેણીસંગમ યોજવાની આપણી કલ્પનાને આ કોલકરારોની થયેલી રચના અપ્રાપ્ય બનાવી મૂકે છે. "

વેગથી પલટાઇ રહેલા જગતનું ભાવિ કોણ ભાખી શકે ? પરંતુ એટલું સત્ય, કે ભારત અને બર્માના સહયોગનો ત્રણેક હજાર વર્ષનો યુગ-અરતાચળની ઓથે છુપાતો જાય છે.

---

# ૧ મંદિરો

બર્માના મંદિરોમાંના જે વિશેષ વિખ્યાત છે, તેમાંના ઘણાખરાંની રચનામાં ત્યાંના હિંદી વસાહતીઓનો હાથ હતો. એવું વિધાન આપણે આગળ કરી ચૂક્યા છીએ. જે તે પગોડા–મંદિરની બર્મામાં પ્રચલિત સ્થાપના–કથાઓમાંથી વખત જતાં હિંદીઓનો પ્રત્યક્ષ અણુસ્વીકાર નીકળી જાય, એ સ્વાભાવિક છે. તેમ છતાં, શ્વેડગો, માઉલેનો આરાકાન અર્થાત મહા મ્યા મણિ, પીગૂનો શ્વેમાડૉ, તેમજ ચાઇકસાન, ચાઇટીયો, પ્રોમનો શ્વે સાંડૉ ઇ. વિખ્યાત પગોડાઓની સ્થાપના અંગેના સંજોગોના સંબંધમાં ભારતીય સહયોગનો ઓછોવત્તો પણ અંશ તેમાં આવ્યા વિના રહેતો નથી, ઉપલક દૃષ્ટિએ પણ તેવી કથાઓને તપાસી જનાર કોઇપણ પૂર્વગ્રહરહિત નિરીક્ષકને કબુલ કરવી પડે, એવી દેખીતી એ હકીકત છે. બર્માના પ્રાચીન ઇતિહાસના આપણે કરેલા આછેરા અવલોકનમાં અનોરાધા અને બીજા રાજાઓને હસ્તક બંધાયેલા વિખ્યાત બુદ્ધમંદિરોનો ઉલ્લેખ કરવાના અનેક પ્રસંગો પાછળ આવી ગયા છે, અને તેમાં ભારતીય તત્ત્વોએ કેટનો અને કેવો ભાગ ભજવ્યો છે તેની પણ નોંધ જે તે સ્થળે લેવામાં આવેલી છે. કેટલાક મંદિરો તો હિંદુ દેવદેવીઓની મૂર્તિઓને સમર્પિત છે, એ પણ નોંધવામાં આવી ચૂક્યું છે.

બર્મા, અને તેના રહીશોના સામાજિક તથા ધાર્મિક જીવન ઉપર જંબુદ્વિપની સંસ્કૃતિની છાયા કેવી ઘેરી અને વ્યાપક છે, તેનું એક સચોટ દૃષ્ટાંત આ પગોડાઓની આખ્યાયિકાઓમાં જોવામાં આવે છે, અને તેથી કેટલાક વિશેષ પ્રખ્યાત સ્તૂપોની સ્થાપનાની દંતકથાઓનો સંક્ષેપમાં પરિચય કરવો આ ગ્રન્થના હેતુને પૂરક થઈ પડશે.

પ્રથમ તો "પગોડા" શબ્દ આપણા કાનને જરા વિચિત્ર લાગે, તો તેમાં નવાઈ જેવું નથી. એ શબ્દ અંગ્રેજી ભાષામાં ક્યાંથી પ્રવેશવા

પામ્યો, તેનો ચોકકસ પત્તો નથી બ્રહ્મદેશની ભાષામા એ શબ્દ નથી, તેમ ત્યાંના લોકોને એ શબ્દની બિલકુલ માહિતી નથી "બ્રુઅર્સ ડિક્શનરી ઑફ ફ્રેઝ એન્ડ ફેબલ" માં Pagoda ના સબંધમા નીચે પ્રમાણે લખેલુ છે –

Pagoda. A Buddhist temple or sacred tower in India, China etc, especially a slender, storied tower built over the relics of a saint The word is Portuguese, and was formed by them in the 16th century on some now unknown native word which may have been the Persian *But-Kadah*, idol-house, or some form of *bhagavat*, holy, divine.

*Pagoda* was also the name of a gold coin, value about 7s formerly current in southern India ઈ ઈ

આ ઉપરથી જણાય છે કે બ્રહ્મદેશની પવિત્રમા પવિત્ર વસ્તુ, વસ્તુત બ્રહ્મદેશનું જેને સર્વસ્વ કહી શકાય તેવા એ દેશના મંદિરોને જે સંજ્ઞાથી ઓળખવામાં આવે છે, તે શબ્દ જ ભરતખંડે આપેલો છે!

આપણે કહ્યુ તેમ, "પગોડા" શબ્દ અંગ્રેજોએ એ દેશમા જઈને વાપરવા માંડયો ત્યા સુધી ત્યા કોઈને એની ખબર નહોતી. જેને પગોડા કહેવામા આવે છે તે પ્રકારની ઇમારતને બર્મીઝમા 'ઝેદી' કહે છે, અને તેનું મૂળ 'ચૈત્ય' છે–ચૈત્ય–ચેદી–ઝેદી એનો અર્થ પ્રાર્થનાનુ, પૂજાનુ સ્થાન, એવો થાય છે પરતુ બુદ્ધપ્રતિમા તેમજ તેની સાથેનું મંદિર, એ બન્નેને "ફયા"ની સંજ્ઞાથી ઓળખવાનુ વધારે પ્રચલિત છે દાખલા તરીકે શ્વેડગોં ફયા, મહા–મ્યા–મણી ફયા ઇ ઇ

ઝેદી ચાર પ્રકારના હોય છે (૧) ધાતુ ઝેદી એટલે કે બુદ્ધના દાંત અગર બીજા કોઇ અવશેષના સંરક્ષણ માટે તેના ઉપર રચવામા આવેલી ઇમારતો, અગર તેના નમૂના. (૨) પરીભોગા ઝેદી, પવિત્ર અષ્ટપાત્રો ઉપર

રચવામાં આવેલી ઇમારત. (૩) ઉદ્દ–દીત્તા ઝેદી, જેમાં મૂર્તિઓની સ્થાપના કરવામાં આવેલી હોય, અને (૪) ધમ્મ ઝેદી, જેમાં શાસ્ત્ર, સંહિતા, પુરાણ આદિ પવિત્ર ગ્રન્થો રાખવામાં આવ્યા હોય.

પગોડાની રચનાના ઘણા પ્રકાર હોય છે. તેનું કારણ એમ કહેવાય છે કે બુદ્ધ તે સંબંધમાં ચોક્કસ સૂચના આપી ગયા નથી, પરંતુ એટલું જ કહી ગયા છે કે મારા અવશેષો ઉપર ચોખાની ઢગલીને આકારે નાનો ટેકરો કરવો. એટલે કે ધ્યાનસ્થ બુદ્ધની પ્રતિમાના સ્થાન ઉપરાંત આ પગોડાઓનો મુખ્ય ઉદ્દેશ તો તેમના અવશેષોના સંરક્ષણનો હોય, એવું જણાય છે. એ અવશેષોને કમળની કળીના આકારના પાત્રમાં સંપુટ કરવાનું વિહિત છે, અને તેથી પગોડાનો ઘાટ પણ એ નમૂનાને અનુસરતો સામાન્ય રીતે જોવામાં આવે છે. એ મૂળ આકૃતિની રેખાઓને જરા વધારે ઊર્ધ્વ ખેંચીને તેને ઘંટાકારનું અથવા શિખર અને છત્રનું રૂપ અપાય છે, એ શોભા માટે છે. માલ્લાલિંગાય કથાનકમાં એવું લખેલું છે કે રાણી માયાવતીના ગર્ભમાં બાળ બુદ્ધ કમળકળીને આકારે સ્થિત હતા. આ વર્ણને પગોડાઓની આકૃતિને ઝોક આપેલો છે. પગોડાના જુદા જુદા ભાગોનાં નામ જોઇએ તો તેમાં ભક્તિભાવથી બીડાયેલી કમળકળીની કેન્દ્રકલ્પના સ્પષ્ટ દેખાઈ આવે છે. સાંકડા અને ઉંચા છત્રશિખરની નીચે પગોડાનો જે ઉપસેલો ઘડા જેવો ઘાટ હોય છે, તેને "કેળકળી" કહેવામાં આવે છે અને છત્રની છેક ઉપરની ટોચ "રત્નકળી" કહેવાય છે.

દક્ષિણ બ્રહ્મદેશમાં બધા ઝેદી સાદી આકૃતિના, શાસ્ત્રોક્ત અક્ષતરાશિ તથા કમળકળીને અનુસરતા જોવામાં આવે છે; એ બધા નક્કર પાકા બાંધેલા શંકુ ઘાટે રચેલા છે, તેમની ટોચ સાંકડી થતી થતી ઉંચે જાય છે અને તેના શિખરે છત્ર હોય છે. ઉત્તર બર્મામા પગાન, માંડલે ઇ. સ્થળોએ પ્રાચીન પગોડા ગોળ ઘુમ્મટના ઘાટના પણ ઘણા જોવામાં આવે છે, અને આનંદ પગોડા જેવાં ઘણાં મંદિરો પ્રાચીન ભૂપાલોએ એ ઘાટનાં બાંધેલાં છે.

મંદિરોની સંખ્યા બર્મામાં છે તેટલી સીલોન, તિબેટ કે ચીનમાં પણ નથી. મર જ્યોર્જ સ્કૉટ લખે છે કે જેરૂસેલમ, રોમ, ક્રીક કે બનારસ, એમાંથી કોઇ પણ સ્થળ ઇરાવદીના એક સમયના પાટનગર અને હવે ત્યજાયેલા સ્થળના મંદિરો જેટલી વિપુલતા, ઘાટઘૂટનાં વૈવિધ્ય અને શણગારની શોભાનો દાવો કરી શકે તેમ નથી. આખા દેશમાં ગમે તેટલી છાતીસમા ઉભા ચઢાણવાળી, પથરાળ કે ઘોર વનથી છવાયેલી છતાં એક પણ એવી ટેકરી નથી કે જેનું ભૂત પ્રેત આદિથી રક્ષણ કરવા માટે તથા આસપાસના ગામલોકોની ભગવાન બુધ્ધ, નિર્વાણ અને શાસનની સ્મૃતિ અવિચળ રાખવા કાજે ઝળહળતા સોને કે આંખ આંજતા શ્વેતવર્ણે સજેલો પગોડા તેના શિખર ઉપર ઉભો ન હોય.

## શ્વેડગોં ફ્યા, રંગૂન

બર્માનો સર્વશ્રેષ્ટ સ્તૂપ તે રંગૂનનો શ્વેડગોં ફ્યા છે. તેના વિકાસનો ઉલ્લેખ પ્રથમ ખંડમાં અનેકવાર થઇ ચૂકયો છે (જુઓ પા. ૧૯, ૫૮, ૬૦). તેની સ્થાપનાની દંતકથાની આખ્યાયિકાઓમાંની એક સંક્ષેપમાં નીચે પ્રમાણે છે:

આજથી બે હજાર પાંચસો ને સોળ વરસો પહેલાં, અર્થાત્ ઇસુ ખ્રિસ્તે જન્મ લીધો તેનાં ૫૮૫ વર્ષ પહેલાં દરીયાપાર આવેલા હાલ બંગાળાને નામે ઓળખાતા પ્રદેશમાં ભયંકર દુર્ભિક્ષ ફાટી નીકળ્યો હતો. તેના પ્રકોપમાં લાખો માનવીઓ ને પ્રાણીઓનો નાશ થતો હતો.

આ અતિ સ્તુત્ય વિચાર અંતરીક્ષમાં વિહરતા દેવદૂતોના જાણવામાં આવ્યો. તેમણે એક ઉચ્ચતર કોટિના પાર્ષદને તેની વાત કરી. પાર્ષદે રાજી થઈને એ મહાજનોની પ્રશંસા કરી. વહાણનાં લંગર ઉપડતાં હતાં તે વખતે તેણે તેમને દર્શન દીધાં. પ્રત્યક્ષ થઈને દેવદૂતોએ સન્માર્ગીઓને આશીર્વાદ આપ્યા ને બોધ કર્યો કે 'પુણ્યધામ ગયાતીર્થમાં જઈને ત્યાં શ્રી મહાબોધિ વૃક્ષ નીચે વિરાજતા ભગવાન તથાગત બુદ્ધનાં ચરણ પૂજવાનું ચૂકશો નહિ.'

આ આજ્ઞા માથે ચઢાવીને મહાજનો યથાસમય ભરતખંડને કિનારે પહોંચ્યા. ત્યાં તેમણે ચોખા વહેંચીને પીડિત જનતાનું સંકટ યથાશક્તિ હળવું કર્યું. એ પુણ્યકાર્યથી પરવારીને તેઓ બુદ્ધગયા પહોંચ્યા, અને ત્યાં વિરાજતા બુધ્ધ ભગવાનના ચરણનું તેમણે શરણ શોધ્યું. મહાજનોના પરોપકારી કાર્યથી પ્રસન્ન થઈ ભગવાને તેમને પુછયું:—"કહો, તમને વિશેષ શું પ્રિય હોય છે, ઐહિક સંપત્તિ કે પારલૌકિક ધર્મલાભ ?"

અંતર્મુખ વૃત્તિને પામેલા એ સન્માર્ગીઓએ વિના સંકોચે ધર્મલાભની પ્રાપ્તિ કરવા માટે આતુરતા દર્શાવી. સંતુષ્ટ થયેલા તથાગતે પોતાના મસ્તક ઉપરથી ચાર કેશ તોડી આપ્યા, ને આદેશ દીધો—" મારા પુરોગામી ત્રણ બોધિસત્વો તઉગીત્તરા ડુંગર ઉપર એક જ્યેષ્ટિકા, એક કમંડલ, અને એક ઉતરીય વસ્ત્ર મૂકી ગયા છે; તે સ્થળે જઈને આ કેશને દાટજો. "

એ સ્થળ ઓળખવાની નિશાની પૂછતાં ભગવાને સૂચવ્યું કે 'જ્યાં સુગંધી વૃક્ષ જમીનને સ્પર્શ કર્યા વગર અદ્ધર પોલું છે, ત્યાં કેશ દાટજો, અને તેના ઉપર જનહિતાર્થે સ્તૂપ માંડજો.'

ફતેમારી લઈને યાત્રીઓ પાછા ફર્યા. સમુદ્રમાથી નદીમાં પ્રવેશ કર્યો. ત્યાં વળી એક દેવદૂત ઉપસ્થિત થયો. મહાજનોની યાત્રાથી તે પરિચિત હતો. તેણે તેમને માર્ગદર્શન કર્યું. યાત્રીઓએ લાંબા કાળ સુધી આદિ પરિશ્રમ કરીને તથાગતે નિર્દેશેલું સ્થળ શોધી કાઢયું. એ ટેકરી નિશ્ચિત

અરણ્યોની વચમાં ઉભી હતી, અને તેના શિખર ઉપર એક મહા વૃક્ષ આડું પડયું હતું, પણ તે જમીનને અડકયા વગર અદ્ધર હતું એ સ્થળે સુયોગ્ય વિધિ અને શ્રદ્ધાથી તેમણે કેશ પ્રસાદી દાટી.

અનેક વર્ષો વહી ગયા પછી એ સ્થળે સ્તૂપે દેખા દીધી પ્રથમ તે ઘણો જ નાનો હતો, પણ એક પછી એક રાજાએ તેનો જીર્ણોદ્ધાર કરાવતાં કેટલીયે સદીઓને અંતે તેનો અત્યારનો ભવ્ય આકાર થવા પામ્યો છે

શ્વેડગોનના પૂર્વાભિમુખ સિંહદ્વારે એક વાઘની પ્રતિમા છે તેને વિષે પણ દંતકથા છે કહે છે, કે નજીકના જંગલમા ઘણા વાઘ રહેતા હતા. તેમાનો એક ઘણો ધર્મનિષ્ઠ અને સાધુ વૃત્તિવાળો હતો અહિંસાનો એ પરમ ઉપાસક હતો એક દિવસ તેને વિચાર થયો, કે ફયા (દેવ) આટલા સમીપમા હોવા છતા તેનાં દર્શન કરાય નહિ, તો જીવન નિરર્થક છે તેણે પોતાના સહચરોને વાત કરી સૌએ તેને વાર્યો, પણ તે માને નહિ એક વૃદ્ધ વાઘે તેને કહ્યુ "ભાઇ, તું ભોળો છે આપણે વાઘ તો ઠીક, પણ માણસ જાત એટલી ઘાતકી છે, કે તે બીજાં પ્રાણીઓનો નિષ્કારણ સંહાર કરવા હમેશા તલસે છે"

પેલો વાઘ કહે "પણ આપણે તેમનુ નામ ન લઇએ, તો તેઓ શા માટે આપણુ અનિષ્ટ ચાહે?"

"અરે નાદાન છોકરા, માણસ જાત તો એટલી બધી દુષ્ટ છે, કે પોતાનુ બૂરું કરનારનો જીવ લે તો લે, પણ તેનાથી ય વધારે, પોતાનુ ભલું કરનારનું લોહી પીવાને પણ તે તો ઝંખે છે। પશુ તો ભૂખનું કે ડરતું માર્યું હિંસા કરે છે, પણ માનવી તો પોતાના શોખને માટે, ખૂનની મજાની ખાતર હિંસા કરે છે।"

છતા પેલા ભલા વાઘના મનમાં એ વાત ન ઉતરી તે તો છુપાતો લપાતો શ્વેડગોન ફયે પહોંચ્યો વાઘને આવેલો જોઇને લોકોમા ધમાલ થઇ પડી. તેમની દોડાદોડ ને ગુમરાણથી ગભરાઇને વાઘ સ્તૂપ ઉપર ચઢી ગયો. લોકોના ટોળા તેને જોતા જોતાં ઉભા કોઈ એને હાનિ કરે નહિ એટલામાં

એ વાતની ખબર નજીકની છાવણીમાં પડેલા ગોરા સીપાઇઓને પડી. તેઓ તરત બંદૂકો લઇને આવ્યા, ને એ નિર્દોષ વાઘને તેમણે ઠાર કર્યો, ભક્તો-એમાં હાહાકાર થઇ પડયો. આ ભક્તપ્રાણીનું તેમણે સ્મારક પૂર્વાભિમુખ સિંહદ્વારે મુક્યું.

શ્રદ્ધાળુઓમાં એમ કહેવાય છે કે એ વાઘનો આત્મા યક્ષરૂપે હજી પણ પગોડાની નિશદિન ચોકી કરે છે: કોઇ કોઇ અતિશ્રદ્ધાળુને તો એ વાઘયક્ષ પ્રત્યક્ષ પણ થાય છે.

શ્વેડગોંની સ્થાપનાની તલાઈ આખ્યાયિકા એવી છે કે બર્મામાં હિંદીઓએ હાલના રંગૂનને સ્થળે વસાહત નાખી તેનું નામ તિકુંબનગર પાડયું હતું, અને ત્યાં તેમણે નાનકડું બુદ્ધ મંદિર બાંધ્યુ હતું, જેનો પાછળથી શ્વેડગોનના અલૌકિક રૂપમા વિકાસ થયો. તલાઈ આખ્યાયિકા એવી છે કે તપુસ્સા અને ભલીકા નામે બે તલાઇ ભાઇઓને ભગવાન ગૌતમ બુદ્ધનો ભેટો થઇ ગયો; ભગવાને તેમને આઠ કેશ આપીને આજ્ઞા કરી કે તઇગોતારા ( શ્રી ગોત્ર ? ) ટેકરી ઉપર તેને પધરાવજો.

ભગવાનની આજ્ઞા લઇને પાછા વળતે આરાકાનના તે સમયના રાજા ઇઝ-ઝાન્તા એ તેમાંના બે કેશની માગણી કરી, જે બંધુયુગલે માન્ય રાખી, કેપ નેગ્રેસ આગળ આ બે ભાઇઓ નિદ્રાવશ હતા ત્યારે તેમાંના બે કેશ નાગોનો રાજા ચોરી ગયો. બાકીના ચાર કેશ લઇને ભાઇઓ ઉકાલાબામાં બાન્બીં નામના સ્થળે આવ્યા. ત્યાં તઇગોતારા ટેકરી ઉપર ઘણા ઠાઠથી તેને દાટયા. અને તેના ઉપર પત્થરનો ૪૪ હાથ ઉંચો સ્તૂપ બાંધ્યો. તલાઇઓ તેને ચૈ-ડાગોંગ કહેતા હતા. તલાઈ દંતકથા પ્રમાણે શ્વેડગોંની સ્થાપના ઇ. સ. પૂર્વે ૫૮૫ માં થઇ હતી.

આ સ્તૂપની યાત્રાએ હજારો ભાવિક નરનારીઓ અને રાજાનું આવાગમન થતું હતું. ઈ. સ. ૧૩૬૨ માં પીગુના તલાઈ રાજા રાઝાદરિતે તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. મિન્યાકયાં, રાણી શીંબોસુ રાજા ધમ્માઝેદી (ધર્મચૈત્ય), રાણી એદી ૪. એ તેની કીર્તિ તેમજ કદ વધાર્યાં હતાં. શ્વેડગોંનું તલાઇ નામ તિકુંબસેદી (ત્રિકુંભચૈત્ય) હતું.

મ્યેઝાયાં, તથાઉં.

મીન્ગે નદીને કિનારે તથાઉં પાસે આવેલા મ્યેઝાયાં પગોડાનો મહાન ઉત્સવ માર્ચની તા ૫ મીથી શરૂ થઇ તા. ૧૩ મી સુધી ચાલે છે. એ પગોડાની કથા નીચે પ્રમાણે છે.

બ્રહ્મદેશના પ્રાચીન ઇતિહાસની આ ભકિતકથા છે. ઇસ ૧૦૧૦માં બ્રહ્મદેશમા ભૂપતિ અનોરાથા (અનિરુધ્ધ)નુ પગાકમી રાજ્ય (૧૦૧૦ ૧૦૫૨) શરૂ થયુ. એક વિશાળ સૈન્ય લઇને એ પરાક્રમી રાજાએ ચીન ઉપર સ્વારી કરી ત્યાથી બુદ્ધ ભગવાનનો પવિત્ર દાંત લાવવાનો મનસુબો કર્યો હતો. અતુલ સાહસો ખેડયા છતા તેને ખાલી હાથે પાછું ફરવું પડયું હતું, પણ દેવદૂતોએ તેને બુદ્ધ ભગવાનની રત્નની મૂર્તિ ભેટ આપી. ચીનથી પાછા ફરતા રાજા અનોરાથા શાનના ડુંગરાળ મુલકમાથી પસાર થતા હતા, તેમના માર્ગમા મો ( જેને હાલ લોકો Hsipaw કહે છે તે ) નુ રાજ્ય આવતુ હતુ એ રાજ્યના સૌબ્વા અનોરાથાના તેજથી એવા અંજાઇ ગયા કે તેણે મહારાજાને ચરણે પોતાની ગુણશીલવાન પુત્રી સૌ મુલા ધરી. મહારાજાએ મુલાનો સ્વીકાર કરી સૌબ્વાને કૃતકૃત્ય કર્યો મનોહર વિકરાળ ખીણોના ખોળાઓમાં લપાયેલા નવ મંડળોના અધિપતિની મોંઘેરી કન્યાનાં દાન આમ સ્વીકારી ને અનોરાથા પગાન તરફ કૂચ કરી ગયા ( જુઓ પા. ૩૭ ).

સૌ મુલાના અનુપમ લાવણ્યની પ્રશંસા ચહુદિશ થતી હતી. રૂપાળી છતા પટરાણી પદથી વંચિત ક્યાઉં માંડોના મનમાં સૌ મુલા શળની પેઠે ખૂચતી હતી કેમકે તેને પટરાણી પદથી ઉતારનાર શાનના પહાડી લોકોની એ રાજકુંવરી જ હતી તેણે અનોરાથા મહારાજના કાન ભભેરવામા કશી મણા રાખી નહિ રણવાસમાં પીગુના રાજાની કુંવરી મનીમંડા (મણિચંદ્રા) નામે એક રાણી પણ હતી. એ રાણી કુલટા હતી. અને સાસરે આવતા રસ્તામાં જ એક પરપુરુષના પ્રેમમા તે પડી હતી. રણવાસમા આવીને પણ તે છાની ન રહી શકી નહિ. અને યુવરાજ સૌલુ ( જુઓ પા. ૩૮ ) સાથે તેણે આડો

વ્યવહાર બાંધ્યો. સતિ સૉ મુલાએ એ પાપી જોડલાને મીઠો ઠપકો આપી આવા રસ્તા છોડી દેવા શીખ દીધી. પણ તેથી તો એ હવસી રાણી વધારે બળી ઉઠી, અને તેણે કોઇ પણ ઉપાયે મહારાણીનો ઘાટ ઘડવા એણે મનમાં ગાંઠ બાંધી, અને રાજાની બીજી રાણીઓ તથા ઉપપત્નીઓ સાથે મળીને તેણે એક કાવતરું રચ્યુ.

પટરાણી એટલી બધી પવિત્ર અને સુશીલ હતી, તેને લીધે એવું બન્યું કે ભગવાન બુદ્ધના અવશેષનાં ઓજસ્ તેના જમણા કાનના મણિમય કુડલમાં આવીને વસ્યાં. પુણ્ય દિનોએ એના તેજ એટલાં ચમકી નીકળતાં કે રાત્રિએ તેનાથી પટરાણીનું મંદિર અલૌકિક પ્રભાથી ઝળહળી રહેતુ, આ અતિમાનુષી પરચો અણમાનીતી રાણીની જાણમા આવ્યો. ચ્યાઉં માડોએ મહારાણીની પીયરથી સાથે આવેલી માનીતી દાસી અને સખી મા ઝાંનો ઉર્ફે નામ-મુ ને લલચાવી પટાવીને પોતાને વશ કરી લીધી, અને તેની મારફત પેલી દિવ્ય પ્રભાનું કારણ જાણી લીધું, અને એવી પેરવી કરી કે એને આધારે રાણી તો ડાકણ છે એવું રાજાના મનમાં ઠસાવવું. આમાં તેણે મા ઝાંનોની મદદ માગી પણ એ બાઇએ ના પાડી. પાચ વીસા (૧૮ શેર) ધોળા દુધ જેવી ચાંદીની લાચને પણ તેણે તરછોડી પરંતુ દામનું જોર ન ચાલ્યું ત્યાં દંડનુ વશીકરણ ફાવ્યું. અણમાનીતીએ બરાબર વખત સાધીને રાજાને વાત કરી અને સાક્ષી તરીકે મા ઝાંનોનું નામ લીધું. પટરાણીની પોતાની માનીતી દાસી જ એમ કહે, પછી શંકાનુ શું કારણ? વળી મહારાજાને તેમણે રાત્રે પેલો પ્રકાશ નજરોનજર બતાવ્યો પણ ખરો.

એકદમ રાજાની આજ્ઞા થઇ જલ્લાદને, કે પટરાણીનું શિર ઉડાવી દેવું. એક વૃદ્ધ મંત્રીવરે રાજાને વાર્યા. મંત્રીની વિનવણી અને ચેતવણીથી નરમાઇને રાજાએ દેહાત દંડની આજ્ઞા વાળી લઇને પટરાણીને મહેલમાથી કાઢી મૂકવાનો નિશ્ચય કર્યો રાણી ચાલી નીકળ્યા......વનમા એનમાઇ એકલી!...પણ પીયરથી સાથે આવેલા મા ઝાંનો અને માઉં રેઆ ઉર્ફે ખૂ માઉં પોતાની રાણીની માયા મૂકી શકયા નહિ એ પણ સાથે થયા.

રાણી પોતાનાં દાસ દાસી સાથે મીન્ગે નદીએ પહોંચ્યાં. તેને જમણે કાંઠેથી તેમણે વહેણુ સામે ચાલવા માંડયું. ધીમે ધીમે નાનકડો સંઘ આવા શહેર પાસેના જયપુર–સગાઈ–નગરની પડખે આવેલી એક નાનકડી ટેકરીની તળેટીએ ઉભો. ત્યાં રાણીએ પ્રતિજ્ઞા કરી : " હે દયામય ! જો હું સર્વથા પવિત્ર હોઉં તો મારૂં વચન ફળજો. જો મારે પાછું કદી પણ મહારાજાની મહેલાતમાં જવાનું હોય, તો હું નખથી ધરણી ખણું તેમાંથી પાણી નીસરશે નહિ."

રાણીએ કોમળ આંગળીઓથી ધરણી ખણી, અને લ્યો ! કુદરતના ક્રમ કમાંપે નાસી ગયા, અને ઝટ ત્યાંથી જળનું ઝરણું સ્ફૂર્યું ! રાણીની આંખોમાંથી દડદડ આંસુ ખર્યાં, જે કપોળ ઉપરથી સરીને પ્રકટ થયેલા ઝરણામાં ગયાં. એ સ્થળે રાણીએ એક નાનકડો પગોડા બાંધ્યો અને તેનું નામ ટોન્ગટો પગોડા રાખ્યું. આ પ્રમાણે એ સ્થળનું સ્મરણચિહ્ન સ્થાપીને ભારે હૈયે અને થાકેલે પગે રાણી અનુચરો સાથે આગળ ચાલ્યાં. મજલ કાપતાં ત્રણે જણ એક સંગમ આગળ આવ્યાં. નંદનવન શા એ સુંદર ઉપવનની શોભા વર્ણવી જાય નહિ. એક નાનકડી નદી ઉચ્છૃંખલ બાલિકા જેવી નાચતી, કૂદતી, કલ્લોલ કરતી ધીર ગંભીર મોટી બેન મીન્ગેને ત્યાં ભેટતી હતી. અને મિલનના ઉમંગમાં ત્યાં રસરેલ ઉરાડતી હતી. તેનો હરખ પ્રકૃતિ સમસ્તે ઝીલ્યો હતો, અને સારીયે સૃષ્ટિ આનંદ અને ઉલ્લાસને હેલે ચઢી હતી. પણ રાણીનું અંતર તો રડતું હતું.

નદી પાર કરવા રાણીએ વસ્ત્ર ઉચું કરી છેડો માથે નાંખ્યો અને–

"એ પાણીમાં શું પડયું ? મારું કુંડળ પડી ગયા જેવું લાગ્યું. મારું કુંડળ !"

" ના બા, મને તો કુંડળ પડયા જેવું ન લાગ્યું, મને તો– "

" નારે ના, કુંડળ તો આ રહ્યું. ત્યારે એ ચળકતું, ઝળકતું શું સરી પડયું હશે ! હે પ્રભુ ! મને અનિષ્ટના અપશુકન થાય છે. "

દાસીએ આશ્ચર્ય અને ભયચકિત આંખો સાથે કહ્યું કે કુંડળમાંથી બે નાનકડાં પંખીડાંની જોડ જેવું કશું નીસરી ને ઉડી ગયું હોય, એવું દેખાયું હતું.

રાણી સમજી ગઇ. નિમ્ન અંગના વસ્ત્રનો છેડો શીર ઉપર નાખ્યાના પાપની એ સજા; ભગવાન બુદ્ધના અવશેષનાં ઓજસ્ રાણીના કર્ણકુંડલનો આશ્રય છાંડીને ઉડી ગયાં !

જેના જળમાં આ પ્રસંગ બ ચો હતો તે નિર્ઝરિણીને લોકો નડાઉં મ્યા ચાઉં કહે છે અને તે હાલના માંડલે–મેમ્યો રોડ ઉપર છે.

(નડાઉં એટલે કુંડલ. મ્યા એટલે પડયાં અને ચાઉં એટલે નાની નદી. જે નદીમાં કુંડલ પડયું તે.)

નદીને સામે તીર પહોંચીને રાણીએ મસ્તક ઉપરથી એ વસ્ત્રનો છેડો ઊતારી નાખ્યો અને ચિંતાતુર હૈયે અનુચરો સાથે આગળ પ્રયાણ કર્યું. પણ ભગવાનની કૃપાવિહોણું જીવન અસહ્ય લાગ્યું. તેના પગ ભારે શલ્ય થઈ ગયા અને મસ્તક ફરવા માંડયું. રાણીએ આક્રન્દપૂર્વક પાર્શ્વદેને યાચના કરી કે કૃપાની જ્યોતિ મને પાછી અપાવો. તેના આર્જવથી દેવા-ત્માઓ પીગળ્યા અને નીચલાં અંગોને ઢાંકવાનું વસ્ત્ર મસ્તકે ધરવાના પાપ માટે એ આર્તનાદને પૂરતા પ્રાયશ્ચિત તરીકે સ્વીકારી તેના કુંડળમાં જ્યોતિ પાછી પધરાવી.

પરંતુ રાણીનું કોમળ અંતઃકરણ હજી અનોરાથા તરફ વળતુ હતું. ફરીથી તેણે ભાવિ જાણવા પ્રયાસ કર્યો. આ વખતે તેણે પ્રતિજ્ઞા લીધીઃ " મારી સત્યશીલતાની સાબીતીમાં, જો હું પતિગૃહે પાછી જવાની હોઉં તો મારા નખે ખણેલી ધરતીમાંથી જળ નીકળજો. "

અને જળ ન નીકળ્યુ.

રાણી મુઝાઇ અને ભગ્ન હૃદયે એ તરછોડાયેલી સમ્રાજ્ઞીએ તે સ્થળે પગોડાઓની જોડ રચવા મનસુબો કર્યો.

મનસુબો તો કર્યો; પણ માત્ર મનની સુબાગીરીથી કંઇ વળે ? સાધન વગરની સુબાગીરી શા કામની ? નિસહાય, અંતરીયાળ વાટે પડેલી એ અબળા મંદિરો બાંધવાના મનોરથ કયાંથી પૂરા કરે ?

સૌ મુલાએ પુનઃ દેવાશીઓને દંડવત્ અને અર્ધ્ય અર્પી દીન વદને અંજલિ ધરીને સહાય યાચી દીન વદને કરેલી આર્તિની સમાપ્તિ થઇ એટલામાં પાછળ ખખડાટ સંભળાયો રાણી પાછી ફરીને જોય છે તો લોખંડ જેવી મજબૂત ઈંટોના થરના થર મારેલા દેખ્યા ! પણ એટલેથીજ ન પત્યુ. શ્રમિત શરીર અને મનને રાત્રીએ વિશ્રામ આપીને પ્રાતસ્નાન કરવા જતા ઈંટોથી ભરેલો એક તરાપો નદીમા વહી આવતો તેમણે દીઠો ! ઉપકારભારથી વિનિત હૃદયે એ પ્રસાદી તેમણે વધાવી લીધી.

સામગ્રી તો મળી, પણ બે મોટા મજબૂત પગોડા હાથે બાંધવા એ એ રાજરાણીઓ અને મજૂરીના જેને સ્વપ્નાંએ નહિ આવેલાં એવા એક ખવાસથી કેમ બની શકે ? પણ એ મુઝવણનોયે નીવેડો આવ્યો. દિવસે રાણી ઇંટની એક હાર બાંધીને સુઇ જાય, અને સવારે ઉઠીને જોય તો તેના ઉપર બીજી હાર સરસ બંધાઈ ગઈ હોય એમ દેવોની સહાયથી રાણીએ બે પગોડા ઊભા કર્યા એકનું નામ શ્વે-ઝા-યા અને બીજાનુ નામ શ્વે-ઝા-ક્યા

રાણી ધરતી ખોતરતા હતા તે વખતે નાનાં પંખીડાંના ટોળા તેમને ઘેરી વળ્યા. કર્ણકુંડલમાથી ઉડી ગયેલા તેજોમય પંખીડાં પાછાં આવતાં તે કુંડલને એક પગોડામા પધરાવી અનેક સૂત્રોથી મંડિત સુવર્ણના પતરા તેને ફરતા જડી દીધા હતા જે પગોડામા શ્રી બુદ્ધ ભગવાનના એ અવશેષની પ્રતિષ્ઠા કરી હતી તેનું નામ શ્વે-ઝા-યા

શ્વે એટલે સોનું, ઝા એટલે પંખી અથવા લેખ, અને યા એટલે વીંટાયેલું, અર્થાત જે સ્થળે સુવર્ણના પંખી ઘેરી વળ્યાં હતા તે અથવા તો જેને લેખમંડિત સુવર્ણમાં છાપી દીધેલું છે તે. બીજો પગોડા શ્વે-ઝા-ક્યા, જે સ્થળે તેજોમય પંખી કુંડલમા પાછા પ્રવેશ્યા હતાં તે

સ્થળના સ્મારક રૂપ છે. આ પ્રમાણે પુણ્યાત્મા દેવોની સહાયથી સૉ મુંલાએ પગોડાની જોડી રચી, જે પ્રતિવર્ષ જાત્રાનું કેન્દ્ર થઇ પડી છે.

પગોડા તો શ્રદ્ધાને બળે બન્યા, પણ તેની રખેવાળીનું શું ? -આ ઝાંનોએ ત્યાં દેહ છોડયો અને તેજોમય દેહરૂપે ત્યાં વાસ કર્યો

હજી કયાં એ દુ:ખી રાણીની વિટંબણાનો પાર આવ્યો હતો ! તેને તો હજી ઘણાં સંચિત ધોવાનાં બાકી હતાં. પગોડા બંધાયાની વાત વાયુવેગે અનોરાથાને કાને પહોંચી ગઈ. તરછોડેલી મહારાણીના અનુરાગની કસોટી કરવા તેણે મનસુબો આદર્યો. અનુચરોને બોલાવીને આજ્ઞા દીધી.

" જાઓ, મીન્ગેને તીરે, જ્યાં રાણીએ પગોડા બાંધ્યા છે ત્યાં.

" અમારાં વચનો બરાબર ધ્યાનમાં રાખજો, નહિ તો તમારા પ્રાણ હરીશ.

" રાણીએ રચેલા પગોડાનાં દ્વાર જો તેના પીયર શાન મંડલો તરફ હોય તો સૉ મુંલાનો શિરચ્છેદ કરજો—"

અનુચરો કંપી ઉઠયા, પણ આજ્ઞા શિરોમાન્ય કર્યાની સંજ્ઞા તરીકે એમણે મસ્તક ઢાળ્યાં.

" અને જો પગોડાઓનાં દ્વાર પગાન તરફ હોય તો રાણીને સન્માન પૂર્વક રાજગઢે આણજો. સમજ્યા ? જાઓ ! "

અનુચરો પવનવેગે નીસર્યા મનમાં વિચારે છે, " મુખદ્વાર પગાન તરફ હોય તો કેવું સારું ! "

સાયંકાળે એ રાણીના નિવાસસ્થાને પહોંચ્યા. રાણીએ તેમને ઓળખ્યા અને પાસે બોલાવીને આગમનનું પ્રયોજન પૂછ્યું. કાસદોએ " મહારાજની આજ્ઞા લાવ્યા છીએ " એમ કહ્યું. સૉ મુંલાએ કહ્યું: " અત્યારે રાત પડવા આવી છે. માટે સુખેથી આરામ કરો. સવારે રાજનો હુકમ વાંચી સંભળાવજો. "

રાણીના મનમાં વ્હેમ પડયો. રાત્રે કાસદો નિદ્રાવશ થયા પછી પેલા ઉપકારી નાત્ મંડળીની સહાયથી રાજ આદેશ તેણે જાણી લીધો. અને પોતાની રત્નજડિત શાલથી બાંધીને એ મહાનુભવોની મદદથી પગોડાના દરવાજા નહિ પીયર તરફ તેમજ નહિ સાસરા તરફ, પણ બે દિશાઓની વચમાં, એમ ફેરવી દીધા.

સવારે કાસદોએ દરવાજાની મધ્યસ્થ દિશા જોઈ; આવા સંજોગોમાં શું કરવું તેની સૂચના નહિ મળેલી હોવાથી આજ્ઞા લેવા તેઓ પગાન પાછા ફર્યા. કાસદોની હકીકત સાંભળીને રાજાના અંતઃકરણમાં વ્યથા થવા લાગી. "રાણીને અન્યાય તો નથી કર્યો? મેં ભૂલ તો નથી કરી?" તેનો અંતર્યામિ તેને ઠપકો દેવા લાગ્યો. પરિતાપથી તે બળવા માંડયો. એણે કાસદોને ઉત્સુકતાપૂર્વક કહ્યું : "જાઓ, જલ્દી જાઓ, અને એને અહિં લઇ આવો."

પણ રાણી એમ તે કેવી રીતે આવે? અપમાનિત માનિનીએ કહાવ્યું કે રાજાને તેડાવવી હોય તો જાતે લેવા પધારે. કાસદો પાછા વળ્યા.

રાણીનો સંદેશો અનિરૂદ્ધને પહોંચે તે પહેલાં તેનો નાનો ભાઈ કે જે * પીનુઇવીનનો × ચામાઈ હતો; તેણે પોતાની બેનના હાલની વાત સાંભળી, અને તેને મળવા અધીરે પગલે દમ બદમ કુચ કરતો આવ્યો. ભાઈબેન મળ્યાં, બેઠ્યાં. બેનની દુઃખ કથા સાંભળીને તેને પોતાને ઘેર લઇ ગયો. પણ ઘેર પહોંચતાં પહેલાં ઓં ત્યો નામે સ્થળે એ પરમ પવિત્ર સાધ્વીનું પીડિત હૃદય વધારે વખત વેદના સહી શકયું નહિ, અને સૌ મુક્તાએ નશ્વર ખોળીયું ત્યાગ્યું.

જ્યાં અવસાન થયું તે સ્થળને ઓં–ત્યો કહે છે. . તેનો ભાવાર્થ એમ થાય છે. ભાઇ તેને હેતુથી પાછો લઈ જતો હતો, તે ઉપરથી અગ્નિ-સંસ્કારના સ્થળને સી મીંજી કહે છે. એ ક્રિયા વખતે એક મોટું દુંદુભી–સી વગાડવામાં આવ્યું હતું તે ઉપરથી.

* પીનુઇવીન, જેને હાલ મેમ્યો કહેવાય છે.

× સૌમ્બાનું આધિપત્ય સ્વીકારનારો મંડલેશ્વર.

રાણીના આત્માએ નિર્વાણ નહિ પામતાં નાવાઇતીંસા નામક સ્વર્ગમાં દેવ રૂપે વાસ કર્યો. તેમાં મોટા ભાઇ (નવ મંડલેના સૉબ્વા) એ પણ બેનના પતિગ્રહત્યાગની વાત સાંભળીને મોટી સેના લઇ તેને મળવા જવાની તૈયારી કરી હતી, અને તે માટે એક ખાસ પગોડા બંધાવી ત્યાં મેળાપ કરવા વિચાર્યું હતું. એ પગોડા તો બંધાઇ ચૂકયો—ઓ—જયાં પગોડા—પણ એટલામાં બેને દેહ છોડયાના ખબર સાંભળ્યા. આ અસહ્ય આઘાતથી તેના હૃદયના ચુરેચુરા થઇ ગયા અને તેનો આત્મા કો—મ્યો—યીં નામે દેવ થયો (કો—મ્યો—યીં એટલે જ્ઞાનના દેવમંડળના મુખી.)

સૉ મુંલાના અગ્નિદાહ પછી નાનો ભાઇ પાછો શ્વેઝાયાં પગોડામાં ગયો. ત્યાં તેના મોટા ભાઇ અને બેનના આત્માએ આવી પહોંચ્યા. તેમણે ફયાને અક્ષત અને ભોજ્ય પદાર્થોનો થાળ ધર્યો અને પ્રતિજ્ઞા લીધી કે " જયાં સુધી કર્મ ફળ ભોગવી ચૂકી ને નિર્વાણ ન મળે ત્યાં સુધી જેટલા જન્મો લેવા પડે તે બધાં અસ્તિત્વોમાં આપણે એક બીજાને મદદ કરવી, બૌદ્ધ ધર્મના પ્રચાર અને ઉદ્ધારને સમર્પિત થવું અને શ્વેઝાયાં પગોડાની કીર્તિ પ્રસરાવવી."

સર્વેએ મળીને પ્રસાદ મીન્ગેના જળમાં પધરાવ્યો, અને તે તણાતો તણાતો છેક ગંગા—બ્રહ્મપુત્રા—ઇરાવદી—સુધી પહોંચ્યો, અને ત્યાં પાણીના વહેણની સાથે વહી જવાને બદલે વહેણની સામે જઇ નાતની સહાયથી એક ટાપુ ઉપર આવેલા થીયાડૉ પગોડાએ જઇને અટકયો. તેમાંથી અંશને પાછો એ ફયા આગળ ધરીને ફરીથી નદીમાં પધરાવ્યો, અને ઇરાવદીની માછલીઓને આજ્ઞા અપાઇ કે તમારે પ્રતિવર્ષ મીન્ગેમાં શ્વેઝાયાંના દર્શન કરવાં અને ત્યાં જળમાં પધરાવાય તે પ્રસાદ આરોગવો.

અને શ્વેઝાયાં ઉત્સવની ખાસ ખૂબી એ છે કે દર વરસે એ સમયે મીન્ગે નદીમાં ગામની પાસે લગભગ એક સો નાત્વે નામે મોટી માછલીઓ આવે છે. તે એટલી બધી હળી ગયેલી છે કે માણસના હાથમાંથી કોળીઓ લે છે. એમનું કદ જંગી હોય છે. તબાઉં માસની શરુઆતમાં એ માછલીઓ દેખા દે છે અને ઉત્સવ ખલાસ થતાં પાછી ચાલી જાય છે. એને " નાત

માઝ્ઝી " ગણવામાં આવે છે અને કોઇએ તેને પૂજા કરવી નહિ એવો પ્રતિબંધ છે.

ઉત્સવ ઉપર માંડલે તથા આજુબાજુનાં ગામોમાંથી હજારો જાત્રાળુઓ ત્યાં જાય છે. નડાઉંજ્યાં ગામથી ચૈઝાયાં સુધી પાકો રસ્તો છે તેથી જાત્રા સહેલી થઈ પડી છે. એ પગોડા " નેતે " નામે કેરીઓનાં હજારો ઝાડથી ઘેરાયેલો છે. રંગૂનના ગુજરાતીઓ નેતેથી તો અજાણ્યા નથી જ.

સૅા મુંલાએ બાંધેલો અસલ ફ્યો તો નાનકડો હતો. માંડલેદિલના જુના જોગી ઊ ખાંટીએ તેને હાલના રૂપમાં આણવા ઘણી મહેનત કરી હતી. એ એકજ પગોડા છે કે જેનું મુખ પશ્ચિમ તરફ છે, અને તેનું કારણ રાજાએ રાણીની કસોટી કરવાનો કરેલો પ્રયાસ છે. પશ્ચિમ દિશાને બર્મનો અશુભ ગણે છે. અનોરાથાના વંશજોએ પગોડામાં ઘણો સુધારો કર્યો હતો અને તેને વધારે જમીન ભેટ કરી તેનું માહાત્મ્ય વધાર્યું હતું. ઉ ખાંટીએ સૅા સુંલા અને મા ઝનિની કાંસાની પ્રતિમાઓ પગોડાના સિંહદ્વાર પાસે સ્થાપી છે.

## મહા–મ્યા–મણિ, માંડલે

પા. ૧૨૨ ઉપર આ પગોડાની નોંધ છે. આરાકાનમાં એની સ્થાપના કેવી રીતે થઇ, તેની આખ્યાયિકા આ રહી :—

ભગવાન બુદ્ધ તાવત્થી (સાવત્થી, સ્વસ્તિ) દેશના ઝેટાવું વિહારમાં એક ચાતુર્માસ વસ્યા હતા. એક દિવસ પ્રિય શિષ્ય આનંદને બોલાવીને ભગવાને આદેશ આપ્યો કે આરાકાન દેશના મ્યો–ઉ નગરના ભૂપાલ સાન્ડાતુરીયા (ચંદ્રસૂર્ય, જુઓ પા. ૧૧) ને મારાં પૂજન કરવાની ઉત્કટ ઇચ્છા થઇ છે, અને જો ત્યાં નહિ જઇએ તો રાજા હતાશ થઇને પ્રાણ છોડશે.

બીજે દિવસે સવારમાં સંઘ મ્યો–ઉ નગર તરફ સીધાવ્યો. રાજાએ શિષ્યો સહિત ભગવાનને આવતા દીઠા. રાજા તેમજ પ્રજાએ ભગવાનનાં ભાવથી પૂજન કર્યાં. રાજા ભાવનાના અતિરેકમાં મૂર્છિત થઇ ગયો, અને સ્વર્ગમાંથી તજ્યામીંએ (સ્વર્ગના રાજા ઇન્દ્ર) ઉતરી આવીને પવિત્ર જળ

છાંટયું ત્યારે જ એની મૂર્છા વળી. પછી ભગવાનનો સદુપદેશ સાંભળીને રાજાએ તેમનો પંથ સ્વીકાર્યો અને ૧૦૦,૦૦૦ ભિખ્ખુઓ વસે એવડો વિશાળ વિહાર બાંધ્યો. રોજ નવા થતા બૌદ્ધોની વધતી સંખ્યા દેખીને ભગવાને શીં તરીપોતારા ( શ્રી શ્રીપુત્ર) અને બીજા ભિખ્ખુઓને બોલાવીને પૂછયું કે આ બધા શેની સ્તુતિ કરે છે. ભિખ્ખુઓએ ઉત્તર આપ્યો કે બુદ્ધશાસનની સ્તુતિ કરે છે. ભગવાને કહ્યું કે આરાકાનની ભૂમિમાં પહેલાં પણ ધર્મનું ઉત્થાન થયું હતું; મારા એક પૂર્વજન્મમાં પૌરાણ ગૌતમ બોધિસત્વના સમયમાં જંબુદ્વિપ (ભરતખંડ) ના મહાન દાક્ષિણાત્ય દ્વિપમાં ભયંકર દુર્ભિક્ષ પડયો હતો અને સર્વત્ર પશુઓ તેમજ માનવીઓ ભૂખે મરતાં હતાં અને નાસ્તિક હતાં. પરંતુ આ સ્થળે અહિં અન્નજળની પૂર્ણ સમૃદ્ધિ હતી, કેમકે અહિંના લોકો યમનિયમ પાળતા હતા અને પૌરાણ-ગૌતમે તેમની પ્રશંસા કરી હતી.

અનેક દિનરાત સદુપદેશ આપ્યા પછી એક દિવસ ભગવાને કહ્યું, " હે ચંદ્રસૂર્ય, મારી અનુકંપા જગતવ્યાપી છે, તેથી પૃથ્વીનાં અન્ય માનવીઓને પણ નિર્વાણનો માર્ગ દર્શાવવા માટે હવે પરિભ્રમણ કરવું જોઇએ. " શોકગ્રસ્ત રાજા તથા પ્રજાએ પ્રાર્થના કરી કે આપ સીધાવશો પછી અમે પૂજન કોનાં કરીશું ? ભગવાને આશ્વાસન આપ્યું કે હું મારી પ્રતિમા મૂકતો જઇશ, તેનાં તમે પૂજન કરજો.

પછી પ્રતિમા બનાવવા માટે ચંદ્રસૂર્ય રાજાએ આસપાસના રાજાઓને પણ નિમંત્રણ આપ્યાં, અને ભગવાનને પૂછયું કે એ પ્રતિમાની પૂજાનો અધિકારી કોણ છે. ભગવાને ઉત્તર આપ્યો કે તેની પૂજાના અધિકારી એકલા ચંદ્રસૂર્ય જ છે, કેમકે તેમણે પૂર્વજન્મમાં મારી પૂજા કરેલી છે. " પૂર્વ જન્મે આપણે બે એક ગામમાં ગોવાળ હતા. એક દિવસ ચોર લોકો તમારી ગાયો ચોરી ગયા. હું જ્યોતિષ જાણતો હતો, એટલે મેં ગણતરી કરીને પત્તો આપ્યો કે ગાયો અમુક સ્થળે ચરે છે. તમે ત્યાં જઇને ગાયો વાળી આવ્યા, ને હર્ષ પામીને પ્રભુને પ્રાર્થના કરી કે ભવોભવ

આપણો મેળાપ થશે. વળી બીજા એક જન્મમાં હું ધનવાન ખેડૂત થયો. અને તમે મારા એક ગોવાળ હતા. મારા ખેતર પાસે વિશાળ વડની ઘટા નીચે આપણે રહેતા હતા. એક દિવસ આપણા ઘરમાં અન્ન અને જળ થઈ રહ્યાં. મેં કહ્યું કે હું ગામમાં જઇને લઈ આવું. તમે કહ્યું કે "તમારો વિયોગ મારાથી સહન નહિ થાય." તેથી મેં મારી એક પ્રતિકૃતિ બનાવીને તમને આપીને કહ્યું કે મારી ગેરહાજરીમાં એને નીરખજો. વડની ફાંટતી બે ડાળોના બોડીબારામાં મૂર્તિ મૂકીને તમે રોજ અને જોયા કરતા હતા. હું આવ્યો એટલે વડના દેવે મૂર્તિને સંતાડી દીધી. આ પ્રમાણે તમે પૂર્વજન્મમાં પણ મને પૂજેલો છે."

પ્રતિમા કાજે ચંદ્રસર્ષ તેમજ બીજા નૃપાલો, દેવદૂતો, ઇન્દ્રરાજા—સર્વ કોઇ સોનુ ચાંદી ભેગાં કરવાં લાગ્યાં. રાજાઓ ૧૫ ટોકરી, અને ઇંદ્ર તથા અન્ય દેવો ૫૦ ટોકરી લાવ્યા. માનવો અને દેવોએ મળીને સોના ચાંદી ગાળ્યાં, ને પ્રતિમા ઢાળી. વેણુલા ડુંગરે આ કાર્ય અર્થે આવીને વસેલા વિશ્વકર્માની દેખરેખ નીચે મધ્યાહ્ને પ્રતિમા ઢળાઇ, પણ વારંવાર પ્રયત્ન કર્યા છતાં સ્કંધ ઉપર મસ્તક લાગ્યું નહિ. ભગવાને તેમને આશ્વાસન આપીને કહ્યું કે મારા વક્ષઃસ્થળની ઉષ્માથી હું એ કાર્ય કરી લઇશ. તમે તમારે આસન તૈયાર કરો. આસન તૈયાર થતાં મૂર્તિ પોતાની મેળે ઉડીને આસન ઉપર વિરાજમાન થઈ, અને તે પણ દેવો કે "બ્રાહ્મો" (બ્રાહ્મણો) ની સહાય વિના જ! પછી ભગવાને પોતાના વક્ષઃસ્થળની ઉષ્માથી પ્રતિમાને સાત વાર આવરી લીધી. એટલે જીવતા મનુષ્યની જેમ મૂર્તિએ હાથ ઉંચા કરીને પ્રણામ કર્યા અને મસ્તક નમાવ્યું.

ભગવાને મૂર્તિમાં પ્રાણપ્રતિષ્ઠા કરી એટલે માનવો, દેવો અને બ્રાહ્મણોએ પુષ્પવૃષ્ટિ કરી, ને સર્વત્ર આનંદ વરતાઇ રહ્યો. ભગવાનની આજ્ઞાનુસાર ચંદ્રસર્ષે બાકી વધેલી ધાતુનો એક અંશ આસનની નીચે દાટ્યો, એક અંશ મૂર્તિની દક્ષિણે ગરીબ લોકો ખોદીને લઇ જઇ શકે તેવી રીતે દાટ્યો, અને એક અંશ ઉત્તરે દાટ્યો, જેના ઉપર તત્કાલ ઇન્દ્રે દેવાલય—

દેવદૈત્ય, દેવમંદિર નામે સ્તૂપ રચ્યો, અને ત્યાં લટકાવવા માટે ઘડીયાળ અર્પણ કરી.

પછી શિષ્ય આનંદે ભગવાનને વિનંતિ કરી, કે હવે કુરુજિત દેશમાં જવાનો સમય થયો છે. પરંતુ ભગવાને કહ્યું કે હજી ત્યાં જવાને વાર છે, પ્રથમ કાર્ય મારા લઘુબંધુ મહા–મ્યા–મણિ મૂર્તિને ઉપદેશ આપવાનું છે. એમણે પ્રતિમાને કહ્યું : "લઘુભ્રાતા મહા–મ્યા–મણિ, સંસારમાં દુષ્ટ મનુષ્યો વસે છે. માટે તું ઉપદેશ કરીશ નહિ." એમ કહીને ભગવાન જવા ઉઠયા, એટલે મૂર્તિ પણ તેમની પાછળ જવા ઉઠીને ચાલી. ભગવાને તેને આજ્ઞા કરી કે તારે અહિં જ રહેવું અને મારા વતી રાજા તથા તેની પ્રજાનાં પૂજન ગ્રહણ કરવાં; જે તારી પૂજા કરશે તે મારી પૂજા કર્યા પ્રમાણે દેવલોક કે નિર્વાણ પણ પામશે. રાજા ચંદ્રસૂર્યને ભગવાને કહ્યું: "આ મારી પ્રતિમા આઠ વિસ્મયતાઓથી વ્યાપ્ત છે, અને મારા શાસનનાં પાંચ હજાર વર્ષ એનું અસ્તિત્વ રહેશે. એ આઠ મહા વિસ્મયતાઓ તે (૧) પ્રતિમાનું છત્ર, જેના ઉપર બેસવા કે ઉપર થઇને ઉડવાની પણ ધૃષ્ટતા કોઇ પંખી કરતું નથી. (૨) પ્રતિમાના મુખનું તેજ, (૩) ધર્મદ્રોહીઓ પૂજા કરે ત્યારે એ તેજનો થતો લોપ, (૪) પ્રતિમાની સંપૂર્ણ નકલ કરવાની અશક્યતા, (૫) તેની સમક્ષ અસત્ય ભાષણ કરનાર ઉપર આપત્તિ ઉતરવાની અનિવાર્યતા, (૬) ગમે તેટલું સુવર્ણ ચઢાવવા છતાં તેનું કદ વધવાની અશક્યતા, (૭) ખૂબ ઠાઠમાઠથી અનેક યાત્રીઓની દર્શનભીડ, અને (૮) તેના ઉપર ગમે તેટલું જળ રેડવામાં આવે તો પણ તેની આગળ તેનો સંચય થવાની અશક્યતા.

પછી ભગવાન કુરુજિત સિધાવ્યા, અને જનસમુદાયે મહા–મ્યા–મણિની પૂજા કરી.

એ પ્રતિમાને રાજા બોડૉફયા માંડલે કેવી રીતે લાવ્યો, એની નોંધ યથાસ્થાને લેવાઇ ચૂકી છે.

શ્વે-મા-ડૉ, પીગૂ

પીગૂથી એકાદ માઇલ દૂર આવેલા આ સ્તૂપની ચડતી પડતી ઘણી થઇ છે કદાચ બર્માના મુખ્ય ચૈત્યોમા વધારેમા વધારે લીલીસૂકી જોવાનુ એને ભાગ પડયુ છે એમ કહીએ તો તેમા અતિશયોક્તિનો સંભવ નથી જ એની સ્થાપના હસવતીના સામલા (સ્યામલ) અને વિમલા (વિમલ) નામના રાજાઓએ બુદ્ધ શક ૧૩૩ મા કરી હતી. શ્યામલને પગોડા રચતા બે વર્ષ લાગ્યા હતા તેના પછી તેનો ભાઇ વિમલ ગાદીએ આવ્યો. એણે આ ચૈત્યની રચના અને શોભા આગળ વધારી વિમલ પછી રાજા અસા ગાદીએ આવ્યો વિમલે અસલ સ્તૂપને પાંચ હાથ વધાર્યો હતો, અને અસાએ બીજા ૭ હાથ ચઢાવ્યો. બુ શ ૧૧ મા શ્યામને તે બાંધ્યો ત્યારે ૫૪ હાથ ઉચો હતો પુરાણા સ્તૂપના ચણતરમા ૩૯ રાજાઓએ ફાળો આપ્યો હતો છેલ્લો ઉમેરો ટૌંગૂના રાજા તે-રાજાએ કર્યો હતો, એની ઉંચાઇ ૧૯૮ હાથ પહોચી હતી તે રાજાનુ અવસાન બુ. શ ૧૧૮૬મા થયું હતું.

બુ શ. ૨૧૮મા તે સમયના રાજા નૃસિંહના ધર્મદ્વેષ તથા મૂર્તિઓ પ્રત્યેના સખ્ત અણગમાને લીધે શ્વેમાડૉ પગોડા વિસારે પડયો. તેની આસપાસ જગલ ઉગી ગયુ. ગીચ ઝાડીમા એ સાવ દટાઇ ગયો, અને તેની ખંડેર જેવી દશા થઇ પડી ઘણા વર્ષો પછી પીગૂના લોકો હિંદ જઇને ગૌતમ બુદ્ધના અવશિષ્ટ કેશ લઇ આવ્યા ચાર વર્ષ સુધી હસવતીના કોટવાળ હા-અમાત પાસે એ પડયા રહ્યા છેવટે મહા મહેનતે સ્તૂપને જંગલમાંથી શોધી કાઢયો, ફરીથી એ સ્થળ સાફ કરાવ્યું, અને ત્યા અવશેષને પધરાવવામા આવ્યા તથાઉ (સુવર્ણભૂમિ) ના રાજા રાજાદરિતે સીલોનથી બીજા બુદ્ધ અવશેષ આણ્યા અને આ સ્તૂપની તજેટીમાં પધરાવ્યા ત્યારથી તનાઇ રાજવશે પીગૂને પોતાનું પાટનગર બનાવ્યુ.

વળી પાછો ઈ સ ૧૯૧૭ ના જુલાઇની પાચમી તારીખે ભૂકપ થયો અને જ્યા પગોડાનું બધુ જ દ્રવ્ય સામાન્ય રીતે ખડકાયા હોય છે, તે કળશછત્ર-ટી-સહિત ઇમારતનો ઉપરનો ભાગ તૂટી પડયો.

તેમાં ઘણાં જૂનાં રત્નો ગુમ થઇ ગયાં. ઉઘરાણું કરીને લાખોના ખર્ચે વળી પાછો પગોડા લોકોએ બાંધ્યો. પરંતુ ૧૯૩૦ ના ભયંકર ધરતીકંપે પીગૂને ધરાશાયી કરી દીધું ત્યારે એ સ્તૂપ અને તેમાં પધરાવેલી લગભગ ૫૦ હાથ લાંબી શયનસ્થબુદ્ધ પ્રતિમાનો નાશ કરી નાખ્યો. ત્રણ ચાર વર્ષ સુધી એના ઢગલા પડ્યા રહ્યા. પછી ઉઘરાણું કરીને લગભગ પાંચ લાખ રૂપીયા મેળવીને તેના ટ્રસ્ટીઓએ ત્રીજી વાર પગોડાને નવેસરથી બાંધ્યો, તે હજી ચાલુ છે. આ પગોડાની મહત્તા વધારનારા રાજાઓ શ્યામલ, વિમલ, અરિમર્દન, મહીન્દ્ર, ગન્ધરાજ આદિનાં નામ ઉપરથી તેમાં રહેલા ભારતીય સંસ્કાર તત્ત્વની સ્પષ્ટતા સારી રીતે થાય છે. ઇ. સ. ૧૭૯૨ માં કૅપ્ટન માઇકલ સાઇમ્સ નામના અંગ્રેજ પ્રવાસીએ આ પગોડાનું જૂની અંગ્રેજીમાં વિગતે અને સુંદર વર્ણન કર્યું હતું તે ઉપરથી તેના માહાત્મ્યની આપણને ઝાંખી થવા પામે છે. સાઇમ્સના સમયના બર્માઝ રાજાએ તલાઈ રૈયતને રાજી અને સંતુષ્ટ રાખવા માટે કેવી રીતે તેમના આ પ્રિય મંદિરની મહત્તા વધારીને તેનો રાજકારણી ઉપયોગ કર્યો, તેની પણ તેમાં રસપ્રદ હકીકત છે.

**ચાઈકસાન ક્યા**

ચાઇકસાન ગામ રંગૂનથી ઉત્તરે પાંચેક માઇલ દૂર આવેલું છે. છેલ્લે છેલ્લે ચાઇકસાન ત્યાં રંગૂન ટર્ફ ક્લબે બંધાવેલી અતિસુંદર દોડદોડ માટે મશહુર થયું છે, પરંતુ તેનું મૂળ માહાત્મ્ય એના ઐતિહાસિક પગોડાને અંગે હતું.

ભગવાન બુદ્ધ મેઇટિલા ( મિથિલા ), યાઝાગ્યો ( રાજા—ગ્યો ) અને તાવત્તી ( સ્વસ્તિ ) દેશોમાં સદ્ઉપદેશ કરતા વિહરતા હતા, તે સમયે તેના એક પ્રિય શિષ્ય રહન્દા ગૅાનપટિ ( અર્હન્ત ગણપતિ )ને ઇચ્છા થઇ કે મેઇટિલા જઇને મારી માતાને ભગવાનનો ઉપદેશ સંભળાવું. પરંતુ માતા તો ક્યારની મૃત્યુ પામીને તયાઉંમાં પુનર્જન્મ પામી હતી. ગણપતિને યોગબળે એની જાણ થતાં એણે તયાઉં જવાની ભગવાન પાસે આજ્ઞા માગી.

શ્વે–મા–ડૉ, પીગૂ

પીગૂથી એકાદ માઇલ દૂર આવેલા આ ક્યાની ચડતી પડતી ઘણી થઇ છે. કદાચ બર્માના મુખ્ય ચૈત્યોમા વધારેમાં વધારે લીલીસૂકી જોવાનુ એને ભા । પડયું છે એમ કહીએ તો તેમા અતિશયોક્તિનો સંભવ નથી જ. એની સ્થાપના હંસવતીના થામલા ( શ્યામલ ) અને વિમલા (વિમલ) નામના રાજાઓએ બુદ્ધ શક ૧૩૩ મા કરી હતી. શ્યામલને પગોડા રચતાં બે વર્ષ લાગ્યા હતા તેના પછી તેનો ભાઇ વિમલ ગાદીએ આવ્યો. એણે આ ચૈત્યની રચના અને શોભા આગળ વધારી. વિમલ પછી રાજા અસા ગાદીએ આવ્યો વિમલે અમલ સ્તૂપને પાંચ હાથ વધાર્યો હતો, અને અસાએ બીજા ૭ હાથ ચઢાવ્યો. બુ શ. ૧૧ માં શ્યામલે તે બાધ્યો ત્યારે ૫૪ હાથ ઉચો હતો પુરાણા સ્તૂપના ચણતરમાં ૩૯ રાજાઓએ ફાળો આપ્યો હતો છેલ્લો ઉમેરો ટૅાગૂના રાજા તે–રાજાએ કર્યો હતો; એની ઉંચાઇ ૧૯૮ હાથ પહોચી હતી તે રાજાનું અવસાન બુ. શ. ૧૧૮૬માં થયું હતું.

બુ શ. ૨૧૮મા તે સમયના રાજા નૃસિંહના ધર્મદ્વેષ તથા મૂર્તિઓ પ્રત્યેના સખ્ત અણગમાને લીધે શ્વેમાડૉ પગોડા વિસારે પડયો. તેની આસપાસ જગલ ઉગી ગયું. ગીચ ઝાડીમાં એ સાવ દટાઇ ગયો, અને તેની ખંડેર જેવી દશા થઇ પડી ઘણા વર્ષો પછી પીગૂના લોકો હિંદ જઇને ગૌતમ બુદ્ધના અવશિષ્ટ કેશ લઇ આવ્યા. ચાર વર્ષ સુધી હંસવતીના કોટવાળ હા–અમાત પાસે એ પડયા રહ્યા છેવટે મહા મહેનતે સ્તૂપને જંગલમાથી શોધી કાઢયો, ફરીથી એ સ્થળ સાફ કરાવ્યું, અને ત્યાં અવશેષને પધરાવવામા આવ્યા તથાઉં ( સુવર્ણભૂમિ ) ના રાજા રાગ્નાદિત્તે સીલોનથી બીજા બુદ્ધ અવશેષ આણ્યા. અને આ સ્તૂપની તળેટીમાં પધરાવ્યા ત્યારથી તબાઈ રાજવંશે પીગૂને પોતાનુ પાટનગર બનાવ્યું.

વળી પાછો ઈ સ ૧૯૧૭ ના જુલાઇની પાચમી તારીખે ભૂકંપ થયો અને જ્યા પગોડાનું બધુ જ દ્રવ્ય સામાન્ય રીતે ખડકાયા અ વે છે, તે કળશ૦ત્ર–હી–સહિત પ્રાગ્તનો ઉપરનો ભાગ તુટી પડયો.

તેમાં ઘણાં જૂનાં રત્નો ગુમ થઇ ગયાં. ઉઘરાણું કરીને લાખોના ખર્ચે વળી પાછો પગોડા લોકોએ બાંધ્યો, પરંતુ ૧૯૩૦ ના ભયંકર ધરતીકંપે પીગૂને ધરાશાયી કરી દીધું ત્યારે એ સ્તૂપ અને તેમાં પધરાવેલી લગભગ ૫૦ હાથ લાંબી શયનસ્થબુદ્ધ પ્રતિમાનો નાશ કરી નાખ્યો. ત્રણ ચાર વર્ષ સુધી એના ઢગલા પડયા રહ્યા. પછી ઉઘરાણું કરીને લગભગ પાંચ લાખ રૂપીયા મેળવીને તેના ટ્રસ્ટીઓએ ત્રીજી વાર પગોડાને નવેસરથી બાંધ્યો, તે હજી ચાલુ છે. આ પગોડાની મહત્તા વધારનારા રાજાઓ શ્યામલ, વિમલ, અરિમર્દન, મહીન્દ્ર, ગન્ધરાજ આદિનાં નામ ઉપરથી તેમાં રહેલા ભારતીય સંસ્કાર તત્ત્વની સ્પષ્ટતા સારી રીતે થાય છે. ઇ. સ. ૧૭૯૨ માં કૅપ્ટન માઇકલ સાઇમ્સ નામના અંગ્રેજ પ્રવાસીએ આ પગોડાનું જૂની અંગ્રેજીમાં વિગતે અને સુંદર વર્ણન કર્યું હતું તે ઉપરથી તેના માહાત્મ્યની આપણને ઝાંખી થવા પામે છે. સાઇમ્સના સમયના બર્માંઝ રાજાએ તલાઇં રૈયતને રાજી અને સંતુષ્ટ રાખવા માટે કેવી રીતે તેમના આ પ્રિય મંદિરની મહત્તા વધારીને તેનો રાજકારણી ઉપયોગ કર્યો, તેની પણ તેમાં રસપ્રદ હકીકત છે.

**ચાઈકસાન ફ્યો**

ચાઇકસાન ગામ રંગૂનથી ઉત્તરે પાંચેક માઇલ દૂર આવેલું છે. છેલ્લે છેલ્લે ચાઇકસાન ત્યાં રંગૂન ટર્ફ કલબે બંધાવેલી અતિસુંદર દોડદોડ માટે મશહુર થયું છે, પરંતુ તેનું મૂળ માહાત્મ્ય એના ઐતિહાસિક પગોડાને અંગે હતું.

ભગવાન બુદ્ધ મેઇટિલા ( મિથિલા ), યાઝાન્યો ( રાજા–ન્યો ) અને તાવત્તી ( સ્વરિત ) દેશોમાં સદુપદેશ કરતા વિહરતા હતા, તે સમયે તેના એક પ્રિય શિષ્ય રહન્દા ગૅાનપટિ ( અર્હન્ત ગણપતિ )ને ઇચ્છા થઇ કે મેઇટિલા જઇને મારી માતાને ભગવાનનો ઉપદેશ સંભળાવું. પરંતુ માતા તો ક્યારની મૃત્યુ પામીને તયાઉંમાં પુનર્જન્મ પામી હતી. ગણપતિને યોગબળે એની જાણ થતાં એણે તયાઉં જવાની ભગવાન પાસે આજ્ઞા માગી.

શ્વે-મા-ડૉ, પીગૂ

પીગૂથી એમદ માઇલ દૂર આવેના આ સ્થાની ચડતી પડતી ઘણી થઇ છે મ્હાય બર્માના મુખ્ય ચૈત્યોમા વધારેમા વધારે લીલીસૂકી જોવાનુ એને ભા । પડયુ છે એમ મ્હીએ તો તેમા અતિશયોક્તિનો મ્ભવ નથી જ એની સ્થાપના હ સવતીના થામલા ( શ્યામન ) અને વિમલા (વિમલ) નામના રાજાઓએ બુદ્ધ શક ૧૪૩ મા કરી હતી શ્યામલને પગોડા રચતા બે વર્ષ લાગ્યા હતા તેના પછી તેનો ભાઇ વિમલ ગાદીએ આવ્યો એણે આ ચૈત્યની રચના અને શોભા આગળ વધારી વિમન પછી ગજા અસા ગાદીએ આ યો વિમલે અસલ સ્તૂપને પાચ હાથ વધાર્યો હતો અને અસાએ બીજા ૭ હાથ ચડા ેા બુ શ ૧૧ મા શ્યામને તે બાધ્યો ત્યારે ૫૪ હાથ ઉ ચો હતો પુરાણા સ્તૂપના ચણતરમા ૩૯ ગજાઓએ ફાળો આપ્યો હતો છેલ્લો ઉમેરો ટૅાગૂના રાજા તે-રાજાએ ર્યો હતો, એની ઉ ચાઇ ૧૮૮ હાથ પહોચી હતી તે રાજાનુ અવસાન બુ શ ૧૧૮૬મા થયુ હતુ.

બુ શ ૨૧૮મા તે સમયના રાજા નૃસિહના ધર્મદ્રૂેષ તથા મૂર્તિઓ પ્રત્યેના સખ્ત અણગમાને લીધે શ્વેમાડૅા પગોડા વિસારે પડયો તેની આસપાસ જ ગ ન ઉગી ગયુ ગીચ ઝાડીમા એ સાવ દટાઇ ગયો અને તેની ખંડેર જેવી દશા થઇ પડી ઘણા વર્ષો પછી પીગૂના લોકો હિદ જઇને ગૌતમ બુદ્ધના અવશિષ્ટ કેશ લઇ આવ્યા ચાર વર્ષ સુધી હ સવતીના કોટવાળ હા-અમાત પાસે એ પડયા રહ્યા છેવટે મ્હા મહેનતે સ્તૂપને જગલમાથી શોધી મ્હાડયો, ફરીથી એ સ્થળ સાફ મ્રા યુ, અને ત્યા અવશેષને પધરાવવામા આ યા તથાઉ (સુવર્ણભૂમિ) ના રાજા શાસ્ત્રરિતે સીલોનથી બીજા બુદ્ધ અવશેષ આણ્યા અને આ સ્તૂપની તળેટીમા પધરા યા ત્યારથી તનાઈ રાજવ શે પીગૂને પોતાનુ પાટનગર બનાવ્યુ

વળી પાછો ઈ સ ૧૯૧૭ ના જુનાઇની પાચમી તારીખે ભૂકપ થો અને જના પગોડનુ બધુ જ દ્રવ્ય સામાન્ય રીતે ખડખાગ અ ને છ, તે મ્જાશઝા-ની-સહિત ઇમારતનો ઉપરનો ભાગ તૂટી પડયો.

જૂનામાં જૂના તલાઇ પગોડાઓમાનો એ એક છે રંગૂનથી રેલ્વે માર્ગે જતાં ટીંગાન્જુ સ્ટેશન પાંચ માઇલ સુધીમા આવે છે, ત્યાથી આ ક્યો ઉત્તરે અડધો માઇલ દૂર માડ હશે.

## શ્વેગાંડૅા ક્યા પ્રોમ

શ્રી ગૌતમ બુદ્ધ અને શ્રી આનંદ ફરતા ફરતા એક સમયે પ્રોમ નજીક આવ્યા, અને પો-ઉ-ડાઉ પાસે વિશ્રાંતિ લેતે ભગવાને કહ્યુ કે આ સ્થળે તયેક્તિાયા-તરેખિત્તારા-શ્રી ક્ષેત્ર (પ્રોમ) નામનુ નગર આબાદ થશે, અને તેના રાજવંશમા ૨૬ નૃપાલો થશે ક્યારે નગર સ્થપાશે એવો પ્રશ્ન આનંદે કરતા ભગવાને ઉત્તર આપ્યો કે એક સમયે બોધિસત્ત્વ કશ્યપ બુદ્ધ પો-ઉ-ડાઉ આવ્યા હતા ત્યા એક મુષક અને મુષકીએ એમને દીઠા. મુષકે ભગવાનને થોડીક રજ ભેટ ધરીને પ્રાર્થના કરી કે આવતે કોઈ જન્મે આગામી બુદ્ધના પૂજન કરવાનુ સદ્‌ભાગ્ય મને મળે, અને તે દરમ્યાન મને પરાક્રમી ગજાનો અવતાર મળે, એવી કૃપા કરો. મુષકીએ સામી એવી માગણી કરી કે મુષકનો પુનર્જન્મ ભૂલોકમા થાય તો મને સ્વર્લોકમા મોકલજો, અને એ જો સ્વર્લોકમા જાય તો મને મનખા દેહ આપજો, અને બન્નેને નશીબે મનુષ્ય યોનિમા ઉતરવાનુ આવે તો એક બીજાથી ઘણે દૂરના સ્થળે અમને જન્મ આપજો એટલે મુષકે કહ્યુ કે મુષકી ગમે તેટલે દુર જન્મે તોપણુ એને મેળવવાનું ભાગ્ય મને આપજો. આ મુષક બુ શ ૧૦૧ માં પ્રતાપી ભૂપાલ નામે દત્તાબાઉં થશે ( જુઓ પા. ૫૧૧ )

પછી શિષ્ય સહિત ભગવાન આગળ ચાલ્યા માર્ગમા તેમને અયોપતિ ( અહિપતિ ) નાગરાજ મળ્યા, અને એણે ભગવાનના કેશની ભિક્ષા માગી ને તેના ઉપર ચૈત્ય બાંધવાની ઇચ્છા દર્શાવી પણ ભગવાને ઉત્તર આપ્યો કે એ મહાભાગ્ય તો વેપાર અર્થે સુવર્ણભૂમિ ( તથાઉં ) ગયેલા બે ભાઇઓ ઇસ-ઝી-કા અને કા-લી-કા માટે જ અનામત છે; નાગરાજે નિરાશ થઇને પોતાનો ચૂડામણિ કાઢીને ભગવાનને ધરીને વિનંતિ

કરી કે પગોડા બાંધવાનું પુણ્ય ન મળે તો નિદાન તેની રચનામાં કેશ માટેના પાત્ર અર્થે આ નાનકડી ભેટ તો સ્વીકારશો; એ પાત્રમાં થોડા કેશ મૂકીને ભગવાને પાત્ર ફેંક્યું, તે એ તાડ જેટલું ઉંચે જઇને વિજળી વેગે જે ઉડ્યું તે નદી તટે વાંસના ઝુંડમાં પડ્યું; ત્યાં અગ્નિશિખા જેવું એ ઝળહળ થતું હતું. થોડા સમય પછી ઉક્ત બંધુઓનું જહાજ ત્યાં આવ્યું. જહાજ લાંગરીને કિનારે ઉતારતાં પેલું રત્નપાત્ર એમણે દીઠું. આ સ્થળે, પ્રોમથી ૮૫ માઇલને અંતરે નાનકડો નેસ વસેલો છે જેનું નામ ય્યા ઇવા ( રત્નપુર ) છે.

બંધુયુગલે એ પાત્ર જડ્યું તે સ્થળે એક પગોડા રચ્યો અને બે પગોડા વહાણ લાંગર્યું હતું ત્યાં બાંધ્યા. પણ અવશેષ ત્યાં મૂક્યા નહિ. અત્યારનું પ્રોમ છે તે સ્થળે મહાન નગર વસશે એવી બુદ્ધવાણીની જાણ થતાં તેઓ યોગ્ય સ્થળ પસંદ કરવા ચાલ્યા. શોધ કરતાં થાકયા, પણ કશા નિર્ણય ઉપર તેઓ આવી શકયા નહિ. છેવટે તા-કયી નામે ખલાસીએ થાકી જઇને પોકાર કર્યો હવે તો નિર્ણય કરો. પ્રોમનગરના એક લત્તાનું નામ તા-કયીન્સું છે, તેનું મૂળ આ છે. અંતે એક ટેકરી પસંદગી પામી. તેના શિખર ઉપર ભોંય ખોદી, રત્નની પેટી તેમાં પધરાવી ને જે સુંદર પગોડા બાંધવામાં આવ્યો. તે ષ્વે-સાં-ડૉ ફ્યા. તેની મૂળ ઉંચાઇ સાત ફીટ હતી.

આ પગોડાની શોભા દત્તાબાઉંગ રાજાએ ખૂબ વધારી હતી. ઉત્તરોત્તર રાજાઓએ તેમાં ઉમેરો કરતાં કરતાં તે આજના ભવ્ય કદને પામ્યો છે. તેની ઊંચાઈ હવે ૧૮૦ ફીટ છે. ઇ. સ. ૧૭૫૩માં અલૌંફ્યાએ તેને સોને મઢ્યો હતો. આ ફ્યા ઇરાવદીના તટથી ચારેક ફર્લોન્ગ દૂર છે. તે વુડાતાના (સુદર્શન) નામની ટેકરી ઉપર ઉભો છે. તેનો વાર્ષિક મહોત્સવ તબાઉંગ માસની પૂનમે થાય છે.

## ચાઈ–ઠી–યો ફ્યા

રંગૂન–માર્ટાબાન રેલ્વે લાઇન ઉપર ચાઇક્ટીયો સ્ટેશન છે. ગામ ત્યાંથી જરા દૂર છે, અને ગામથી દસેક માઇલને અંતરે બર્માનો અદ્દભુતમાં-

અદ્ભુત એવો આ ચૈત્ય આવેલો છે.

સ્વર્લોકમાં પોતાની માતાને સદુપદેશ આપીને ભગવાન બુદ્ધ જગતમાં વિચરતાં એક ગામે આવ્યા, ત્યાં ટેઈકતા નામના સાધુનો એમને ભેટો થયો. સાધુએ તરત ભગવાન પાસે યાચના કરી કે આ ચાતુર્માસ અહિં કરો. ભગવાને ઉત્તર આપ્યો કે મારું કર્તવ્ય સર્વત્ર સંસારમાં ફરીને સંસારીઓનો ઉદ્ધાર કરવાનું છે. પરંતુ હું આ મારા ત્રણ કેશ તને આપું છું તેની પૂજા કરજે, તે મને પોતાને પૂજ્યા સમાન થશે. સાધુએ પ્રસન્ન ચિત્તે એ કેશ પોતાની જટામાં ગૂથીને જતનથી રાખ્યા. ઇંદ્રરાજાને આ વાતની ખબર પડી. તેમણે સાધુ પાસે જઇને અનુનય કર્યો કે તમારી આવરદા હવે ટૂંકી છે, અને અવસાન પછી ભગવાનના કેશ તમારે ઉપયોગના નથી, તેથી માનવ, દેવ તેમજ બ્રાહ્મણો, સર્વ કોઇ તેનાં પૂજન કરી શકે તે માટે યોગ્ય પ્રબંધ થાય તો ઠીક. સાધુને ગળે વાત ઉતરી અને કેશ એણે એવી શરતે કાઢી આપ્યા કે " મારા મસ્તકનાજ ઘાટના પત્થર ઉપર તેનો પગોડા જટારૂપે રચાય. "

ઇન્દ્ર દેવે ખૂબ શોધ કરતાં સાધુના મસ્તકના આકારની ત્રણ શિલાઓ તેમને જડી. તે પ્રત્યેક ઉપર એકેક કેશ ઉપર તેમણે સ્તૂપ બાંધ્યા. એ સ્તૂપ તે ચ્યાઇ-ટી-યો, કેલાથી ( કલશ ) અને ઓપપાદ.

આ મંદિરનું માહાત્મ્ય વધારનાર રાજા વેઝનાગ હતો. તેની કથાનક એવી છે કે ઘણા પ્રાચીન કાળમાં એક નાગકન્યા ચાતુર્માસ વસવા નાગપત નામે ડુંગર ઉપર ગઇ. બનવા કાળ તે એક વૈજ્ઞાતો સિદ્ધયોગી પણ તે સમયે ત્યાં જઈ પહોંચ્યો. એવા યોગીઓને હવામાં અને ભોંયની અંદર વિચરવાની તથા આયુષ્ય લંબાવવાની શક્તિ હોય છે. અત્યંત રૂપવતી કન્યાનું રૂપ ધારણ કરેલી નાગ કન્યાને દેખીને મુનિ લલચાયા. નાગકન્યાને ગર્ભ રહ્યો ત્યારે જ એને ખરી સ્થિતિ સમજાઇ, અને તે ત્યાંથી હિમાલયમાં પોતાને સ્થાનકે જતો રહ્યો, નાગરાણીને યથાસમય એક ઇંડુ પ્રસવ્યું. ઇંડું ત્યાં પાછું મુકીને એ પણ સ્વસ્થાને પાછી ફરી. આ ટેકરીની તળેટીએ

ચાતુર્માસ કરતા વિલાસ નામના જોગીએ ફરતાં ફરતાં એ વિચિત્ર ઇંડું દીઠું, અને કુતૂહલથી પ્રેરાઇને તેને સાચવ્યું. કેટલાક સમય પછી તેમાંથી બાળક નીસર્યો. જોગીએ તેને પુત્ર જેવા પ્રેમથી ઉછેર્યો, અને તેને સોળે કળામાં પ્રવીણ કર્યો.

ત્યાં પેલો સિદ્ધયોગી ફરતો ફરતો આવી પહોંચ્યો. કુમારને જોઇને એણે પૃચ્છા કરી, તો ભાળ લાગી કે એ તો એનો પોતાનો જ પુત્ર હતો. આ કારણથી જોગીએ કુમારનું નામ વૈઝનાગ પાડયું. આ સમયે સુવર્ણભૂમિ તથાઉંમાં કોઇ રાજા નહોતો. તેના પિતાના યોગબળને પ્રતાપે વૈઝનાગને લોકોએ રાજપદે સ્થાપ્યો. આ ધર્મનિષ્ઠ રાજાએ ઉપર્યુક્ત ત્રણ ચૈત્યોને સમરાવીને તેનું ગારવ કર્યું હતું.

બુ. શ. ૨૩૬ માં અથોક ધમ્મ યાઝા ( અશોક ધર્મરાજા )ના શાસનકાળમાં બે અર્હન્તો શૌનાતિ અને ઉત્તરાતિ તથાઉં ગયા હતા. તે સમયે એ ભૂમિને બીલૂ ( રાક્ષસો ) અને દૈત્યો ખૂબ રંજાડતા હતા. અર્હન્તોના આગમન સમયે રાજાને ત્યાં કુંવરનો જન્મ થયો. રાજાએ સાધુઓને રાજમહેલે નિમંત્રીને કુંવર તેમને ચરણે ધર્યો ને રાક્ષસોના રંજાડની કથની કહી, કે કુમળાં બાળકોને એ દૈત્યો છોડતાં જ નથી. સાધુઓએ રાજાને અભયવચન આપ્યું. શૌનાતિ પ્રચંડ રાક્ષસનું રૂપ ધરીને મહેલમાં બેઠો અને ઉત્તરાતિ મનુતિહા ( માનવસિંહ-નૃસિંહ ) બનીને દ્વારે ઉભો. સંધ્યાકાળે ખાઉં-ખાઉં કરતા દૈત્યો દોડી આવ્યા, પરંતુ અર્હન્તોએ એમને એવા ભગાડયા, કે એ પાછા આવ્યાજ નહિ. પછી અર્હન્તોએ " બ્રાહ્મઝલે " સ્તોત્ર કર્યું, અને પ્રજાને અર્પણ કર્યું કે જેથી તેના ઉચ્ચાર માત્રથી દૈત્યો નાસી જાય.

આ અર્હન્તો યથાસમય ત્રિપપાદ ફ્યાની ટેકરી સમક્ષ નિર્વાણ પામ્યા. રાજાએ તેમના દેહોને એ સ્થળે અત્યંત ઠાઠમાઠથી અગ્નિદાહ દીધો.

ચાઇકીયો પગોડા એજ નામના ૩૫૦૦ ફીટ ઉંચા ડુંગરને શિખરે ... છે. ત્યાં કેટલીક છૂટી ગોળાકાર શિલાઓ છે. તેમાના ઘણાને માથે

પગોડા બાંધેલા છે. ડુંગરોની ધસ ઉપર, પડખે આંખ નાખી ન પહોંચે એટલી ઉંડી સીધી ખાઇ ઉપર અડધો બહાર ઝઝૂમતો. એક પ્રચંડ લગભગ ગોળાકાર-પત્થર છે. સ્હેજ હવાનો ઝપાટો પણ એને એ ખીણની ગર્ત્તામાં ગબડાવી પાડે. એવો એ પડું-પડું થઈ રહેલો અદ્ધર તોળાયેલો ઉભો છે. તેની ટોચ ઉપર ચાઇ-કી-યો પગોડા છે. વાંસની નિસરણી વાટે તેના ઉપર ચઢાય છે. આ શિલા જરા જરા ઝૂલે છે પણ ખરી. તેની ઝાકઝમાળ રોશનીની પ્રભા, સર જ્યૉર્જ સ્કૉટના શબ્દોમાં કહીએ તો, રાત્રીએ કોઇ અવનવા નક્ષત્રગણ શી દૂર દૂરથી ભાસે છે.

---

# ૨. લોક સાહિત્ય, ઉત્સવો અને જ્યોતિષ

બ્રહ્મદેશની લોકવાર્તાઓ ધ્યાન ખેંચે એવી છે તેનું ખાસ કારણ હિંદની પૌરાણિક તેમજ દંતકથાઓ સાથેનું તેમનું સામ્ય છે. કેટલી હદ સુધી આ સામ્યની વ્યાપકતા છે અને તેમાથી બ્રહ્મદેશ અને હિંદ વચ્ચેના પ્રાચીન સંબંધો પરત્વે શું ધારી શકાય, એ જાણવાની ખાતર પણ આ દેશની વાર્તાઓનો પરિચય કરવો જોઇએ આ સરખાપણું વાર્તાઓના તત્ત્વમા તો ડગલે ને પગલે નજરે પડે છે પરંતુ તેથીય આગળ વધીને તપાસીશું તો જણાશે, કે આપણી ઘણી પરિચિત કથાનકો બ્રહ્મદેશી સ્વાંગમા અહિં પ્રચલિત છે વળી કેટલીક તો એવી છે, કે જે જરા અપભ્રષ્ટ નામ સાથે જેવી ને તેવી ભરતખંડના અદ્ભુત પુરાણસંચયમાથી યથાસ્થિત બ્રહ્મદેશમા પ્રવર્તે છે તે એટલે સુધી કે સ્થળ, સમય, પાત્રો અને પ્રસંગો પણ બધા પોતાના અસલ હિંદી નામ જાળવી રહે છે આ સરખામણી ઘણી રસદાયક છે

એ અભ્યાસના કાર્યમા મોટી મુસીબત એ છે, કે જેમ આપણા લોકબંધ પુરાણો, પંચતંત્ર, હિતોપદેશ અને બીજા અનેકાનેક પુસ્તકોમાં અનેક પ્રકારની વાર્તાઓ, રૂપકમૂલક કથાનકો, બોધમૂલક કિસ્સાકહાણીઓ વિ૦ ના રીતસર સંગ્રહ છે, તેવો એક પણ સંગ્રહ અહિંની ભાષામા નથી બર્માના પ્રખર ગણાતા વિદ્વાન ઉ ખીં મોગ અને બ્રહ્મદેશી દૈનિક "ટૂથ" ના તંત્રી તથા માજી એમ. એલ એ ઉ ડ્વેએ મને આ બાબતમા આ પ્રકારની માહિતી આપેલી છે, એટલે તેમાં શંકા લાવવાનું પ્રયોજન નથી ...ા કહે છે, કે ઘણા વર્ષો ઉપર એવો સંગ્રહ ઘણીજ મહેનતે થયેલો અને તે મોગ ગ્રંથ આકારે છપાયેલો તેની એક પ્રત લંડનના બ્રિટિશ મ્યુઝી- અમમા છે અને બાકીની પ્રતો વહેચાઇને કાં તો નાશ પામી છે અગર તો

ખોરંબે પડી છે. એ સંગ્રહની વાર્તાઓ અત્યારે અતિ વિશાળ બ્રહ્મદેશી સાહિત્યમાં છૂટીછવાઇ ફેલાઇ ગઇ છે, અને તેનો ફરીથી સંચય કરવાનુ કામ અતિ વિકટ છે.

આ દિશામાં યથાશક્તિ અને યથાસંજોગો કેટલોક પ્રયાસ કરતાં જણાયુ છે કે આ દેશમાં રામાયણ પ્રચલિત છે, અને મગઇના પહાડ કે જ્યાં ઘણાં પગોડા, મંદિરો અને પૌના (મણિપુરી બ્રાહ્મણો)ની વસ્તી છે, ત્યાં રામલીલા દર વરસે થાય છે. હજારો વરસો થયાં બ્રાહ્મણો અહિં વસે છે, અને તેમને તથા બીજાં કારણોને લઇને હિંદના એ મહાકાવ્યો એક યા બીજા રૂપમાં બ્રહ્મ બ્રહ્મદેશમાં અજાણ્યા નથી. રાજા હરિશ્ચંદ્રની વાત સહેજ ફેરફાર સાથે, "કુમાર વેરસંત્ર" ના નામાભિમાન સાથની મારા વાંચવામાં આવી. આપણો ઇંદ્ર આ દેશના સાહિત્યમા "શક" (શક્ર) અને "તજ્યામીન"ના નામથી ઘેર ઘેર જાણીતો છે, એટલું જ નહિ, પણ તજ્યામીન અને તેના "નાત" (દેવદત, અગર તો ઈદ્રેતર દેવતાઓ)ની શકિતની વાતો એકે એકે બ્રહ્મી કુટુંબમાં બાળકો તેમજ મોટેરાંઓમાં રસભેર પેઢી દર પેઢી ચાલી આવે છે. બલ્કે એમ કહીએ તો ચાલે, કે એવી ભાગ્યેજ કોઈ લોકવાર્તા હશે, કે જેમાં તજ્યામીન અગર તો તેના પરિચારકો ભાગ ભજવતા ન હોય.

તેઓ બે પ્રકારના દેવદૂતો કલ્પે છે. સારા, ને નરસા, તજ્યામીન અને તેના સાથીઓ સતત જગતના માનવીઓની રક્ષા કરે છે; કોઈ સારા સારા માણસને કષ્ટ પડતું હોય, તો તજ્યામીનનાં દિવ્ય ચક્ષુ તરત તેને નિરખે છે, અને સત્પુરુષોને સહાય તથા દુર્જનોને પરાજય મળે તે માટે તે સતત ઉપાયો યોજે છે. જ્યારે કેટલાક દુષ્ટાત્મા નાત હોય છે કે જેનાથી લોકોએ ચેતીને ચાલવાનું હોય છે, "નાત" ના વ્યાપક શબ્દમાં દેવો, દેવદૂતો, દેવોના પરિચારકો, ભૂત, પ્રેત, ડાકણ, વનદેવો, ને વનદેવીઓ, બાળકોના રક્ષણ માટે અહોનિશ ચિંતાયુકત રહેતી પરીઓ, અપ્સરાઓ, વાયુમંડળમાં ભમતા વિદેહ આત્માઓ વિ૰ બધુંજ સમાઇ જાય છે. કોઈ માણસ મરી

જાય, અને તેને કોઈ વાસના રહી જાય, તો તે તેની પ્રકૃતિ પ્રમાણે સારો યા નરમો નાત્ થાય

બ્રહ્મદેશમા એક પણ એવુ વન ઉપવન, એક પણ ગિરિકંદરા, એક પણ વનપદ, અગે, એક પણ વિશાળ વૃક્ષ નહિ હોય, કે જેને એક યા બીજા સરક્ષક વનદેવ કે દેવી નિર્મિત ન હોય. એ દેશમા ફરનારના જોવામા એક નવાઈ આવે છે તે ઘણાખરા મોટા ઝાડોના થડ ઉપર એક લાકડાનુ નાનકડુ ઘર બાંધેલુ જોશે અને તે દરેકના ઘરમા રોજ નિયમિત દીવા પ્રકટાવાય, ને ફળફુલ ધરાવાય દરેક વનસ્પતિનો એક સરક્ષક દેવ છે, અને તેનો આદર લોકોએ કરવોજ જોઈએ, એવી ગ્રામ્ય માન્યતાનુ આ પરિણામ છે જે કોઈ આ નાતનો અનાદર કરે, તેને શિરે આફત આવ્યા વગર રહે નહિ વનમા પ્રવેશ કરતાં અગર તેમાંથી બહાર નિકળતા તેના અધિષ્ઠાતા નાતને ઉપહાર ધરવોજ જોઈએ, નહિ તો ભોગ મળ્યા સમજવા એવી લૌકિક માન્યતાઓ ગ્રામ્ય બ્રહ્મદેશમાં, ખુદ રગૂનની હદમા પણ પ્રચલિત હોઇ ચીવટાઇથી પળાતી જોવામાં આવે છે

આ જનહિતકારી, પરગજુ, મહા તેજસ્વી દેવરાજ તજ્યામીન ઈન્દ્રનુ વર્ણન પ્રોફેસર વૉર્ડ એક કાવ્યમા કરે છે તેનું ભાષાતર આ પ્રમાણે થઇ શકે—

‘ સુશોભિત મડપમા ધીર ગભીર, જાજ્વલ્યમાન સિંહાસનારૂઢ—મહારાજ્યો જન્મે છે ને મરે છે તે છતા યુગોના યુગો અવિચળ શાતિથી વિરાજતા,

સાતે ય જગતની પેલે પાર અનત કાળમા દષ્ટિ માંડી રહેલા એ દેવરાજ,

પ્રત્યેક મર્ત્યને પેખે છે પ્રત્યેક છુપા છપના ખૂણાને સ્પષ્ટ નિરખે છે

એવો નથી કોઇ ચમરબંધી કે પ્રતાપી, તેમ નથી એવું કોઈ નિર્બળમાં નિર્બળ પ્રાણી, કે જેની આશાએ ને આકાંક્ષાઓ તે ન જોતા હોય, જેને તે પ્રેમથી ન આવરતા હોય;

એ જાણે છે કે દરેક પ્રાણીએ પોતાના પ્રારબ્ધથી નિર્માણ થયેલા રાહે વિચરવાનું છે,

જ્યાં સુધી કર્મની પૂરી કિંમત પાઇએ પાઈ ભરપાઇ ન થાય ત્યાં સુધી.

છતાં એ કૃપાળુ એમને સન્માર્ગે દોરે છે, ભયમાંથી ઉગારે છે,

અનિષ્ટને નિવારે છે, અશ્રેયમાંથી બચાવે છે.

જે એનું શરણું ચાહે છે, અને દુષ્ટાત્માઓથી પીડાય છે–

અને એ આપત્તિ તેમનાં પોતાનાં જ દુષ્ટકૃત્યોમાંથી ન પરિણમી હોય ત્યારે એનો આર્ત્તનાદ તે ( તન્યામીન ) અવસ્યમેવ સાંભળે છે.

માથે ઝઝૂમતાં અજ્ઞાત અનિષ્ટોને એ ઉરાડી દે છે,–

જેવી રીતે પરોઢિએ દિવાકરનાં કિરણો ધુમ્મસનો લોપ કરે છે,

પ્રત્યેક માનવીની એવી મમતાભરી ચોકી–

એ ભવાટવીનો મુસાફર અનંત શાંતિ પામે નહિં ત્યાં સુધી અવિરત ને અનિમેષ રહે છે.

સુવર્ણમય એની નગરી છે; ઝગઝગતા તેના મંડપ જાજ્વલ્યમાન છે;
એને પ્રત્યેક વૃક્ષે અને ડાળ્યે મનોહર પંખીડાં કલ્લોલ કરે છે;

એ નગરીના નીલવર્ણા ઉદધિને ફરતી ગુલાબમંડિત શિખરોવાળા હાવકા પર્વતોની મેખલા વિરાજે છે.

એ ઉપવનોની પરમ શાંતિમાં કોઇ પણ કલહના બસુરા ધ્વનિ વિક્ષેપ નથી કરી શકતા;

ઝબૂકતાં જળઝરણાં અને આનંદના ફુવારા,

ઝગમગતાં સૂર્યકિરણો વડે અવિરત પ્રકાશિત તેના સુંદર પુષ્પમંડિત વાડાઓમા કોઈ હિંસક પશુનો પ્રવેશ નથી, કોઇ ભયંકર પિશાચનો વાસ નથી

કવિની સોનેરી કલ્પનાઓ એ (નંદનવન) ના પાલવને ય હજી નથી સ્પર્શી શકી,

મહામૂલા રત્નનાં ઓજસની એક લટની જેમ, એ આવાસની પ્રતિભાની એને બસ એક ઝાંખી માત્ર થઇ છે.

ત્યા, ભવ્ય જાહોજલાલીમા વિરાજે છે એ ચક્રવર્તી દેવરાજ,

અને તેને ઘેરી વળેલા છે તેના પરિચારકો, જે એક સુવર્ણપ્રવાહની જેમ ઉતરે જાય છે

દુઃખથી નિશ્વાસ નાખતી અવનિપર, અને તેની પીડ હળવી કરે છે,

પારિતોષિક કે લાભની કશીય અપેક્ષા વગર તેઓ એ મહારાજવીના આદેશ પાળે છે

અને સતત સહાય કરે છે કે જ્યા સુધી છેવટે બંધનમાંથી મુક્ત થઇને તેઓ

પોતાના ઉન્નત વસવાટને છોડીને આ નિર્બળ માનવીઓની અવનિ ઉપર ઉતરી શકે,

અને ત્યાં પગલા માડી તેઓ ફરીથી શાંતિના ચતુર્મુખી રાહપર વિચરી શકે,

અને જ્યાં પ્રેમનો પણ અંત આવે છે એવા પરમ નિર્વાણને પામી શકે.

અને શુ એ દેવરાજ પણ આવશે ? પોતાના ચમત્કારિક આસનને ત્યાગીને—

પાછા, જાજ્વલ્યમાન આકાશને ત્યાગીને માનવીઓના આવાસમાં પધારીને—

દેવના દેવત્વ છાડીને ફરીથી મનુજનો અવતાર લઇને

અનેકને પાવન કરી ચૂકેલી એ અંતિમ મુસાફરીએ તે પળશે ખરા?

અને શુ ફરીથી દેવનોકમા નવો રાજા બિરાજશે, અને પહેલાં જેમ

માયાના પુત્ર બુદ્ધ હતા ત્યારે કરી હતી, અને સુવર્ણના આવાસ તજ્યા હતા. તેમ સહાય કરશે ?

એ આપણે નથી જાણતા, પણ એ તો જાણીએ છીએ કે હજી એ ચક્રવર્તી મહારાજા–

આપણા જગતની પેને પારની દુનિયામા મોત અને કાળને આહ્વાન કરતા બિરાજે છે '

આના તજ્યામીનના માહાત્મ્ય છે. નાત લોકોને પણ અંતિમ નિર્વાણ માટે તો અવનિપર ઉતરીને કર્મોના હિસાબ પતાવવા પડે છે, અને તે પછી જ તેમને નિર્વાણના રાહે વિચરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે શું આ કલ્પના આપણને અપિરિચિત છે ? નહિજ

એ ભલા નાત દુષ્ટ ભૂતપ્રેતના આક્રમણથી માનવીને રક્ષે છે, અને તેને સારે માર્ગે દોરે છે

અને બ્રહ્મી કુટુબોમા સાજના વાળુપાણી પછી તસતસતી આંખો મારીને સાભળતાં બાળકો આગળ મોટેરા જે વાર્તાઓ કહે છે તેમા ભાગ્યેજ કોઇ એવી હશે, કે જેમા કેઇ ભલા કે બુરા નાત ભાગ ભજવતા નહિ હોય ઘણાખરા પગોડાઓની સ્થાપના સબધી દતકથાઓ હોય છે અને તેમા પણ કોઈ ને કોઈ નાત–કો ? ધર્મનિષ્ઠ માનવીનો દેહરહિત આત્મા લગભગ દરેક પગોડાની પ્રતિષ્ઠામા કારણભૂત હોવાનુ વર્ણન અવશ્ય આવે છે. ખરુ જોતા બૌદ્ધ ધર્મમા ભૂત, પ્રેત કે દેવદેવીને સ્થાન હોઇ જ ન શકે બલ્કે બૌદ્ધધર્મ તેની દેવદેવલા કે ભૂત પ્રેતની માન્યતાને વિઘાતક હોઈ તેનો સખ્તમા સખ્ત નિષેધ આદેરો છે છતા આ દેશનું નિશ્ચિત તેરજ દશ્ય સાહિત્ય મોટે ભાગે એ માન્યતાના પાયા ઉપર સ્થાપન છે અને

તેનાથી રગેરગ ઓતપ્રોત થયેલું છે. ધર્મની નજરે આ વિઘાતક ભલે હોય, પણ કલા અને કલ્પનાની દ્રષ્ટિએ આપણે એ " ધર્મઘાત " ને આવકાર આપવા પ્રેરાઇએ છીએ

ધર્મવિચારથી આટલો બધો વિરોધ છતાં આ માન્યતાઓ આટલું વ્યાપક સ્વરૂપ ધરી શકી છે, બ્રહ્મદેશના ગામે ગામ, ઘેરઘેર અને હદયે હૃદયમા એવી દ્રઢમૂલ થવા પામી છે કે તેનો ઉચ્છેદ કરવો, એ તે દેશની પ્રજાના સામાજીક, ધાર્મિક અને નૈતિક જીવનની જડ કાઢી નાંખવાના પ્રયાસ જેવુ અશક્ય છે

## તગુલાનો વસંતોત્સવ

બર્મન બુદ્ધિસ્ટ લોકોમા થીંજાન બધા ઉત્સવોનો રાજા છે. ખાસ કરીને નવજુવાનોને આ તહેવારનો મોટો મહિમા હોય છે. જળ છાંટી પુણ્ય મેળવવું અને પછી અનગરંગની મોસમના મંડાણ કરવા, એ આ ઉત્સવનો વ્યવહારિક હેતુ લાગે છે ! એ ત્રણ દિવસો આપણા હોળીના તહેવારને ઘણી બાબતોમા મળતા આવે છે. બર્મામાં રંગીન પાણી નહિ પણ ચોખ્ખું પાણી જ વપરાય છે, એ મોટો ફરક. આપણા હોળીના ઉત્સવની જેમ તગુલામાં પણ કેટલોક અનાચાર પેસી ગયો છે ખરો, છતા છેક એટલો બધો તો નહિ જ. બિભત્સતા અને ગંદકીમા હોળી તગુયાને સહેલાઇથી હરાવે ! ખરી રીતે જોતા, શાસ્ત્રીય નજરે તપાસતા, થીંજાન એટલે સૂર્યનું દક્ષિણાયન આપણે ઉત્તરાયન ઉજવીએ છીએ તેમ બર્મનો દક્ષિણાયનને માને છે. કેમકે તે સમયે અહિં વરસાદનો આરંભ થાય છે, અને ચોખાના પાકવાળી આ ભૂમિ માટે વર્ષારંભ જેવો મંગળ પ્રસંગ બીજો કયો હોઈ શકે ? આ દેશમા એવી દ્રઢ માન્યતા છે કે તગુયાને દિવસે વરસાદ પડ્યા વગર રહેજ નહિ, અને થાય છે પણ તેમજ

થોડા વરસો થયા બધા દેશોની જેમ બર્મામા પણ ઋતુઓમા અનિયમિતતા આવી છે બર્માના જૂના રહેવાસી ગુજરાતીઓ કહે છે કે પાચ સાત વરસ પહેલાંનાં ચોમાસા હમણા કરતા ઘણા વધારે લાંબા હતા, અને ટાઢનું

નામ નિશાન નહોતું, પણ હવે વરસાદ કમતી અને ટાઢ વધારે પડે છે. બર્મનો કહે છે કે "કલા" (હિન્દી) લોકે આવીને અહિંનું બધું બગાડી મૂક્યું અને આબોહવા પણ ફેરવી નાખી! એ ગમે તેમ હોય, તો પણ દર તગુલામાં વરસાદ પડવાનો નિયમ તો કદી તૂટ્યો નથી. એપ્રીલની ૧૩ મી તારીખે તગુલાની શરૂઆત થાય છે. તે દિવસે તગ્યામીન સ્વર્ગમાંથી પધાર્યા; ૧૪ મીએ તેમણે ધરતીપર વાસ કર્યો અને ૧૫ મીએ તેમનું વિસર્જન થયું.

બર્માનું રાષ્ટ્રીય પુષ્પ પડાઉક છે. લાંબી લાંબી ઘેરા લીલા પાનથી ભરચક ડાળ્યોવાળાં મોટમોટાં વૃક્ષને આ પીળાં નાનકડાં મધુર ફુલોના ગોટના ગોટ લાગે છે. પડાઉક વરસમાં માત્ર એકજ દિવસ ફુલે છે અને તે તગુલાને દિવસેજ, એવી પણ સજ્જડ લોકમાન્યતા અહિ છે. દર વર્ષે એકજ દિવસ પડાઉકનાં ઝાડ પીળા ફુલના ગોટાથી ઝબકી ઉઠે છે, અને પછી તેવીજ ઝડપથી ઓલવાઇ જાય છે.

તગુ માસના નવમા અસ્તના સમયે મહાથીંજાન ઉત્સવ આવે છે. એ ઉત્સવ ૧૩ મી એપ્રિલે જ આવે છે. થીંજાન શબ્દ "સંક્રાંત" (પાલી) સંક્રાંત (સંસ્કૃત) ઉપરથી ઉપજેલો છે અને તેનો અર્થ "બદલી કરવી," એટલે કે બ્રહ્માના મસ્તકને દર વરસે એક દેવીના હાથમાંથી લઈ બીજી દેવીને સોંપવું તે. થીંજાન ઉત્સવમાં પાણી ઉરાડવાનો રિવાજ કપિલવસ્તુના શાક્ય વંશના રાજવીઓથી ઉતરી આવેલો છે. તેઓ ક્રીડા કરવાની ઇચ્છાથી મોટા મનોહર તળાવને કિનારે પડાવ નાખી જલક્રીડાનો શોખ પૂરો કરતા હતા. બૌદ્ધ ધર્મના "સાસન વંશ" એટલે કે ધર્મના ઇતિહાસમાં આ પ્રમાણે હકીકત છે. એ સમયથી જલક્રીડાના ઉત્સવ નિયમિત રીતે ઉજવાતા આવ્યા છે. "મહાયા ઝાવીજી" માં લખ્યું છે કે મહારાજા નરાધિપા પાઝ ઉર્ફે ત્રોક્યામીન (એટલે કે ચીના-ઓથી નાસી ગયેલો રાજા) જે પૌકાન ઉપર રાજ કરતો હતો. તેના સમયમાં ઉનાળાની ઋતુમાં પાણી ઉરાડવાની રમતો રમાતી હતી તેથી તે એવે વખતે રાજમહેલથી નદી સુધી એક ચોતરફથી બંધ કરેલા માર્ગ તૈયાર કરાવતો

અને નદી કીનારે તંબુ ડેર જમાવતો. એ સ્થળને પણ બધી બાજુથી ઢાંકી દેવામાં આવતું કે જેથી લોકો તેમાં નજર કરી શકે નહિ. ત્યાં તે રાણી અને આખા કુટુંબ સાથે પધારતો અને તેમની સાથે નદીમાં જલક્રીડા કરતો.

બર્માંઝ રાજાઓના સમયમાં ચાલતા રિવાજો આપણે ધ્યાનમાં રાખવા જોઇએ. તે વખતમાં ગંગા નદી ( એટલે કે પ્રોમ આગળની નદી ) નું પાણી થીંજનના આ ત્રણે દિવસોએ ભારે ધામધુમથી લાવી ન્યાઉં ચેથું ફ્વે ( પવિત્ર જળ સિંચન ) નો ઉત્સવ ઉજવવામાં આવતો હતો. તે માટે એક મોટું સરઘસ નીકળતું, જેને મોખરે રાજાના નિશાન ડંકા ચાલતા, અને તેની પાછળ રાજમંત્રીઓની દેખરેખ નીચે ન્યાઉં યે જલકુંભો લઇને બીજા અમલદારો આવતા, અને ભોક અને યુવીન ગામોના તગી-મુખીઓ-પોતપોતાની હદમાં આવેલાં લેપાન ઝાડનાં ઝાકળનાં જળ ઉતારી રાજગઢે લઇ જતા. આ ઝાકળજળથી રાજા રાણી એક વખત રાજમહેલની ઉત્તરે આવેલા ઉપવનમાં અને બીજીવાર થીંજન મંદિરમાં પોતાનાં મસ્તક ધોતા. આ વિધિ વખતે દરબારના બ્રાહ્મણ ગોર હાજર રહેતા. તેઓ અહદેવોને પ્રસાદ ધરી આશીર્વચન કહેતા.

રાજકુટુંબનાં કુંવર કુંવરીઓ પોતાનાં માતાપિતા ઉપર થીંજન જલ છાંટી તેમનું સન્માન કરતાં. બધા દરજ્જાના સઘળા અમલદારો પણ બાલગોપાલ સાથે આવી તેમનું અર્ચન કરતા અને રાજા તેમનો યોગ્ય ભેટથી સત્કાર કરતો. એ અમલદારોના નોકરો પણ તેવી રીતે બાળબચ્ચાંને લઇ તેમના માલિકોનું અર્ચન કરી ઈનામ મેળવતાં. શિષ્યો ગુરુને અને બાળકો માબાપને, દાદા દાદીને, કાકા મામા ઈ. ને મિઠાઈ, રેશમી વસ્ત્રો, કેળાં, શ્રીફળ, ઇ. સાથે માન આપતા. બાળકોને મોટેરાં પાસેથી પૈસા મળતા. જુવાનો અને યુવતીઓ આ ઉત્સવ ધામધુમથી પગોડાઓ તથા ચાઉંઓમાં જઇને ઉજવતાં. એ સરઘસને મોખરે જુવાનો નાચતા નાચતા ચાલતા, અને તેમના પછી કન્યાઓ સાથે સુગંધીદાર જળ કળશ લઇને

ચાલતી પછી એ જળ પગોડા અને સધા (સાધુઓ) ઉપર રેડાતુ. કેગલોકો તો પકડેલી માછીને મુકત કરવાનો ઉત્સવ પણ ઉજવતા.

ગામડામા લોકો મોટા મડપ ઉભા કરી તેને બહુ શોભાથી શણગારતા એ મંડપોમા તેઓ નાધુ વર્ગને નોતરી તેમને થીંજાનના પ્રસાદ ધરીને બોધ સાભળતા તે વખતે કોઈ પણ જાતના ભેદ ભાવ વગર દરેક જાતના લોકને તેઓ થીંજાનના પ્રસાદથી સ્વાગત દેતા અને પછી પોતાના મસ્તક ધોવા તથા એક બીજા ઉપર છાટવા થીંજાન જલ આપતા પછી તનાકા અને બીજી સુગધીવાળા જળ તેઓ મહેમાનો ઉપર ઉરાડતા

જુવાનો નાચતા અને ગાના યુવતીઓને ઘેર જઇ કન્યાઓને થીંજાન જલને વધાવવા બહાર આવવાની રજા આપવા તેમના માબાપોને વિનંતી કરતા. આ વિનંતીનો માબાપ કદી અસ્વીકાર કરતા નહિ કન્યાઓ બહાર આવતા જુવાનીયા તેમના ઉપર સુગધી જળ છાટીને તેમને અંબોડામા ગુથવા "તબ્યે" પુષ્પમાળાની ભેટ કરતા, આ ઉપરથી દેખાઇ આવે છે કે તે સમયે આ રિવાજ બહુ વિનય વિવેકથી પળાતો.

અલઉંફ્યા વંશના છેલ્લા રાજાના સમયમા થીંજાન કેવી રીતે ઉજવાતો તે બતાવવા માટે રાજા તીબોએ બર્માંઝ સાલ ૧૨૪૦ (ઈ. સ. ૧૮૭૯) મા આજ્ઞા ફરમાવી હતી, જે નીચે મુજબ છે

"અમારા વિદ્વાનોએ અમને નિવેદન કર્યું કે નવુ વરસ તગુ માસના ૯ મા દિને (ઇ. સ ૧૮૮૦) પડશે અને રીવાજ મુજબ નવા વરસનું આગમન તોપના અવાજેથી જાહેર કરવું જોઇએ અને સાંજે ગજમહેલ, લુટો ગઢ અને ન્યાયમદિર એ ચારે સ્થળોએ તેમજ પૂર્વ તરફની અદાલત, પશ્ચિમ તરફની અદાલત, દીવાની અદાલત, તથા શહેરના ચાર દરવાજાએ પણ પરઇકટો (શાસ્ત્રો)નો પાઠ કરાવવો, અને સવારમા સધાઓને જમાડવા, અને આઠેક બ્રાહ્મણો (પોન્ના) પાસે બધે પવિત્ર જળ છટાવવુ અને જગતના સરક્ષક 'નાત', ગજમહેલ અને અમારા દેહને પ્રમાદ ધરાવવો, તેથી અમે અપરીહાનીય નિયમો અનુસાર આદેશ દઈએ છીએ કે નવા વરસના

આરંભે તોપો ફોડવી, અને કોઈ પણ વિધિ ચૂક્યા વગર આ પ્રસંગ માટે ઘટતો બન્દોબસ્ત કરવો. દર વરસની માફક ન્યાંઉં પે (પવિત્ર જલ) પગોડાઓ ઉપર અને બોધિ (વડ) વૃક્ષો નીચે સીંચવું, અને થીંજાનના ત્રણ દિવસો દરમીઆન નગરજનો ઘટતા વિનય વિવેકથી ઉત્સવ ઉજવે અને એક બીજાને મેશ, ચૂના અને હલદરથી ખરડવાની ગંદી ટેવ તેઓ છોડી દે. તેઓ પરસ્પર ચોખ્ખું સુગંધીમય જલ માત્ર સવાર સાંજ છાંટે. ગંદું પાણી તેઓ ન વાપરે. "

રંગૂનના એક અંગ્રેજી દૈનિકમાં તત્રુ એટલે કે બર્મીઝ નવા વરસ સંબંધી એક લેખ પ્રગટ થયો હતો જેનો કેટલોક ભાગ જાણવા જેવો હોવાથી અહિં ઉતારીએ:

"બુઝર્ગ મોંગ થીને પોતાની અઢાર વરસની દીકરી. મા લાસીને કહ્યું " બેટી, જો, પશ્ચિમમાં વાદળ ઘેરાય છે. ભલા નાત્ રાજા તજ્યામીનનું આગમન સૂચવે છે. વરસની આ સુકી તરસી ઋતુમાં એ સ્વર્ગેથી પધારીને ધગધગતી ધરણીને શીતલ વરસાદથી શાંત પાડે છે. કોણ જાણે કેવા રૂપમાં એ આ વરસે ઉતરશે. પગે ચાલતા, એક હાથમાં જોડા અને બીજા હાથમાં મસાલ લઇને એ ન પધારે તે માટે પ્રાર્થના કર, કેમકે એ દુકાળ અને તાપની નિશાની છે. નાગ ઉપર સ્વારી કરી એક હાથમાં જલકુંભ લઇને એ પધારે એવી યાચના કર, કેમકે તેમ થાય તોજ છલાછલ વરસાદ અને ભરપૂર પાકની આશા રખાય. "

"દરેક નવા વરસની પહેલી સાંજે જેનું પારાયણ થાય છે એ તજ્યામીન શા માટે ધરતી ઉપર ઊતરે છે તેની કથા ડોસો વળી પાછો ઊકેલવા લાગ્યો અને મા લા સીં મૂંગે મોંદે સાંભળતી રહી. હવે તો એ કથા એને મોઢે થઈ ગઈ હતી, અને ડોસો બોલ્યા કરતો હતો તે તરફ તેનું કશું ધ્યાન નહોતું. તે તો આવતી કાલનો વિચાર કરતી હતી. સરખી વયની સાહેલીઓ સાથે બહાર નિસરી પગોડા ધોવામાં મોટી વયની સ્ત્રીઓને મદદ કરી પુણ્ય ગવવાના વિચારમાં એ હતી. એ પુણ્યનું કાર્ય થયા પછી ત્રણ દિવસ રમત ગમત અને આનંદમાં વીતાડવાની તેને છૂટ હતી."

ખરેખર, ખમીંઝ બેસતા વરસના પહેલા ત્રણ દિવસો મોજ અને મીજબાનીનાજ છે. આખા દેશમાં ગામડીયા જુવાનો અને કન્યાઓ શરમાળપણું છાંડીને નીકળે છે. અને કળશ, કુંભ કે પીચકારીઓમાં ભરેલાં પાણી એક બીજા પર ઉરાડી ભારે મોટી મોજ માણે છે.

સુંદરમાં સુંદર ભપકાદાર રેશમી વસ્ત્રો પહેરી, ગળા, કાંડાં, અને આંગળીઓમાં ઝબકતા શણગારવાળી એ ટોળીઓ એક બીજા સાથે હરીફાઇ કરે છે કે કોણ સૌથી વધારે ભીંજાય છે અને કોણ સૌથી વધારે ભીંજવે છે. નવા વરસના પહેલા દિવસે નહિ ભીંજાયેલ જુવાન કે યુવતીના શોકનો પાર નથી હોતો. ગામડીયા આ બધું તોફાન એવી મીઠાશથી સ્વીકારે છે. કદાચ મોટાં શહેરોમાં ફરીયાદનું કારણ હશે, પણ જંગલમાં (શહેર બહાર) ચણેખરે ભાઇચારાની અને સમજુપણાની ભાવના દેખાય છે, અને હિંદવાનો, ચીનાઓ અને યુરોપીયનો પણ, ખાસ કરીને જુવાનો, દરેક કોમળ હુમલાખોરને તેનાજ વાસણના પાણીથી ભીંજવવાની હરીફાઇમાં જોડાય છે અને આનંદમાં ભાગ લે છે.

મોટેરાંઓને પાસે આવતાં જોઇ બાળકો "યે કડો મોં" એટલે કે "જલથી હું તમારાં સન્માન કરીશ" પોકારી દોડે છે. અને મોટેરાં હસતે મુખે શાંત ઉભાં રહી બાળકોને મનગમતું તોફાન કરી રાજી થવા દે છે. હું ધારું છું કે તેમને આમાં નાનકડાંના જેટલીજ મજા પડે છે, કેમકે તેમ ન હોય તો શા માટે તેઓ બહાર નીકળે ? તેઓ ખુશીથી ઘરમાં રહી શકે છે, કેમકે પાણી તો જે બહાર નીકળે તેના ઉપર છંટાય છે.

બાળકો માટે આ ઉત્સવોનો રાજા છે. જાતજાતની અજાયબ પીચકારીઓ ખરીદાય છે, અને નાનામાં નાના નેસડાના ગરીબમાં ગરીબ બાળક પાસે પણ પીચકારી હોય છે. એ બધાં રેલ્વે સ્ટેશનો, બજારો અને નદીના ઘાટો આગળ અડ્ડા જમાવે છે. જુદાં જુદાં ગામોનાં બાળકોનાં ટોળાં ભેગાં થઇ જાય છે ત્યારે ભારે ગમ્મત આવે છે. પીચકારીનુ યુદ્ધ વેગવાળું

અને જ્નની થાય છે અને જે ટોળા પાસે પાણીનું સાધન સૌથી વધારે હોય છે તેને જીત મળે છે

હાથમા પીચકારી લઇને તેઓ તગુના આ તહેવારનો બને તેટલો કસ કાઢે છે પાછલા દિવસોમા કડકાઇ બતાવનારા નિશાળના મહેતાજી કે વેપારીના તો ભોગ સમજવા વેર મીઠુ છે, એ તેઓ મારી રીતે સમજે છે. મોઢા આગેનો પીચકારીનો માર મહેતાજીની મોટીના જેટલોજ ચમકાવે છે. પણ ખરુ કહેવુ જોઇએ કે છોકરા એવા કોઇ ઈરાદાથી તોફાન કરતા નથી. એવા કડક મહેતાજી કે વેપારી ત્રણ દિવસ પીચકારીની મેનાના ઝપાટા-માથી બચવાની પેરવી કરી શકે છે. પાણીથી ભીનાવાથી ચીડાતા વટેમાર્ગુઓ બાળુડાઓની આખમા ચમકતો આનંદ જોઇને તરત કળી શકે છે કે એ પીચકારીમા કશુ મનનુ ઝેર નથી હોતુ, અને જો બાળકોની ગમત દરગુજર કરે તો તેઓ પોતાનુ બચપણુ અને તે વખતના તોફાન યાદ કરતા સુખે રસ્તે પડી શકે

તગુના તહેવારને જુવાનો અને કન્યાઓ આટલા બધા આનંદથી વધાવી લે છે તેનુ એક કારણુ એ છે કે તગુવાથી લગ્નની મોસમની શરુઆત થાય છે. ઘણાખરા બૌદ્ધ ધર્મ પાળનારાં પારેવાના જોડલાં જુના માળા છાંડી પોતાના નવા માળામાં નવા વરસે અને કાસોનની પૂર્ણિમાના વચગાળામાજ જઇ વસે છે. કાસોનથી તેમનો " ચાતુર્માસ " શરૂ થાય છે. એ કાળ મે મહિનાની પૂનમથી માંડીને છેક ઓક્ટોબરની પૂનમ સુધી ચાલે છે, જે દરમીઆન કડક ધર્મશાસનની આજ્ઞા છે તેથી વચમાના આ થોડા અઠવાડીયા માટે તેમા વસંત તથા અનંગ ખૂબ ખેલી લે છે તે અરસામા લગ્નોના કૉલ કરાર થાય છે. એ અરસામા આ અજોડ મહેમાનગીરીવાળા લોકો જે આવે તેને છુટે હાથે આવકાર દે છે અને આઇસક્રીમ, શરબત, બર્મીઝ પકવાન્નો ઈ તેમને આપે છે. ધનવા-ના ઘર આગળ તથા પગોડાઓ પાસે સ્વાગત માટે મોટા મંડપો ાધવામા આવે છે.

## જ્યોતિષનો પ્રભાવ

બૌદ્ધ પંથ હિન્દુ ધર્મનો એક અંશ છે, અને બર્મીઝ ભાષા સંસ્કૃતની દુહિતા છે, તેથી જ્યોતિષના પણ ઘણા તત્વો આ લોકોએ સ્વાભાવિક રીતે હિન્દુઓ પાસેથી જ ગ્રહણ કર્યા છે નક્ષત્રો, કુંડળી, ગ્રહમંડળની ગણતરીની પદ્ધતિ, એ બધુ આર્ય જ્યોતિષને મારા પ્રમાણમાં મળતુ આવે છે લૌકિક આચારવિચારમા એ શાસ્ત્ર પૂરેપૂરું પ્રસરી ગયુ છે, અને શુકન અપશુકન, મુહૂર્ત વારના ચોઘડીયા ડગલે પગલે ગણાય છે.

દાખલા તરીકે, બર્મન લોકોનુ અઠવાડિયું જોઇએ, એ યથાર્થ આવાડીયું છે, આપણી માફક સાતવારીયાને અડવાડીયુ નથી કહેતા એમના વાર (૧) તાનીલા, (૨) આઇંગા, (૩) સાને, (૪) ચાન્ચયાડે, (૫) બોદદાહુ, (૬) યાહુ, (૭) થાઉક્ચ્યા અને (૮) તાનીંગાવે, એટલે કે સોમ, મંગળ, બુધ, રાહુ ગુરુ, શુક્ર, શની અને રવિ, એ પ્રમાણે છે બર્મન લોકોમા એવી માન્યતા છે કે જેનો જન્મ સોમવારે થયો હોય, તે અદેખો થાય, મંગળવારે થયો હોય તે પ્રમાણિક, બુધવારે જન્મેલો ગુસ્સાબાજ પણ જલદી ગુસ્સો ભૂલી જનારો, રાહુની ઉત્પતિવાળો તેથીય વધારે આકરો અને સોબો, ગુરુવારે નમ્ર, શુક્રવારે બોલકણો, શનીવારનો ગરમમજિજી ને લઢવાડીઓ, અને રવિવારે જન્મેલો જીવ કરકસરીઓ થાય દરેક દિવસની અમુક પ્રાણીવાચક સંજ્ઞા ઠરાવવામા આવી છે, અને બાળકના વડિલ તે જે દિવસે જન્મ પામ્યુ હોય તે દિવસના અધિષ્ઠાતા પ્રાણીની આકૃતિની મીણબત્તીઓ તેને તુષ્ટ કરવા માટે પગોડાઓમા ધરાવે છે આ રિવાજ અતિશય સામાન્ય છે અને દરેક પગોડામા ફળફુલ, છત્રીઓ સોનાના વરખ વગેરે સાથે પ્રાણીસૂચક મીણબત્તીઓ બહુ છૂટથી ધરાવવામા આવે છે, અને દરેક પગોડામા અને તેની આસપાસ થયેલી રહેતી પૂજાપાના સામાનની દુકાનોમા તે હમેશા જોઇએ તેટલી સંખ્યામા મળી શકે છે નામાભિધાનના લોકાચારની વિગતો રસદાયક છે, પરંતુ અહિ તેની વિશેષ ચર્ચાથી વિષયાંતર થાય તેમ છે

આપણી માફક બર્મન કુટુંબમાં બાળકનો જન્મકાળ બહુ કાળજીથી, ચોકસાઈ પૂર્વક નોંધવામાં આવે છે. એ જન્મ કાળ ઉપરથી જન્મકુંડળી ( સાંડા ) તૈયાર કરાવવામાં આવે છે. આ જન્મકુંડળી લઇને જોશી મહારાજ બાળકના જીવનની રૂપરેખા ઉપજાવી કાઢે છે, અને "ધન, મકર, કુંભ" ના જાદુથી અજ્ઞેય ને પણ જ્ઞેય બનાવવાનો દાવો કરે છે. ઘણું ખરું આ જન્મપત્રિકા રસપ્રદ આગાહીઓ, સંકટનાં સૂચનો, તેનાં નિવારણની પ્રક્રિયાઓ, દાન પુણ્યની મહત્તા અને બાળકનાં અંતરને પ્રફુલ્લ કરે તેવા વખાણનાં વચનોથી ભરેલી હોય છે. આ પરિચયનો હેતુ બર્મન જ્યોતિષ પદ્ધતિની આંટીઘૂંટીઓમાં ઉતરવાનો નથી; કેમકે તેવી વિગતોમાં ઘણાખરા વાચકોને રસ પડે નહિ. પરંતુ દરેક વારની એકંદર માન્યતા એવી છે કે સોમવારે જન્મેલું બાળક ચંદ્રગ્રહની દશામાં પંદર વર્ષ સુધી રહે છે, અને એ મુદત પૂરી થતાં તેને મંગળની આઠ વર્ષની દશા બેસે છે. ત્રેવીસ વર્ષની વય થતાં દશા બદલાય છે. એ પ્રમાણે એક પછી એક ગ્રહોના વારા આવે છે. બર્મન જોશી તેમજ પ્રાકૃત લોકો બહુ આશાવાદી ગણાય, કેમકે તેઓ માણસની વય ૧૦૮ વર્ષની ગણે છે, જો કે સરેરાશ જીન્દગી એ દેશમાં પણ હિંદની માફક પચીસ વરસથી વધારે નથી!

પહેલિવહેલી જોશીઓએ જન્માક્ષર બનાવવાના અનેક રસ્તા કરી મૂક્યા છે. કોઈપણ પ્રસંગમાં એ હાર કબુલવા કે એકરાર કરવા તૈયાર નથી. જન્મકાળ મળી શકતો હોય કે નહિ, તોયે એવો એક પણ બર્મન જોશી નહિ હોય કે જે જીજ્ઞાસુના પ્રશ્નથી સંકોચ પામે, એ બાબતમાં આપણા અને ત્યાંના ગપ્પીદાસોમાં કશો ફેર નથી. જે સાચા જ્ઞાનવાન છે, એમની વાત જુદી છે. બર્મનોમાં ઉપર કહ્યું તેમ, જન્માક્ષરનું મહત્વ ઘણું છે. છે. અતિશય જતનથી દરેક બર્મન પોતાની પત્રિકા જીંદગીભર સાચવી રાખે છે, અને તેને જીવથીયે વધારે કિંમતી લેખે છે. જ્યોતિષમાં અને ખાસ કરીને જન્મગ્રહની અસરમાં એ લોકોને એટલી બધી શ્રદ્ધા હોય છે કે એ બાબત દરેક કાર્ય કરતાં પહેલી વિચારે છે. ત્યાં પહેલાં એવો રિવાજ હતો કે દેશમાં વપરાતા સીક્કાનાણાં, વજનનાં કાટલાં અને નાણાવ્યવહારનાં

કાગળીયાં ઉપર રાજાના જન્મદિવસના ગ્રહની સંજ્ઞાની છાપ રહેતી. મીંડોન-રાજાના વખતના સિક્કા ઉ. ઉપર સિંહની આકૃતિ હતી કેમકે એ રાજા મંગળવારે જન્મ્યો હતો અને એ વારની સંજ્ઞા સિંહ છે. ચાલુ રાજાની પહેલાના રાજ અમલોમાં વપરાતા અને તે વખતના રાજાની મહોરવાળા સિક્કા વિ. બહુ જાપ્તાથી રદ કરાતા. અને લોકો તેને રાજ્યના સરકારી અધિકારીઓની નજરે ચઢવા દેતા નહિ, કેમકે તે વર્તમાન રાજા માટે અપશુકન-કારક મનાતું. આ થી વેપારી વર્ગને કેવી પારાવાર હેરાનગતી ભોગવવી પડતી હશે તેનો ખ્યાલ આવી શકે છે. ઘણાખરા રાજાઓનો અમલ થોડાં થોડાં વરસ ચાલ્યો હતો એ ધ્યાનમાં રાખીએ તો કાચંડાના રંગની જેમ ઘડી ઘડી બદલાતા સિક્કાઓથી વેપારવણજના કેવા હાલ થયા હશે તે કલ્પી શકાય તેમ છે. માત્ર છેવટનો રાજા થીબો કે જેણે બર્મા ગુમાવ્યું, તે આવી બાબતોમાં બેપર્વા હતો. તેણે પોતાના બાપના વખતનાં બધાં સિક્કાટર્લા ચાલુ રહેવા દીધાં હતાં.

જન્માક્ષરને બર્મન લોકો આપણી માફક લખોટાવાળી કોઇ થેલી કે પુરાણા પટાગમાં નાખી રાખતા નથી. બહુ ઉમદા કારીગરીવાળાં લખાણ જૂના જન્માક્ષરોમાં જોવામાં આવે છે. પત્રિકાને અનેક બોર્ડરોથી શણગારીને કુંડળીની ચોકડીઓ અને વર્તુલો ઘણી આશ્ચર્યકારક કલાથી ચીતરે છે. એકેક જન્માક્ષર પાછળ મહેનત અને ખર્ચની મણા નથી રખાતી. અને તેને રાખવાની પેટી કે લખોટા પણ અસાધારણ કલાના નમુના હોય છે. ઘણુંખરું સાંકા ગુપ્ત રાખવામાં આવે છે અને સાધારણ રીતે જોવામાં આવતા નથી.

---

# ૩. બર્માનું ભારતીય નગર–રંગૂન

રંગૂન એટલે બર્માનું હિંદી શહેર. પાંચ લાખની વસ્તીમાંની ચોથી હિંદીઓની–એમાં કાશ્મીરથી કુમારી ભૂશિર તથા દ્વારકાથી આગકાન સુધીના હિંદના પ્રત્યેક પ્રાન્તના રહીશોનો શભમેળો ખરો. રંગૂન એટલે સંક્ષિપ્ત ભરતખંડ; ઉપરાંત બીજું જે કહો તે. બર્મા જઇ આવેલા પ્રત્યેક હિંદવાનનું એ પ્રિય નગર, લાખો હિંદીઓનું, બર્માના અગીયાર લાખ હિંદી રહીશોનું એ જાણે કે બીજું વતન; ઘણાનું તે એકનું એક એજ વતન.

હાવેં, ફોરચેમ્મર ઇ. બર્માના કેટલાક ઇતિહાસકારોનું અસંદિગ્ધ મંતવ્ય છે કે ઇ. સ. પૂર્વે ચોથી સદીમાં પ્રવાસી ભારતીયોનો પથરાવો ઘણોજ વિસ્તૃત હતો, અને તે અરસામાં દક્ષિણ ભારતના તેલંગણ હિંદુઓએ પ્રોમ (શ્રીક્ષેત્ર), રંગૂન (ત્રિકુંભનગર) અને તથાઉં (સુવર્ણભૂમિ) માં વેપાર અર્થે વસવાટ કર્યો હતો ત્યાં તેમણે જે બુદ્ધમંદિર સ્થાપ્યું તેનું નામ થૈ ડે-ગોંગ પાડયું હતું. એજ શ્વેડગોં. અને ત્યાંના ગામનું નામ ડગોં. ઇ. સ. પૂર્વે ૫૮૫માં શ્વેડગોંની સ્થાપના એ દંતકથા પ્રમાણે થએલી અર્થાત ડગોં એટલું જૂનું ગામ હતું પોન્નરેખા (પુણ્ય રેખા ઇ. સ ૭૪૬–૭૬૧) નામના તલાઈ રાજાએ તેનું નામ બદલીને અરામાન રાખ્યું હતું પરંતુ તેના અવસાન પછી પાછું ડગોં નામ ચાલુ થયું હતું. તે ઠેઠ ઇ. સ. ૧૭૫૫ માં અલૌંફયાએ તેનું નામ બદલી યાંગૂં (જુઓ પા ૧૦૫) રાખ્યું ત્યાં સુધી ચાલુ રહ્યું. તે પછી રંગૂને ઘણા ઘણા રાજા, રાજ્યો અને રાજવંશોના હાથબદલા અનુભવ્યા.

ચૌદમા સૈકામાં રાણી શીંસોબુએ આમરણ પગોડાના સાન્નિધ્યમાં રહેવાનું વ્રત લઇને ત્યાં મહેલ બાંધ્યો હતો. એને ફરતી એનાં પરિચારકોની

વસ્તી ધીમે ધીમે ફેલાઈ ગઇ. તેના જમાઈ અને અનુગામી રાજા ધમ્મઝેદીએ (ધર્મચૈત્યે) હાલનો ત્યાંનો પ્રચંડ ઘંટ ઢળાવ્યો હતો. એ ઘંટ મહાગંડાનો વ્યાસ તેની કિનારીએ આઠ હાથ છે, અને તેનું વજન ૨,૮૦,૦૦૦ વીસા (૧૦ વીસા = ૩૬ રતલ) છે. તે અરસામાં રંગૂન કોટબંધ શહેર થઈ ગયું હતું. શીસોબ્યુના નિવાસવાળા લતાને શીસોબા-મ્યો (મ્યો=નગર) કહેવામાં આવતો. આજના રંગૂનના જૂના કેન્ટોનમેન્ટવાળો એ ભાગ હતો-જ્યાં હાલ ફયાની સામે જતી સડકને જમણે ખૂણે કેન્ટોન્મેન્ટ બાગ, તળાવ અને જૂનું દેવળ છે, એ જગા. ત્યાં છેલ્લી રાણી સુફયાલાની સમાધ તેના અવસાન પછી ચણવામાં આવી છે. બર્માના રાજાઓની ધમ્માચકડીમાં આ શહેરની ચડતી પડતીની સંક્ષિપ્ત નોંધ પ્રથમ ખંડમાં જે તે સ્થળે આપણે લીધેલી જ છે, એટલે વિશેષ પેંજણુ અહિં નહિ કરીએ. અલૌંફયાના સમયમાં (૧૭૫૨-૬૦) રંગૂનના જીવનમાં વિશાળ પરિવર્તન થયું. ત્યાં સુધી એની પૂર્વે લાઇં નદી ઉપર આવેલા ડલા અને ઉત્તરે પીગુ નદી ઉપર જામેલા સીરીયમ, એ બંદરો વ્યાપારત્રણજનાં કેંદ્ર હતાં, પરંતુ અલૌંફયાએ તલાઈ બળવો શમાવીને એમને હાથ પડેલુ ડગોં સર કર્યું, અને તેનું નામ બદલી યાં-ગોં રાખ્યું. એણે સીરીયમને દાબી દઇને રંગૂનની બંદરગાહને વિકાસ સાધવાનું મન ઉપર લીધું. સીરીયમને લૂંટીને એણે સાવ જમીદોસ્ત કરી મૂક્યું.

### પરદેશીઓનો પગપેસારો

યાં-ગોં-ઝગડાનો છેડો-નામ ગખ્યા છતા વિગ્રહોની ઝડી તો ત્યાં ચાલુ જ હતી. ૧૭૫૮, ૧૭૭૩ અને ૧૭૮૩ મા તલાઇ બળવા ભભૂક્યા હતા, પરંતુ ૧૭૮૩ માં બોડૌફયાએ છડી સવારીએ આવીને રંગૂન શહેર તથા પગોડાનાં ઘણાં ગૌરવ કર્યાં. ૧૭૯૫ પછીથી દરબારે આવતા હિંદ સરકારના કાસદોની અવરજવર ચાલુ રહી. એમાંના ઘણાખરા રંગૂન થઇને આવતા જતા હતા. તે પહેલાં ત્યાં અંગ્રેજ કોઠી નખાઈ હતી. ૧૭૯૬થી રંગૂનમાં એક અંગ્રેજ રેસીડન્ટ રાખવાની પરવાનગી રાજાએ આપી હતી.

૧૮૨૪ માં પ્રથમ અંગ્રેજ વિગ્રહ શરૂ થયો, અને રંગૂન તેની ઝડપમાં આવ્યું હતું.

રંગૂનમાં પહેલો ગોરાંગ મેમાન ગૅસ્પેરો બાલ્બી નામે વેનીસનો ઝવેરી હતો (૧૫૮૩). ત્રણ વરસ પછી પ્રથમ અંગ્રેજ રાલ્ફ ફીચ આવ્યો. પહેલો યૂરોપીયન પાદરી ત્યાં આવનારો ગીઓ મરાયા પેરકોટો નામે ઈટાલીયન હતો. તે ૧૭૬૧ માં રંગૂન ઉતર્યો હતો. ઈટલીથી રંગૂન સુધીની મુસાફરી કરતાં એને બે વર્ષ લાગ્યાં હતાં. એણે લખ્યું છે કે રંગૂનની આસપાસનો પ્રદેશ રાની હાથી અને મગરોનાં ઝુંડથી ભયંકર છે, અને વાઘના ત્રાસે મકાનો ઊંચા થાભલા ઉપર બાંધવાં પડે છે.

તે પછી મિશનરીઓની અવરજવર અને માયાવિસ્તરણનો વેગ વધતો ગયો. એ લોકોએ શાળા, કોલેજો અને સેવા સંસ્થાઓ સ્થાપીને પોતાનું કાર્ય કુનેહથી વધાર્યા કર્યું. હિંદુસ્થાન એ પધ્ધત અને પ્રકારથી ક્યાં અપરિચિત છે? એમની સંસ્થાઓમાં ઇજનેરો, વૈદો અને સમુદ્રયાનના નિષ્ણાતો પણ તૈયાર થતા હતા.૧૮૩૩ મા ત્યાંથી ભણી નીકળેલો એક જર્મન વૈદ રોમમાં વૈદું કરતો હતો, એવો કાર્ડીનલ વાઇઝમેનની નોંધમાં ઉલ્લેખ છે. પેરકોટો પછી ફાધર સેન્ગરમેનોનું નામ જાણીતું છે. એમણે રંગૂનને વિદ્યાકળાનું કેન્દ્ર બનાવ્યું. તે પછી કૅપ્ટન માઇકલ સાઇમ્સને હિંદના ગવર્નર જનરલે આવા દરબારમા એલચી નીમીને મોકલ્યો. તેણે રંગૂનની સુઘડતાની પ્રસંશા કરી છે. તે કહે છે કે ગઢની અંદર શ્રીમંતો વસતા હતા, ગરીબો તેની બહાર ટકાગલે નામના લત્તામા રહેતા હતા, અને એક લત્તો ગણિકાઓ માટે અલગ રાખેલો હતો. સાઇમ્સની નોંધમાં એ શહેરમાં રખડતાં કુકકર ભુંડનાં અસંખ્ય ટોળાનો સંપૂર્ણ ઉલ્લેખ છે. તે પછી કૅપ્ટન હીરામ કોકસ આવ્યો (૧૭૯૬). તેનાં વર્ણન સાઇમ્સને મળતાં છે. કોકસ પછી કૅપ્ટન કૅનીન્ગ એલચી નીમાયો હતો (૧૮૧૧)

રોમન કૅથલીક સંપ્રદાયના પાદરીઓને મળતી સફળતાથી આકર્ષાઈને ૧૮૦૭ માં સીરામપોરના બે બાપ્ટીસ્ટ સંપ્રદાયના પાદરી માર્સડન અને

ચેટર રંગૂનમા ઉતરી પડ્યા હતા ૧૮૧૩ માં વિખ્યાત પાદરી રેવ૦ એડોનીરામ જડમન પત્ની સહિત રંગૂન આવીને વસ્યા

**અંગ્રેજોએ કરેલાં વર્ણન**

૧૮૨૨ની સાલે બંગાળાથી ગાઉજર નામે વેપારી સુવર્ણભૂમિમા નસીબ અજમાવવા ઉતરી પડયો હતો એણે રંગૂનનુ વર્ણન કર્યું છે, તે માઇમ્સના વર્ણનથી જુદુ છે રંગૂનને એણે ગંદુ, ગીચ, ગલીચ અને ૮ થી ૧૦ હજારની વસ્તીવાળુ ગામ કહ્યુ છે તેના લખાણમા કૅપ્ટન લેમ્બ-ડાઁગી નુ પ્રશસાભર્યું વર્ણન પહેલી વાર જોવામા આવે છે. એ લતામા આવેના પેની રાક્ષસી કદની સુપુપ્ત બુદ્ધની ડુંગર ઉપર સૂતેલી મૂર્તિવાળા "નારોગી ફ્યા" થી રંગૂનમા રહેવો કયો મનુષ્ય અજાણ્યો હોઇ શકે? NGADAWGGYI વાળુ રૉયલ લેકસની પશ્ચિમે સાન્ડી ચઢણવાળી વિગામા સડકને નાકે આવેનુ પાટીયુ, ત્યાથી જતા "મચ્છીતળાવ" અને ત્યા શરુ થતી ડાઁગી ફ્યાની ટેકરીના પગથીયાની હારમાળા, એ સુંદર રંગૂનની વિશિષ્ટ સુદરતાઓમાની એક છે એ મંદિર અને તળાવનુ નામ અસલ એક જ હતુ

રંગૂનમા અસલ માત્ર તલાઇ વસ્તીજ હતી પછી દેશ પરદેશથી લોકો આવવા લાગ્યા, બંદરગાહના વિકાસ સાથે એ ભાતીનો ક્રમ વિકસતો ગયો ૧૩મી સદી પછીથી મુસલમાનોએ દેખા દીધી અને તેમને લીધે ઝરબાદી (પરદેશી મુસલમાન બાપ અને બર્માંઝ માના સંતાન) જેવી મિશ્ર કોમોનો ઉદ્ભવ થયો. હવે ઝરબાદી દોઢેક લાખ થઈ ગયા છે, અને એ વૃદ્ધિમા હિંદના, ખાસ કરીને ગૂજરાતના મુસલમાનોનો ફાળો સાચે જ નાનો સૂનો નથી!!

સાઈમ્સના સમયમાં રંગૂનની વસ્તી અદાજે ૩૦,૦૦૦ હતી, પણ તે ઘટીને ૮૦૦૦ થઇ ગઇ હતી (૧૮૧૨) એ અરસામા ત્યા અંગ્રેજ, ફ્રેન્ચ, અમેરિકન, વર્ણસંકર પોર્ટુગીઝ, મોગલો ઈ ની વસ્તી પણ થોડી થોડી થઈ હતી. આ પરદેશીઓની દેખભાળ માટે બર્માંઝ રાજાઓ ખાસ

કલા-વું (કલા=પરદેશી) અધિકારીઓ નીમતા હતા, અને કલાઓના વસવાટ માટે કલાદાં (પરદેશી લતા) ખાસ મુકર્રર કરવામાં આવતા હતા. અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી તેમને તો બર્માનીથી કલા-પરદેશી-કહી શકાય નહિ ! તેથી ત્યારથી એ શબ્દ માત્ર હિંદીઓ માટે અનામત રહ્યો, અને તે પણ સંજોગોને લીધે, તિરસ્કારસૂચક અર્થમાં.

રંગૂનના વહિવટ માટે રાજા તરફથી મ્યો-વું (મ્યો=નગર, વું=અધિકારી) નામે સુબો નીમવામાં આવતો હતો. તેના હાથ નીચે યે-વું, અકાઉ-વું શાહબંદર, અખું-વું, સીકે ઇત્યાદિ જુદાં જુદાં ખાતાં સંભાળનારા કર્મચારીઓ હતા. આમાંથી કોઇને પગાર નહોતો મળતો. રૈયત પાસેથી જે નીચોવી લીધું, એ તેમનું, એવો શિરસ્તો એ સમયે ત્યાં પ્રવર્તતો હતો.

૧૮૨૪ માં બર્મા ખાતેના અંગ્રેજ સિપેહસાલારના મંત્રી મેજર સ્નોડગ્રાસે રંગૂનનું રમૂજી વર્ણન લખ્યું હતું. એને રંગૂન નહોતું ગમ્યું ! એ કહે છે કે રંગૂન ઈ. સ. ૧૮૨૪ માં નદીને કીનારે લગભગ ૯૦૦ વાર જેટલી લંબાઇએ વસેલું હતું. તેની વધારેમાં વધારે પહોળાઇ ૬૦૦ થી ૭૦૦ વારને અંદાજે હતી. તેની બે તરફ બે પરાં વસેલાં હતાં. જે તદ્દન અરક્ષિત હતાં. પરંતુ ખુદ મધ્યવર્તી રંગૂન ગામ ૧૦ થી ૧૨ ફીટ ઉંચાં જાડાં પાટીયાંના બનાવેલા ગઢથી ઘેરાયેલું હતું. અંદરના ભાગમાં એ દિવાલ સરસા માટીના ટેકરા ઊભા કરી દીધા હતા, અને તેથી એ ગઢ ખરું જોતાં ધારીએ તેના કરતાં વધારે મજબૂત હતો. બહાર તરફ, દક્ષિણમાં તેને નદીના પટની ઓથ હતી બાકીની ત્રણ બાજુએ છીછરી ખાઇ ખોદવામાં આવી હતી, અને તેના બે છેડા નદી સાથે સંધાયેલા હતા. નદીનાં પાણી તેમાં ખાસ કરીને ભરતી વખતે ભરાઇ જતાં. એ ખાઇનો પશ્ચિમ તરફનો છેડો વિશાળ પાણીપચી ભોંયમાં હતો. ત્યાં ભયંકર કળણ હતું, તેને ઓળંગવા માટે લાકડાનો પૂલ હતો.

આ લક્કડ કોટ રંગૂનને ચોખ્ખૂટ ઘેરી લેતો હતો. માંડલેના કિલ્લા જેવો એ ચોરસ હતો. પરંતુ તેની રેખા એવી સીધી કે સમાંતર નહિ,

પરંતુ નાકીચૂકી હતી તેની પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ તરફની ભીંતોમાં એકેક દરવાજો હતો એતરફની દિવાલમાં બે દાગ હતા નદી તરફના દરવાજા આગળ ડક્કો હતો, અને તેનું નામ અંગ્રેજોએ The King's Wharf-રાજાનો પૂલ-રાખ્યું હતું

આગળ જતાં તે લખે છે " મોગ પાયા ઉપર વેપારવણજના કેન્દ્ર તરીકેની રંગૂનની ખ્યાતિ સાંભળતાં અમે એવા દોરાઇ ગયા હતા, કે એને નજરોનજર જોતાં એના મુફલીસ અને કંગાળ દેખાવથી અમે નાસીપાસ થયા વગર ન જ રહીએ રંગૂનના કસ્ટમ હાઉસ, ડક્કા અને બંદરોની મોટી મોટી વાતો કરતાં અમારી કલ્પના, જાહોજલાલી નહિ તો નિદાન આબાદી દર્શાવતા વેપાર ધંધાથી ધમધમી રહેલા શહેરના દર્શન કરવાની તો અમને આશા આપતી જ હતી અમે કલ્પનાના ઘોડા ખાસ દોડાવ્યા નહોતા બને તેટલી સામાન્ય કક્ષાનો ખ્યાલ અમે બાંધ્યો હતો પરંતુ અમે નજરે જે જોયું તેના કરતાં તો એ ખ્યાલ પણ બહુ વધારે ઊંચા જણાયા ! બ્રિટિશ સરકારે પરહેલવેલા એ સ્થળે પડાવ નાખ્યો, ત્યારે અમારી સામે જે કંગાલ ઝુંપડાનું ઝુમખું દેખાયું, તેણે અમારી કલ્પનાને સજ્જડ દાગ આપી પાટી યાના એ ગોયડાના ઢુંઢને "શહેર" કહી શકીએ, તો ભલે ! એવા એ શહેરને કુ તો લાગ્યાનો ફેર છે એ જમીનથી ૧૬-૧૮ ફીટ ઉંચો છે એ તેની પડખે થઇને વહેતી સુંદર નદીના દેખાવને સત્તર હાંકી દે છે, ને એ ગામડાના દેખાવને ગીચ, ગલીચ અને સાંકડો બનાવી મૂકે છ ત્યાં થોડાં ઇંટ ચૂનાના મકાન પણ છે તે મોટે ભાગે યુરોપીયનોના છે એના ઉપર મકાન કર લેવાય છે સરકારની ખાસ પરવાનગી લીધા પછીજ એવાં પાકાં મકાન બાંધી શકાય છે અને તેવી પરવાનગી મળે છે પણ ભાગ્યેજ.

' આ ગામનું મધ્ય મકાન કસ્ટમ હાઉસ છે તે આર ખંડેર જેવી જ દશામાં આવી પોંચું છે ત્યાં પાણીમાં ખૂચી પડેલું એટલું નકામું એક વહાણનું ખોખું જણાવે છે, કે એ રંગૂન બંદરનો પર હાઇ છે ગંગા નદીની પૂર્વની દર્નયામાં આવેલા આ વેપારવણજના મહાન મથકની

નિશાની રૂપે કશું હોય, તો તે થોડી કિનારે ફરતી મદની ફતેમારીઓ, ને છૂટી છવાઈ ગામડી હોડીઓ જ છે "

આગળ ચાલતાં સ્નૅાડગ્રાસ સાહેબ લખે છે; ' ખોયડા ઘણું ખરું વાંસ કે પાટીયાનાંજ બનેલા છે. લાકડાના મકાન મોટે ભાગે સરકારી અમલદારો અગર ધનવાન રહીસોના હોય છે. મકાનો લાકડાના થાભલા ઉપર જમીનથી થોડાં ઊંચા ઉભા હોય છે. તેનો હેતુ ભેજથી બચવાનો છે. તેને લીધે સુખાકારી અને આરામ રહેવા પામે પણ મકાનની નીચેની જમીન ઘણુંખરું ગંદકી અને ગંદા પાણીથી ખદબદે છે, અને તેમાથી દિવસના તાપને લીધે રોગથી ભરેલી હવા નીકળીને ચોતરફ ફેલાય છે, ને ત્રાસ આપે છે શહેરમા ઢેડ ભંગીની ફરજો, જોતાં સૂગ ચડે એવાં દુબળાં ડુક્કરો બજાવે છે. એમનાં ટોળા રસ્તાઓમાં આથડે છે. રાતને વખતે તેમનું સ્થાન ભૂખ્યાં કૂતરાના ટોળા લે છે એ જાનવરોનો કાગારોળ અને મધરાતના એમના યુદ્ધ ઉંઘને આંખની પાસે ફરકવા પણ નથી દેતા......

"રંગૂનની ઉત્તરે આશરે બે માઇલને અંતરે આવેલી સપાટ ભોંય ઉપર ઊંચાણની જમીન છે. તેની સપાટી ઉપર ચડઉતર થતા મેદાનો છે અને તેની ઉપર બર્માંઝ સામ્રાજ્યના મુખ્ય મંદિરોમાના એકની ઇમારત ૩૫૦ ફીટની ઉંચાઈના સ્તૂપ રૂપે ઉભી છે. આ ડુંગરને ગામ સાથે જોડતા હળવા ઢોળાવ ઉપર બે રસ્તા લંબાયેલા પડ્યા છે એ સડકો લક્કડ કોટની ઓતરાતી દીવાલના બે દરવાજા ઉપર આવેલા બે પગોડા આગળથી નીકળીને છેક શ્વેડગોન સુધી જાય છે એ સડકોને લાગેલી સાગના મજબુત મકાનોની બે હાર છે એ મકાનોમાં ભિખ્ખુઓ વસે છે આ સડકોને ફરતી જમીન ભેજવાળી છે પણ વાસ્તવમા આસપાસના દૂર સુધીના પ્રદેશમાં સૂકી જમીન મળવાનાં જ ત્યા દોહ્યલા છે.

"એ રસ્તે જતા કેટલાક ભોગ તળાવ આવે છે એ બરૂ અને બીજાં અનેક ઘાસ તથા ઝાડીથી ગીચ ભરેલા રહે છે. તેમા કાદવ કીચડ અને ગંદાં પાણી ભરેલા છે રંગૂનની દક્ષિણે, છેક નદીના પટ સુધી ડાંગરના ખેતરો

પથરાયેલા છે. તેમા સ્થળે સ્થળે ઠીંગણા તાડના જૂથ દેખાય છે, પણ ઉત્તર તરફ તો ગીચ જંગલ છે. એ જંગલ છેક પગોડાની તળેટી સુધી લાગે છે. તે તરફ, થોડી છૂટી છવાઇ કોરી જમીન અને ખુલ્લા મેદાન બાદ કરતા, જંગલ શિવાય કશું નજરે પડતું નથી. "

આજના રંગૂન સાથે આ ચિત્રને જરા સરખાવી જોશો ? કઈ ફરક લાગે છે ખરો ? સાડાચાર લાખની વસ્તીવાળા, ભૂમિતિની રેખાઓ શી સીધી સડકો અને રળિયાળા બાગ બગીચા, તળાવો, આલીશાન ઇમારતો, બે માઇલના જંગી ડક્કાઓ અને સેંકડો મહાકાય સ્ટીમરો તથા હજારો સંપાનોના જૂથથી શોભતા આજના મનોહર રંગૂનના બાદશાહી મોગલ સ્ટ્રીટની લખપતિ પેઢીઓમા કામ કરતા ગુજરાતી બંધુઓમાના કેટલાના વડવાઓએ ઉપર વર્ણવેલા રંગૂનના દર્શન કર્યા હશે ?

**અંગ્રેજ સૈન્યનો પહેલો સંસર્ગ !**

સ્નૉડગ્રાસ પછી રંગૂનનું વર્ણન કરનાર એ બી એમ. પ્રેસના સ્થાપક રેવ૦ સીફ્રામ બેનેટ હતા. તેમના સમયનો લકમ્ડકોટ સ્નૉડગ્રાસ વાળો નહિ, પરંતુ પ્રથમ વિગ્રહ પછી બાંધેલો નવો હતો. રંગૂનની વસ્તી ત્યારે લગભગ ૨૮,૦૦૦ હતી

બેનેટ પછી પાદરી માલ્કમનુ આગમન થયુ (૧૮૫૦). રંગૂન ત્યારે વધીને લગભગ ૫૦,૦૦૦ નું થયેલુ કહેવાય છે માલ્કમ પણ રંગૂન દેખીને નાસીપાસ થયો હતો ૧૮૪૨ મા બ્રિટિશ પાર્લામેન્ટને માન્ર કરવામાં આવેલા બર્માને લગતા પહેલા સરકારી નિવેદનમા પણ રંગૂનને "અર્ધ શોકીયુ, અર્ધમૂર્ખ " ગામ કહેલુ છે. કોટની ડુવ લબાઈ એકાદ માઇલ આડ હશે નદીથી તે રંગૂન ગામ સુધીની ભોય કાયમ કાદવ કીચડ અને ખાબોચીયાથી ખદબદતી હતી. હલના છેક ડલ્હાઉઝી સ્ટ્રીટ સુધી નદીનાં પાણી ભરતીમા ચઢી જતા અને ત્યાં હોડીઓ ફરતી હતી

પરંતુ રંગૂન ગામના ગર્નાચ્ય દેખાવનુ બધું સાટુ સ્ત્ય સ્વેડગોનનાં અલૌકિક દર્શનથી વળી જતુ હતું !

પહેલા બર્માંઝ વિગ્રહ વખતે રંગૂને અંગ્રેજ સૈન્યનો સ્વાદ ચાખ્યો. આ યુદ્ધ દરમ્યાન અંગ્રેજ સિપાહીઓની એક ટોળીને એક ભોયરું જડયું. ત્યાં કોઇ વેપારીએ દારુનાં પીપ ભર્યાં હતાં. જોતજોતામાં આખા લશ્કરમાં વાત પ્રસરી ગઇ, અને સેંકડો અંગ્રેજ સિપાહીઓ ચકચૂર બની, રાતે સળગતી મશાલો લઇને દારુ પીવા નીકળી પડયા. એમણે રંગૂનને સળગાવી મૂકયું. અડધા ઉપરાંત શહેર બળીને ખાક થઇ ગયું. લાઇ નદીને કિનારે આવેલા ડલા બંદરે આ આગનો દેખાવ અત્યંત ભવ્ય લાગતો હતો. અંગ્રેજ મેમાનોનો રંગૂનને પ્રથમ મિલનને આ પરિચય હતો ! "સર્વિસીઝ ઑફ ધી મદ્રાસ યુરોપીયન રેજીમેન્ટ ઇન બર્મા" પુસ્તકના કર્તા મેજર જૉન બટલરે લખ્યું છે કે અંગ્રેજ સિપાહીઓનું બીજું પરાક્રમ, તે પગોડાની લૂંટ. અંગ્રેજ સેનાપતિ સર આર્કિબાલ્ડ કૅમ્પબેલે પોતે શ્વેડગોન પગોડાના પાયા દાટેલા ધન માટે ઉંડે સુધી ખોદાવી નાખ્યા હતા. તેને પગલે સિપાહીઓએ નાના પગોડાઓ ઉપર ત્રાપટ મારી, અને થોડા સમયમાં તો એક પણ પગોડા લૂંટાયા વગરનો રહ્યો નહિ. સોના ચાંદીની સેંકડો મૂર્તિઓ લૂંટીને કલકત્તા મોકલી ને વેચી દીધી. છેક ૧૮૨૭માં યાંદાબુના કરાર મુજબના દંડનો બીજો હપ્તો મળ્યો ત્યારે ગોરી સેના રંગૂનથી ખસી.

૧૮૪૧ માં તારાવાડી મીં (મીં=રાજા) એ રંગૂનનો કોટ પડાવીને શહેરનો વસવાટ દૂર ઓ-કા-લા-પા ને નામે કરાવ્યો. નદીથી એ લગભગ સવા માઇલ દૂર હતું. તેના સમયના શહેરનો નકશો મોજુદ છે, તેમાં સુલે ફયા, અત્યારે જેને સ્પાર્કસ સ્ટ્રીટ કહેવાય છે તે સ્થળે આવેલું આર્મિનીયન દેવળ, અત્યારે બર્મા રેલ્વેની કચેરી છે ત્યાં તે સમયે ઉભેલું રોમન દેવળ અને તેની પૂર્વ તરફ નજીકમાં જ બૅપ્ટિસ્ટ મિશન હાઉસ બતાવેલાં છે.

વળી હાલની "કાલીબારી" વાળું તે સમયનું પ્રાચીન હિંદુ મંદિર પણ એ નકશામાં જોવામાં આવે છે. ૧૮૨૪ માં પણ એ મંદિરનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. હાલનું સુરતી બરા બજાર છે ત્યાં જૂનું સ્મશાન અને વધસ્થાન હતું. સુલે પગોડાની પૂર્વ તરફ બર્માંઝ અમલદારોનાં

ઉદ્યાનો હતાં અને ત્યાં ગેજ નાટાગૅગ હતા. શહેરને પાણી કંડોઉ તથા કાન્ડેગ્યેના તળાવોમાંથી પૂરું પાડવામાં આવતું હતું, જો કે બીજા ટૂંકા તળાવ પણ પુષ્કળ હતા. તેમાંનો એક કૂવો હજી પણ ચાલુ છે તે ફ્રેગ સ્ટ્રીટ ઉપર આવેલો "રીબેકાઝ વેલ".

હાલની ગવર્નમેન્ટ હાઈસ્કૂલ છે ત્યાં ખૂબ શોભાયમાન વિહાર હતા. બીજા બર્માઝ વિગ્રહ વખતે તેનો ઉપયોગ સરકારી કચેરીઓ તરીકે કરવામાં આવ્યો, અને ત્યાં પાકા મકાનો બંધાયા હતા. હાલના સ્કૉટ માર્કેટ, ઍન્ગ્લીકન દેવળ અને રેલ્વે ઑફીસવાળા સ્થળે કબ્રસ્તાન હતું, જેનો ઉપયોગ "કલા" (જેમાં તે વખતે ગોરા પણ ગણાઈ જતા હતા તેમને) માટે થતો હતો. કોટનો એક દરવાજો હાલ જ્યાં કૉર્પોરેશનની ઇમારત છે ત્યાં પડતો હતો. તે સમયના શહેરના મુખ્ય લત્તા વાટાજી, ચાઉટાઉ, પાસોડા, મીગલા બજાર, પઝુંડાઉં, બોટેટાઉં, કીમીંડાઇ, કોકાઇં ઇ. હતા.

## રંગૂનની કાયાપલટ

છેલ્લા વિગ્રહને અંતે બ્રિટિશ—એટલે મદ્રાસી પલટણે રંગૂનનો કબજો લીધો તે પછી છ મહિનાની અંદર એ ગામની શકલ બદલાઇ ગઇ. ગામને રીતસર લાઇનદોરીમાં ગોઠવવાનું, જમીનની સપાટીને ભરતીનાં પાણી કરતાં વધારે ઊંચી બનાવવાનું, અંદરના ભાગની ઊંચાણની ભોય ખોદીને નીચાણની પુરવણી કરવાનું—એ બધું કામ ધમધોકાર ચાલ્યું. વ્યવહારુ અંગ્રેજોને તો ત્યાં વસી ને રીતસર વેપાર ખેડવો હતો; ખોટી શોભાઇ નહોતી કરવી. જોતજોતામાં આસપાસના ગામના લોક ત્યાં આવીને વસવા લાગ્યા.

ચાઈના સ્ટ્રીટથી માંડીને હાલ જેને ડલહાઉસી સ્ટ્રીટ કહે છે તે રસ્તે છેક ફ્રીક સ્ટ્રીટ સુધી રંગૂન ગામ મેજર સ્નૉડગ્રાસે વર્ણવેલી ખાઇથી ઘેરાયેલું હતું. તેને બે છેડે બે નદી હતી. એ ખાઇમાં સંપાનો આવતી, અને આસપાસનાં ગામડામાંથી ફળ, શાક, માછલી ઇત્યાદિ લાવતી. તે વખતે સુલે ફ્યામાં મોટી ગુજરી ભરાતી, ને ત્યાં દારૂ જામતી.

જેના ઉપરથી ફેઅર સ્ટ્રીટનું નામ પડયુ છે, એ કર્નલ એ. પી. ફેઅર ૧૮૫૭–૫૮ ની સાલના સરકારી એડમિનિસ્ટ્રેશન રિપોર્ટમાં લખે છે કે રંગૂન શહેરની વસતી ૧૮૫૬ ની સાલમાં ૪૬,૨૪૦ જેટલી થઇ હતી. કર્નલ ફેઅર તે વખતે ગજવહિવટનો વડો હતો ૧૯૧૧ ના વસતિપત્રક વખતે રંગૂનની આબાદી ૨,૯૩,૩૧૬, અને ૧૯૨૧ મા ૩,૪૧,૯૬૨ ની થઇ ગઇ એ કુલ વમતિ ૭૫ ચોરસ માઇલના વિસ્તારમાં હતી ૧૯૩૦મા રંગૂન અને તેનાં પરાંની વમતિ ૭૭ ચોરસ માઇલના વિસ્તારમા ૩૪૫૫૦ જેટલી અકાઇ હતી આખા બર્મા દેશની વસ્તી ૨,૩૩,૭૩૦ ચોરસ માઇલમા ૧,૩૨,૧૨,૦૦૦ જેટલી છે.

એ સમયથી, તે ત્રીજા દાયકાના ડેવેલપમેન્ટ ટ્રસ્ટના જમાના સુધી સુધારણા તથા વમાહતનુ કામ ધમધોકાર ચાલ્યાજ કર્યું છે. તેનું છેવટનું સ્વરૂપ, તે પાવરોનું ઉપવનનગર રંગૂન ડેવેલપમેન્ટ ટ્રસ્ટના મેન્યુઅલમા લખ્યુ છે, કે " રંગૂન શહેર અને તેના ઉપનગરોવાળી જમીનના વહિવટ માટે " ટાઉન વર્કસ ફન્ડ " નામનુ એક ફન્ડ સ્થાપવામા આવ્યું હતું. શહેરના અમુક ટુકડા વેચીને તેની ઉપજ એમા જમા કરવામા આવી હતી એ પ્રમાણે ભેગાં થએલા નાણાં વડે રંગૂન શહેરની રચના થઇ, ને કાદવ કીચડના ખામોચીયા પૂરાયા. ૧૮૬૦ ના એપ્રીલ મહિનાની ૩૦મી તારીખ સુધીમાં જમીનના વેચાણથી થયેલી કુલ આવકની રકમ બાર લાખ ઉપર પહોચી હતી. તેમાંથી ફકત ચોવીસ હજાર બાદ કરતા બાકીની બધી રકમ ઉપર્યુક્ત કામમાજ વપરાઇ હતી "

અને પછી તો...... ...જાણે આભ ફાટયુ ! ૧૯૩૦ નું રંગૂન, તે ૧૯૩૯ નુ નહોતુ જ અને ૧૯૨૦ વાળા શહેર સાથે ૧૯૩૦ ને કશી નિસબત ન હોતી આજે તો રંગૂનનો ભાૈગોલિક તો શું, પણ રાજકીય નકશો પણ પલટાવા લાગ્યો છે... .. જોતજોતામા પલટાઇ ગયો છે, " આસમાં પામે હૈ રંગ બદલને કે લીયે !" આ આપણું સુન્દર રંગૂન